# ગાંધી સ્મારક ગ્રંથ

સંપાદક

નટુભાઈ રાવળ





પ્રકાશક

શ્રી પાટણ વિદ્યાર્થીમંડળ

ડૉ. પંડ્યા અભ્યાસગૃહ

પાટણ

પ્રાપ્તિસ્થાન
દવે ખાદી ભંડાર. સાલવીવાડો. પાટણ (ઉ. ગુ.)
કુમાર કાર્યાલય. ૧૪૫૪ રાયપુર અમદાવાદ
ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધીરસ્તો. અમદાવાદ

પ્રથમ આવૃત્તિ ૧૦૦૦ ઑક્ટોબર ૧૯૪૮
અઢી રૂપિયા

પ્રકાશક:
નટવરલાલ માધવલાલ રાવળ
વિદ્યાર્થીમંડળ પ્રકાશનમંદિર
સાલવીવાડો. પાટણ. (ઉ. ગુ.)

મુદ્રક:
ચંદુલાલ કેશવલાલ પટેલ
ન્યુ પટેલ પ્રિન્ટરી,
ફોફળિયાવાડા સામે, પાટણ

વિશ્વશાંતિના ચાહક, હિંદના ઉદ્ધારક અને ડગલે ને
પગલે પ્રભુદર્શન માટે ઝંખનારા વહાલા
બાપુજીને સપ્રેમ ભેટ

# બે બોલ

શ્રી પાટણ વિદ્યાર્થીમંડળ તરફથી ગાંધી સ્મારક ગ્રંથ યોગ્ય સમયે પ્રગટ થાય છે. આ વિદ્યાર્થીમંડળ હિંદનાં આદર્શ વિદ્યાર્થીમંડળોમાંનું એક છે. એની રચનાત્મક પ્રવૃત્તિઓ ખરેખર ધ્યાન ખેંચે એવી છે.

શ્રી. નટુભાઇ રાવળ સરખા સેવાભાવી યુવક સ્મારક ગ્રંથનું સંપાદન કરે છે, એટલે નાના મોટા, કવિતા અને ગદ્ય મળી ચોરાશી લેખોનો સંગ્રહ સ્મારક ગ્રંથમાં થઇ શકયો છે. ખરેખર એ ગ્રંથ વાંચવા યોગ્ય બન્યો છે. બધાજ મોટા માણસોના લેખો એમાં નથી, અને એજ ઉચિત છે. આજના બધાય મોટા માણસો ગાંધીજીનાં સર્જન છે, અને ગાંધીજીપ્રેરી મોટાઈ જેનામાં નહિ હોય તે પાછા નાના બનીજ જવાના છે. ખરૂં જોતાં ગાંધીજીનું આખું જીવનકાર્ય નાના મોટાના ભેદને ભૂંસવાનું હતું-સહુને માનવી બનાવવાનું એમનું જીવનકાર્ય હતું. એટલે પ્રત્યેક લેખ વાંચવા જેવો બન્યો છે અને પ્રત્યેકમાં એ મહાપુરુષ પ્રત્યેની ઊર્મિનું વૈવિધ્ય સ્પષ્ટ દેખાઇ આવે છે.

ગાંધીજી વિષે શું લખાય ? અને શું ન લખાય ? છેલ્લાં ત્રીસ વર્ષથી તો ગાંધીજી હિંદનો આત્મા અને હિંદનું કલેવર બની રહ્યા હતા. ગાંધીજી વગર હિંદ શ્વાસ પણ ન લઇ શકે એવી હિંદ સાથેની-હિંદી પ્રજા સાથેની એકતા એ મહાપુરુષને એવી વિરાટતા અર્પે છે કે જેનું માપ લેવું અશકય છે. વેરભાવે ભજનારને પણ મુક્તિ આપતો ગાંધીજીનો ઇશ્વરાંશ ઝીણા અને ઝીણા સર્જ્યા પાકિસ્તાનમાં પણ સ્ફુટ થયો છે એ ઇતિહાસ કદી ભૂલે એમ નથી.

છેલ્લાં ત્રીસ વર્ષથી રાજકારણમાં આપણે ગાંધીજીને પૂછ્યા વગર ડગલું ભરી શકયા નથી. એમણે દર્શાવેલે ડગલે ડગ મૂકતાં હિંદે સ્વરાજમાં પ્રવેશ કર્યો. અહિંસાને હસનાર ગાંધીસમર્પ્યા સ્વરાજને હસી શકે એમ નથીજ. શસ્ત્ર વિના રાજ્યપલટો થાય નહિ એમ માનતી દુનિયાને વગર શસ્ત્રે સ્વરાજ મેળવ્યાનો સફળ પ્રયોગ કરી બતાવનાર એ મહાત્મા હિંદનાજ નહિ પણ જગતભરના ભ્રષ્ટ રાજકારણને અમૃતઅંગુલિથી નિર્દેશ કરે છે કે રાજકારણનો સાચો ઉકેલ સત્યમાંજ છે, અહિંસામાંજ છે. સૈનિકો, રાજનીતિજ્ઞો, મુસદ્દીઓ, નેતાઓ એ નિર્દેશને જેટલા મોડા અનુસરશે એટલી માનવતા પણ જગતમાં મોડી જ ઊગશે.

ગાંધીના રાજકારણમાં માનવધર્મ સમાય છે, માનવ–સાહિત્ય સમાય છે, માનવ રાષ્ટ્રવાદ પણ સમાય છે. એની પ્રવૃત્તિઓનું કેન્દ્ર એટલે સામાન્ય, રસ્તે ચાલતો પગે ચાલતો માનવી–જેનું પ્રતિક તે શ્રમજીવીઃ મજદૂર અને કિસાન. જે એને ન સ્પર્શે એ ગાંધી ફિલસુફીમાં નિરુપયોગી–કહો કે અનિષ્ટ. શ્રમજીવીને ન સ્પર્શે એ રાજકારણ, એ ધન, એ ધર્મ, એ વ્યાપાર, એ સાહિત્ય, એ કલા કે એ જીવન ગાંધીને ન ખપે

સર્વ સામાન્યતાને સ્પર્શ્યા વગર હવે કઇ પ્રજા આગળ વધી શકે એમ છે? સામાન્યમાનવીનું ગૌરવ કરતો ગાંધીપ્રવાહ પ્રજાસત્તાવાદ–Demo-cracy સમાજવાદ–Socialism કે સામ્યવાદ–communism નાં સર્વ શુભ તત્વોને લઇને આગળ વધે છે.

આમ હિંદને સ્વરાજ અર્પી ચૂકેલો એ મહાત્મા માત્ર હિંદનો જ નેતા નથી; એ માનવજાત સમગ્રનો નેતા છે, પયગંબર છે, દ્રષ્ટા છે.

નેતાઓ, પયગંબરો, દ્રષ્ટાઓ જીવી જાણે છે, કેમ જીવવું એની કેડી પાડી આપે છે. જીવી પણ જાણે અને મરી પણ જાણે એવો નેતા, એવો પયગંબર અને એવો દ્રષ્ટા માનવજાતને જવલ્લેજ મળે છે. મહાત્માએ જીવી તો જાણ્યું; જીવાડી પણ જાણ્યું; ઉપરાંત ભવ્યમાં ભવ્ય ઢબે મરતાં પણ જાણ્યું.

કૃષ્ણના પગમાં તીર હતું. કૃષ્ણના મુખ ઉપર સ્મિત હતું. એનું એજ ગીતા ગાયું **પ્રહસન્નિવ** મુખ!

ઇશુના દેહ ઉપર ખીલા ઠોકાયા. ઇશુના મુખમાં શબ્દો હતા; 'પ્રભુ મારા જલ્લાદોને માફ કર.'

ગાંધીજીના હૃદયમાં જીવલેણ ગોળી વાગી સહુના હૃદયમાં રમતા રામને ગોળી મારનારમાં જાણે નિહાળતા ન હોય એવો ગાંધીજીનો ઉદ્‌ગાર હતોઃ 'હે રામ!'

માનવી જન્મે છે, જીવે છે, મારે છે, મરે છે. એને આવું પયગંબરી રીતે મરતાં ન આવડે? ગાંધીજીએ હિંદવાસીને જીવતાં શીખવ્યું, સ્વતંત્ર બનતાં શીખવ્યું, અને મૃત્યુમાં પણ કેમ મરી શકાય એનો પદાર્થપાઠ આપણને એ શીખવી ગયા!

એના સ્મારકમાં, સ્મારક ગ્રંથમાં એનું માપ ન હોય: એની પૂજાજ હોય. મહત્તાનાં માપ લેનાર આપણે કોણ ? આપણને મહાન બનાવનારનું આપણે વજન કેમ લઈ શકીએ ? એને તો માત્ર નમનજ હોય.

ભાવિને, ઇતિહાસને મહાત્મા ગાંધી માટે જે કહેવું હોય તે કહે. ગાંધીછાંટ્યા તણખામાંથી જાગૃત થનાર આપણે તો ભાવિમાં, ઇતિહાસમાં જોઈએ છીએ તો ફક્ત ગાંધીદોર્યો માર્ગજ આપણને દેખાયા કરે છે. એવા આર્ય સંસ્કૃતિના, હિંદી સંસ્કૃતિના, માનવ સંસ્કૃતિના પરમ પ્રફુલ્લ પુષ્પનું પૂજન કરીએ.

સ્મરણ પણ પૂજન જ છે. શ્રી. નટુભાઈએ સંપાદન કરેલો આ સ્મારક ગ્રંથ ગાંધી પૂજનની એક અંજલિ છે.

એના વાચનથી આપણે એ વિશ્વવંદ્ય મહાત્માના સ્મરણને પણ લાયક થઈએ તો બસ.

એવા પુણ્યશ્લોકનું સ્મરણ પણ પાપ મોચન બની રહે છે. સ્મારક ગ્રંથ એ સ્મરણ કરાવે છે.

અને, આ તો શરૂઆતનાં સ્મરણ છે. દિન વીતશે, યુગ વીતશે તેમ આ મહાત્માને વધારે અને વધારે યાદ કરીશું.

રમણલાલ વ. દેસાઈ

# નિવેદન

સમાજ, દેશ કે વિશ્વનું ભલું કરવા ખાતર પોતાની જાત ઘસી નાખી સર્વત્ર સુવાસ ફેલાવનાર કોઇ પુણ્યશાળી પુરુષ આ ફાની દુનિયા ત્યજી જાય છે ત્યારે તેના શ્રાદ્ધ નિમિત્તે શું શું થઇ શકે તેનો આજે અનેક દૃષ્ટિએ વિચાર થઈ રહ્યો છે. એક વખત સામાન્ય ગણાતા માનવી-માંથી માનવેન્દ્રની કોટિએ પહોંચવા આ મહાન આત્માએ પોતાનો વિકાસ કેવી રીતે સાધ્યો, એનામાં એવાં અનુકરણીય તત્ત્વો ક્યાં હતાં કે જેથી તેણે આટલા વિશાળ સમુદાયનો પ્રેમ સંપાદન કર્યો, કઇ સિદ્ધિ પાછળ તેણે પોતાનું આખું જીવતર ખરચી નાંખ્યું, પોતાની ઉન્નતિ સાધી એટલુંજ નહિ પરંતુ જગતની એ મહાન જ્યોત કેવી રીતે બની તે વિષે તેના સંબંધમાં આવેલી વ્યક્તિઓ પાસેથી સાહિત્ય એકઠું કરવામાં આવે અને તેને જાહેરમાં મૂકવામાં આવે તો ભાવિ પ્રજાને તે ખૂબ માર્ગદર્શક થઇ પડે. આ દૃષ્ટિએ જોતાં 'સ્મારક ગ્રંથ' ની આવશ્યકતા તો છેજ.

હજારો વર્ષોનો માનવઇતિહાસ જોતાં જગતભરનું માન પોતાના જીવનકાળ દરમિયાન કોઈ એકજ વ્યક્તિને મળ્યું હોય તો તે વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજીને મળ્યું છે. અને એક વીરને છાજે એવી રીતે મૃત્યુને આવકારનાર એ શહીદના અવસાન સમાચાર સાંભળ્યા ત્યારે સમસ્ત વિશ્વ પર વીજળી પડી! ધરતી ધ્રૂજી ઊઠી! અને ખંડેખંડમાં તેના શોકનો પડઘો પડ્યો! પૂ. ગાંધીજી જેવા સંત પુરુષનું ખૂન થયેલું સાંભળી માનવ માત્રને ભારે આઘાત થયો! કેટલાયનાં હૃદય ચાલતાં બંધ થયાં! કેટલાય મગજની સ્થિરતા ગુમાવી બેઠા! એ સમયનું હિંદનું કલ્પાંત જોયું જાય તેવું નહોતું. વિશ્વભરમાં વરતેલો હાહાકાર પણ સદાને માટે યાદ રહેશે.

પૂજ્ય ગાંધીજીને વિશ્વભરમાંથી એટલી બધી અંજલિઓ અર્પવામાં આવી છે કે તેનો સંગ્રહ કરવો લગભગ અશક્ય જેવું છે. ગૂજરાતમાં પૂ. બાપુજીના પરિચયમાં આવેલી વ્યક્તિઓમાંથી જેને જેને પહોંચી વળાયું તેમની પાસેથી અંજલિઓ મેળવવાનો આ નાનામાં નાનો પ્રયાસ છે. આ કંઈ તેમનું જીવનચરિત્ર નથી. એમના જીવનનાં મૂલ આંકનારા આપણે કોણ? આ તો છે ભક્તિપૂર્વક અર્પેલી શ્રદ્ધાંજલિ. આ છે હૃદયના ઉદ્‌ગારો. કાલીઘેલી ભાષામાં નીકળેલી વિરહની વાણી. છતાં

આમાંથી કોઇને કંઇ નવું જાણવાનું મળશે અથવા પ્રેરણા મળશે તો 'સ્મારક ગ્રંથ' પ્રકટ કરવાનો મારો આ પ્રયાસ સફળ થયેલો માનીશ.

પાટણના મૂક સેવક, ડૉ. પંડયા અભ્યાસગૃહના પ્રાણ અને મારા ગુરુ સ્વ. મણિભાઈ દવેએ પાટણમાં ઇ. સ. ૧૯૨૦ માં એકલે હાથે ૫૦૦ રેંટિયા ચલાવ્યા હતા. પૂ. બાપુજીને તિલક સ્વરાજ ફાળા નિમિત્તે પાટણમાં લાવનાર પણ એજ મહાપુરુષ હતા. તેમની પ્રેરણાથી સ્થપાયેલું શ્રી પાટણ વિદ્યાર્થીમંડળ ' અભ્યાસગૃહ પત્રિકા ' નામનું ત્રૈમાસિક, ખાદીભંડાર, કલા સંગ્રહસ્થાન, દિવાલપત્ર, પ્રકાશનમંદિર વગેરે પ્રવૃત્તિઓ કરી રહ્યું છે. આ મંડળ છેલ્લાં ૨૩ વર્ષથી પૂ. ગાંધીજીની જન્મજયંતી નિયમિત રીતે ઉજવી રહ્યું છે. પૂ. બાપુજીનું અકાળ અવસાન થવાથી માત્ર શોક-સભા ભરીને બેસી રહેવાનું તેને યોગ્ય લાગ્યું નહિ. તેણે ઠરાવ કર્યો : "પત્રિકાનો ૧૦૦ પાનનો ગાંધી સ્મારક અંક પ્રસિદ્ધ કરવો, પૂ બાપુજીનું તૈલચિત્ર કરાવી મંડળના કાર્યાલયમાં મૂકવું અને ગાંધી સાહિત્યનો આખોય સૅટ પુસ્તકાલયરૂપે વસાવી લેવો."

અમે તો ૧૦૦ પાનનો ' ગાંધી સ્મારક અંક ' કાઢવા ધાર્યો હતો. પરંતુ અમારી વિનંતિને માન આપી લેખકબંધુઓએ એવો સરસ જવાબ આપ્યો કે અમે આજે ૨૫૦ પાનનો ' ગાંધી સ્મારક ગ્રંથ ' બહાર પાડવા ભાગ્યશાળી થયા છીએ. જેઓ લેખ મોકલી શકયા નથી તેમણે પત્રો લખીને આ પવિત્ર કાર્યની સફળતા ઇચ્છી છે. શ્રી. મૌલાના આઝાદ, શ્રી. માવળંકર દાદા, શ્રી. ખેર દાદા, શ્રી. મોરારજીભાઇ દેસાઈ, શ્રી. ડૉ. જીવરાજ મહેતા, શ્રી. ચુનીભાઇ શાહ, શ્રી. કિશોરલાલ મશરૂવાળા અને તમામ લેખકબંધુઓનો આ સ્થળે આભાર માનવામાં આવે છે.

ગૂજરાતના સાહિત્યરત્ન અને પૂ. બાપુજીના પરમ ભક્ત શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇએ અનેક રોકાણો હોવા છતાં આ ગ્રંથની સુંદર પ્રસ્તાવના લખી આપી છે તે બદલ તેમનો ઋણી છું.

આ ગ્રંથ તૈયાર કરવામાં સહાય આપનાર પૂ. રવિશંકર મહારાજ, શ્રી રવિશંકર રાવળ, શ્રી. બચુભાઇ રાવત, શ્રી. જગન્નાથ મહેતા, શ્રી. હિંમતલાલ કરુણાશંકર બક્ષી, શ્રી. વિજયકુમાર ત્રિવેદી, શ્રી. ભોગીલાલ સાંડેસરા, શ્રી. ચીમનલાલ દલસુખભાઇ શાહ, શ્રી. ડૉ. હરિલાલ જસુંધવાળા, શ્રી. ફુલાભાઇ પટેલ, શ્રી. પુરુષોત્તમદાસ શાહ, શ્રી. ડાહ્યાભાઇ વકીલ,

શ્રી. રસિકલાલ જાની, શ્રી. મફતલાલ ખમાર, શ્રી. રસિકલાલ પરીખ, શ્રી. ઇશ્વરલાલ દવે, શ્રી. કૃષ્ણલાલ દવે અને ન્યુ પટેલ પ્રિન્ટરીના માલિક શ્રી. ચંદુલાલ પટેલનો આભારી છું.

કોઇ પણ કાર્ય નાણાં વિના થઇ શકતું નથી. જેને જેને આ વિષે વાત કરી તેમણે સુંદર જવાબ આપ્યો છે. આર્થિક સહાય આપનારનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. રૂા. ૧૦૩૮–૮–૦ જેટલી કુલ રકમ ભેગી થઈ શકી છે. પણ એટલામાં ધારેલું કાર્ય પાર પડે એમ નહોતું. એટલે મંડળે પોતાની બધીજ મૂડી હોડમાં મૂકી છે. ગ્રંથનાં પાનાં ધાર્યા કરતાં ઘણાં વધી ગયાં છે. અત્યારની અસહ્ય મોંઘવારીને લીધે આ ગ્રંથની કિંમત અઢી રૂપિયા નિરુપાયે અમારે રાખવી પડી છે. વિદ્યાર્થીમંડળના સભ્યો અને અભ્યાસગૃહ પત્રિકાના ગ્રાહકોમાંથી જેમનું અત્યાર સુધીનું લવાજમ પૂરેપૂરૂં આવ્યું હોય તેમને આ ગ્રંથ અર્ધી કિંમતે આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. આમ કરતાં જે પ્રતો બાકી રહે તેમાંથીજ મંડળે રોકેલી મૂડી પાછી ફરી શકે. ગૂજરાતની જનતા, પુસ્તકાલયો, કેળવણીની સંસ્થાઓ અને વિદ્યાર્થીઓ અમારા આ સાહસને જરૂર આવકારશેજ.

અમારાં અગાઉનાં પ્રકાશનો જગતના સિતારા ભાગ પહેલો અને બીજાને તેમજ સ્વ. મણિભાઇ દવેના સ્મારક ગ્રંથને વડોદરા રાજ્યની શાળાઓ અને પુસ્તકાલયો માટે મંજૂર કરવા બદલ વડોદરા રાજ્ય કેળવણી ખાતાનો તેમજ ઉત્તેજન ખાતર પુસ્તકો ખરીદવા બદલ વડોદરા પુસ્તકાલય સહાયક મંડળનો આભારી છું અને આશા રાખું છું કે અમારા આ ગ્રંથને પણ તેમના તરફથી પૂરતું ઉત્તેજન મળી રહેશે.

ગાંધી સાહિત્યનો સૅટ વસાવવા માટે ગૂજરાત વિદ્યાપીઠના કાર્યકર્તા શ્રી. વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારીએ રૂા. ૫૦૦) અને વિદ્યાર્થીમંડળના સૌથી પહેલા પ્રમુખ શ્રી. અમીચંદ ખેમચંદ શાહે રૂા. ૧૨૫) ભેટ આપ્યા તે બદલ મંડળ તેમનું આભારી છે. પરંતુ આટલી રકમમાં આખો સૅટ આવી શકે એમ નથી. અમારી ઇચ્છા તો એવી છે કે 'ગાંધી સ્મારક પુસ્તકાલય' નામની એક સંસ્થા ઊભી કરવી. તેમાં ગાંધી સાહિત્યનાં તમામ પુસ્તકો વસાવવાં. ઉપરાંત એ સંસ્થા પૂ. બાપુજીનાં રચનાત્મક કાર્યો કરનારૂં એક કેન્દ્ર થઇ પડે. અમારી આ મુરાદ પાર પાડવા પાટણના દેશપ્રેમી ગૃહસ્થો પોતાનો ઉદાર હાથ લંબાવે એમ ઇચ્છીએ.

કાગળ મેળવવાની મુશ્કેલીના કારણે ગ્રંથ બહાર પાડવામાં ખૂબ વિલંબ થયો છે. ઘણા લાંબા કાળ સુધી રાહ જોવરાવ્યા પછી આ સ્મારક ગ્રંથ આપના હાથમાં મૂકતાં શોક અને હર્ષ બન્ને થાય છે. આઝાદીને ઝંખનારા પૂજ્ય બાપુજીએ આઝાદી તો મેળવી પરંતુ રામરાજ્ય લાવવાની તેમની અંતિમઇચ્છા અધૂરી રહીં ગઇ ! તેમનો નાશ કરનારો આપણો એક જાતભાઇ પાક્યો એ ઓછી શરમની વાત છે ? પૂ. બાપુનું સ્મરણ કરતાં આજે પણ આંખો અશ્રુભીની થાય છે. બાપુ ગયાનુ અપાર દુઃખ હૈયે હોવા છતાં તેમના જેવા સંત પુરુષના સ્મારક ગ્રંથનું સંપાદન કાર્ય મારા જેવાને હાથે થાય તેને હું મારા અહોભાગ્ય માનું છું.

આ ગ્રંથનો સર્વયશ તેના લેખકબંધુઓને ફાળે જાય છે. તેમાં રહેલી ઊણપો ઉદારભાવે નિભાવી લેશો. આ કાર્યમાં સાથ આપનાર સૌ મિત્રોનો આભારી છું.

નટુભાઇ રાવળ

# ગાંધી સ્મારક ગ્રંથના સહાયકો

૫૧। વિજયકુમાર માધવલાલ ત્રિવેદી
૫૧) જીવણલાલ છબીલદાસ ઓતિયા
૫૧) ડાહ્યાલાલ મથુરદાસ મોદી
૫૧) ગંગાદાસ ઉત્તમલાલ મહેતા
૫૧) ડાહ્યાલાલ નથુશંકર જાની
૩૧) ચંદુલાલ ઠાકરશીભાઇ કોઠારી
૨૫) રસિકલાલ જમનાદાસ પરીખ
૨૫। પ્રતાપચંદ ભાઇચંદ સાળવી
૨૫) કાંતિલાલ ગોરધનદાસ દવે
૨૫) કનુભાઈ જીવાચંદ પરીખ
૨૫) સુંદરલાલ વિઠ્ઠલદાસ મહેતા
૨૫) બળદેવપ્રસાદ સાંકળેશ્વર આચાર્ય
૨૫) ફુલાભાઇ મથુરભાઇ પટેલ
૨૫) ઇશ્વરલાલ ગીરધરલાલ પટેલ
૨૫) નવનીતલાલ મણિલાલ શાહ
૨૫ ભાઇશંકર જેઠારામ જાની
૨૫) ભોગીલાલ અમથાલાલ પરીખ
૨૫) ચંદ્રશંકર મણિશંકર આચાર્ય
૨૫) મણિલાલ મૂળચંદ મીસ્ત્રી
૨૫) શિવાભાઇ ચતુરભાઇ પટેલ
૨૫) નટવરલાલ રામશંકર ઓઝા
૨૫) નગીનદાસ માધવલાલ સાંડેસરા
૨૫) નટુભાઈ રાવળ
૨૨) ડૉ. પં. અભ્યાસગૃહના વિદ્યાર્થીઓ
૨૧) જયંતીલાલ શંકરલાલ વ્યાસ
૨૦) જેશીંગલાલ જક્ષીલાલ શાહ
૧૧) સરસ્વતીબેન જલુંધવાળા
૧૧) વિશ્વામિત્ર નાનાલાલ વૈદ્ય
૧૧) મફતલાલ કેશવલાલ ખમાર
૧૧) રઘુનાથરાવ યશવંતરાવ પ્રધાન
૧૧) પુરુષોત્તમદાસ ભીખાભાઇ શાહ
૨૧) ડાહ્યાલાલ મોતીલાલ વકીલ
૧૧) ગિજુભાઇ કેશવલાલ વ્યાસ
૧૧) બબલભાઇ લલ્લુભાઇ અમીન
૧૧) ભોગીલાલ જેચંદ સાંડેસરા
૧૧) સુરેન્દ્રલાલ હિંમતલાલ બક્ષી
૧૧) પીતાંબરદાસ દ્વારકાદાસ ગુર્જર
૧૧) દશરથલાલ સાંકળચંદ રાવળ
૧૦) કંચનલાલ લલ્લુભાઇ મોદી
૭) કનૈયાલાલ ભાઇશંકર દવે
૭) કાંતિલાલ હરિલાલ પકાઇ
૭) નાથાલાલ મૂળચંદ રાવળ
૬) પટેલ છાત્રાલયના વિદ્યાર્થીઓ
૫) રસિકલાલ છોટાલાલ જાની
૫) ઇશ્વરલાલ મણિલાલ દવે
૫) પુનમચંદ નાનાલાલ પટેલ
૫) કાંતિલાલ મોહનલાલ પટેલ
૫) શાંતિલાલ પ્રહલાદજી બારોટ
૫) જીવણલાલ ત્રિભોવનદાસ ત્રિવેદી
૫) બાળકૃષ્ણ ગોવિંદ મૂળે
૫) બાબુલાલ ચંદુલાલ જાની
૫) કૃષ્ણલાલ વિદ્યાશંકર દવે
૫) માણેકલાલ ગબરૂચંદ શાહ
૫) મનહરલાલ અમથાલાલ પંડ્યા
૫) નવીનચંદ્ર મણિલાલ દવે
૫) જોઇતારામ પુંજીરામ મહેતા
૫) વૃંદાવન મણિલાલ દેવી
૫) રઘુનાથ માધવલાલ બારોટ
૫) વિષ્ણુકુમાર કુબેરલાલ પંડ્યા
૫) કાંતિલાલ હરગોવિંદદાસ વકીલ
૫) નરેન્દ્રલાલ કૃષ્ણલાલ પરીખ
૩) માણેકલાલ હરિલાલ દવે
૨। જસવંતલાલ મણિલાલ દાણી

---

૧૦૩૮।।

# અનુક્રમ

# બાપુજીનું પ્રિય ભજન

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે,
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે.

સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે,
વાચ કાછ મન નિશ્ચલ રાખે, ધન ધન જનની તેની રે.

સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માત રે,
જિહ્વા થકી અસત્ય ન બોલે, પર ધન નવ ઝાલે હાથ રે.

મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે,
રામ નામ શું તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમાં રે.

વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે,
ભણે નરસૈયો તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યા રે.

# રાષ્ટ્રપિતા ગાંધીજી

સત્ય અને અહિંસાના જગજૂના મંત્રોને જગત વીસરી ગયું હતું. જગતની તમામ પ્રજાઓ એક બીજા પર સત્તા જમાવવા માટે તલપી રહી હતી. ઠેરઠેર માનવસંહાર થઇ રહ્યો હતો. પૃથ્વી પર છળકપટ, ત્રાસ અને હિંસાનું સામ્રાજ્ય સ્થપાયું હતું. ધર્મનો લય થયો હતો અને માનવ-માત્ર વિનાશને પંથે ઘસડાઇ રહ્યો હતો. સર્વત્ર અંધકાર છવાયો હતો. પીડિત જનો પોકારતા હતા, ત્રાહિમામ્. બરાબર એજ સમયે એક યુગપુરુષે અવતાર લીધો. પંથભૂલેલા વિશ્વને તેણે નવો માર્ગ બતાવ્યો, પીડિતોની વહારે ધાયો અને અહિંસક યુદ્ધ ખેલીને તેમજ દુશ્મનનો હૃદયપલટો કરીને પોતાના હક્કો મેળવી શકાય છે એ ચમત્કાર તેણે જગત સમક્ષ કરી બતાવ્યો. હિંદના એ લાડીલા મોહને દેશપ્રેમની એવી સરસ બંસી બજાવી કે હિંદીજનો તેની પાછળ ઘેલાં બન્યાં તેની હાકલને માન આપી કરોડો માણસો પ્રાણ આપવા તૈયાર થયાં. દેશ ખાતર અપાર સંકટ વેઠનાર એ મૂઠી હાડકાંના માનવી આગળ રાજા મહારાજાઓ પણ પોતાનાં શિર ઝૂકાવવા લાગ્યા. દોઢસો દોઢસો વર્ષથી હિંદની છાતી પર ચડી બેઠેલા અંગ્રેજોને તેણે એકલે હાથે હાંકી કાઢયા. લોહીનું ટીપું પણ પાડ્યા વિના હિંદમાં તેણે મહાન ક્રાંતિ કરી. એકલા હિંદનોજ નહિ પરંતુ સમસ્ત વિશ્વનો ઉદ્ધાર કરવામાં તેણે પોતાનો સુંદર ફાળો આપ્યો. સત્ય અને અહિંસાનો વિશ્વભરમાં વિજયડંકો બજાવનાર આ મહાપુરુષ હિંદનો તારણ-હાર અને જગદ્‌ગુરુ થઈ પડ્યો. સ્વાતંત્ર્ય અને ઐક્યના આ અવતારી પુરુષે અશક્ય ગણાતી હિંદુ-મુસ્લિમ એકતા એક વાર સાધી બતાવી અને એજ સિદ્ધાંતનું પાલન કરતાં કરતાં તેણે પોતાના દેહનું બલિદાન હસતે મુખે આપ્યું. સ્વરાજ્ય મેળવ્યું પરંતુ હજુ તો રામરાજ્ય મેળવવાની તેની અંતિમ ઇચ્છા હતી એટલામાં પોતાનાજ દેશબાંધવના હાથે એ જગદીવડો હોલવાયો ! રાજકીય, ધાર્મિક, આર્થિક, સામાજિક, સાહિત્યપ્રદેશ, એમ એકેએક ક્ષેત્રમાં ઘૂમી વળીને તેણે ગાંધીયુગ ફેલાવ્યો. ઇશુ ખ્રિસ્ત અને ગૌતમ બુદ્ધ પછી વિશ્વભરને અજવાળનાર એ માનવરત્ન તે આપણા વહાલા રાષ્ટ્રપિતા ગાંધીજી

વીરોની ભૂમિ કાઠિયાવાડના પોરબંદર શહેરમાં–સુદામાપુરીમાં–મહાત્મા ગાંધીજીનો જન્મ સં. ૧૯૨૫ ના ભાદરવા વદ ૧૨ ઈ. સ. ૧૮૬૯ ના ઑક્ટોબરની બીજી તારીખે થયો હતો. તેમના વડવાઓ દેશી રાજ્યોમાં દીવાનપદું કરતા હતા. ઓતા ગાંધીએ રાજા મહારાજાઓને નમાવ્યા હતા. એમનાજ પુત્ર કબા ગાંધી પણ જાય એવા નહોતા. તેમણે પોરબંદર, રાજકોટ અને વાંકાનેરમાં દીવાનગીરી કરી હતી. તેઓ ભારે સ્વમાની અને ટેકીલા હતા. રાજકોટના રાજાનું અપમાન કરનાર એક અંગ્રેજ અમલદારની તેઓ સામા થઈ ગયા હતા. કબા ગાંધી એજ આપણા મોહનદાસ ગાંધીના પિતા કરમચંદ ગાંધી. ગાંધીજીનાં માતાનું નામ પૂતળીબાઇ હતું. તેઓ ખૂબ ધાર્મિક વૃત્તિનાં હતાં. દેવદર્શને જવું, કથાવાર્તા સાંભળવી અને લીધેલાં વ્રત કોઇ પણ ભોગે પાર પાડવાં એ તેમનો નિત્યનિયમ હતો. આવાં આદર્શ અને ટેકીલાં માતપિતાના ગુણો ગાંધીજીમાં ઉતરે એમાં શી નવાઇ?

ગાંધીજીની સંભાળ રાખવા એક ખાસ બાઇ રાખી હતી. રંભા એનું નામ હતું. ગાંધીજી જ્યારે જ્યારે બીતા ત્યારે રામનામ લેવાનું તે કહેતી. ગાંધીજી રંભા પાસેથી રામનામ શીખ્યા.

૭ વર્ષની ઉંમરે ગાંધીજીને શાળાએ મૂકવામાં આવ્યા. એક વર્ષ પછી તેમના પિતાની બદલી રાજકોટ થઇ એટલે તે પણ રાજકોટ ગયા. ત્યાં ચાર ગૂજરાતી પૂરી કરી તેઓ આલ્ફ્રેડ હાઇસ્કૂલમાં દાખલ થયા. શાળામાં પરીક્ષાનો સમય આવ્યો. ગાંધીજીએ ' કૅટલ ' શબ્દ ખોટો લખ્યો. શિક્ષકે જોડેના વિદ્યાર્થીમાં જોઇ લેવા તેમને ઇશારો કર્યો. ગાંધીજી સમજ્યા કે મારે બીજા કોઈમાં ન જોવું એમ શિક્ષક કહે છે. ચોરી કરવાનો તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. પાછળથી શિક્ષકે ઠપકો આપ્યો 'મેં તને ઇશારો કર્યો તોયે તું ન સમજ્યો! સાવ બાઘા જેવો છે!' ગાંધીજી કંઇજ ન બોલ્યા. પોતાના હાથે કંઈ ખોટું કામ ન થયું તે બદલ મનમાં ખુશ થયા.

રાજકોટમાં એક વાર નાટક મંડળી આવી. હરિશ્ચંદ્રનો ખેલ હતો. ગાંધીજી તે જોવા ગયા. સત્યને ખાતર હરિશ્ચંદ્ર રાજા ભંગીને ઘેર વેચાયા, તારામતીએ પરઘેર પાણી ભર્યાં એ દશ્ય જોઇ ગાંધીજીની આંખમાંથી આંસુની ધારાઓ ચાલી. તેમને વિચાર આવ્યો 'હું પણ રાજા હરિશ્ચંદ્ર જેવો સત્યવાદી થાઉં તો કેવું સારૂં!'

સાત વર્ષની ઉંમરે ગાંધીજીની સગાઇ થઈ અને ૧૪ મા વર્ષે તેમનું લગ્ન થયું ! તેમનાં પત્ની કસ્તુરબા તેમના કરતાં ૬ માસે મોટાં હતાં. પોતાની અભણ પત્નીને ઘેર ભણાવવા સારૂ ગાંધીજીએ ખૂબ પ્રયત્ન કર્યો પણ તેમાં તેઓ ન ફાવ્યા. ઘણા પ્રયત્નને અંતે તેઓ કસ્તુરબાને લખતે વાંચતે શીખવી શકયા.

વિદ્યાર્થી અવસ્થામાં ખરાબ સોબતને લીધે તેમને ચોરી કરવાની ટેવ પડી. દેવું વધી ગયું અને નાણાં આપવા સારૂ તેમણે ભાઇના કડામાંથી થોડું સોનું કાઢીને વેચ્યું. આ કામ કરતાં તો કરી નાંખ્યું પરંતુ પાછળથી તેમના પસ્તાવાનો પાર ન રહ્યો. પોતાની ભૂલ સમજાઇ તેથી સઘળી હકીકત લખીને તેમણે પોતાના પિતા સમક્ષ રજૂ કરી અને કરેલા ગુના બદલ માફી માગી. ચિઠ્ઠી વાંચીને તેમના પિતાને અપાર દુઃખ થયું અને તેમની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. ન તેઓ ગુસ્સે થયા ન એક શબ્દ પણ બોલ્યા ! આની અસર ગાંધીજી પર ભારે થઇ. તેમને ખૂબ પશ્ચાતાપ થયો. પિતાએ પુત્રને અહિંસાનો પાઠ આપ્યો.

થોડા સમય પછી તેમના પિતા બીમાર થયા. ગાંધીજી તેમની ખડે-પગે સેવા ઉઠાવવા લાગ્યા. પરંતુ તેમના અંતકાળ સમયે તેઓ પાસે રહી ન શકયા તે બદલ તેમને ખૂબ દુઃખ થયુ.

ઇ સ. ૧૮૮૭ ની સાલમાં તેઓ મૅટ્રિક પાસ થયા અને ભાવનગરની શામળદાસ કૉલેજમાં જોડાયા. એટલામાં તેમના કુટુંબના એક સલાહકાર માવજી દવે ઘેર આવ્યા અને પૂછયું મોહનદાસ કયાં ભણે છે ? માતુશ્રીએ જવાબ આપ્યો ' ભાવનગર કૉલેજમાં. ' દવેજી બોલી ઊઠયા ' મારે એને કૉલેજમાં ભણાવવો નથી. મારે તો એને બૅરિસ્ટર બનાવવો છે. બૅરિસ્ટર થશે તોજ એના પિતાની ગાદી સાચવી શકશે.'

માવજીભાઇએ ગાંધીજીને પૂછયું ' તારે વિલાયત ભણવા જવું છે ? ગાંધીજી આ સાંભળી ખુશ થયા. તેમણે તરતજ હા પાડી. ઊગતા જુવાનને પરદેશ જવાની વાત કેમ ન ગમે ?

વિલાયત જવાની તૈયારી થવા લાગી. મોટા ભાઇએ ખર્ચની વ્યવસ્થા કરી નાખી. પણ પોતાની છાતી આગળથી દીકરાને દૂર કરવો માને કેમ

પાલવે ? માવજીભાઈએ તેમને સમજાવી લીધાં 'આપણે મોહનદાસ પાસે ત્રણ પ્રતિજ્ઞાઓ લેવરાવીએ પછી તો તમને કાંઇ હરકત નથીને ?' માતુશ્રી સંમત થયાં. ગાંધીજીએ ત્રણ પ્રતિજ્ઞાઓ લીધી. માંસ, મદિરા અને સ્ત્રી સંગથી દૂર રહેવું. રાજકોટનો એક વિદ્યાર્થી વિલાયત ભણવા જાય છે એ સાભળી સૌ ખુશ થયાં. હાઇસ્કૂલમાં મેળાવડો થયો. ગાંધીજીને માનપત્ર આપવામાં આવ્યુ. બીજે દિવસે તેઓ મોટાભાઈ સાથે મુંબઇ ગયા

ચોમાસામાં દરિયો તોફાની હોય છે એટલે કારતક માસમાં વિલાયત જવું એવું નક્કી થયું. એટલા દિવસો મુંબઇમાં ગાળવાના ગાંધીજી માટે ભારે થઇ પડ્યા. એટલામાં નાતવાળાઓને ખબર પડી કે ગાંધીજી વિલાયત જાય છે. તેમણે કહ્યું 'તું જઇશ તો તને નાતબહાર મૂકીશું.' ગાંધીજી પોતાના નિશ્ચયમાં મક્કમ રહ્યા. તેમને નાતબહાર મૂકવામાં આવ્યા છતાં તેઓ ન ડગ્યા તે નજ ડગ્યા. ઇ. સ. ૧૮૮૮ ના સપ્ટેમ્બરની ૪ થી તારીખે તેઓ વિલાયત ગયા.

વિલાયતમાં ગયા પછી શરૂઆતમાં તો તેમને ફાવવા ન માંડયું. અજાણ્યો મુલક, ખોરાક, પહેરવેશ, રીતભાત બધું નવું નવું લાગવા માંડયું. ખાસ કરીને તેમને ખાવાની અડચણ બહુ પડી. પ્રતિજ્ઞા પાળવા જતાં તેમને અર્ધા ભૂખ્યા રહેવું પડ્યું. માંસાહાર કરતા ન હોવાથી ત્યાંના લોકો તેમને જંગલી તરીકે ગણવા લાગ્યા. તેમને આ વાત ખૂંચવા લાગી. તેમણે ખોરાક સિવાય બીજી બધી રીતે સભ્ય તરીકે ગણાવવા પ્રયત્ન કર્યો. કપડાં નવાં શીવડાવ્યાં. નાચ-ગાન શીખવા માંડ્યું. વાયોલીન ખરીદ્યું. આમ અંગ્રેજી સમાજમાં ભળવા સારૂ તેમણે પાણીની માફક પૈસા ખર્ચવા માંડ્યા.

એક દિવસ તેમના હાથમાં એક ચોપડી આવી. તેને વાંચતાંજ તેમની આંખ ઉઘડી ગઇ. એમને વિચાર આવ્યો 'હું આ બધું શું કરી રહ્યો છું ? મારે કયાં વિલાયતમાં જન્મારો કાઢવો છે ? હું તો અહીં ભણવા આવ્યો છું. મારા ઉપર મારૂં આખું ઘર મીટ માંડીને બેઠું છે. મારે ગુણથી સારા દેખાવું જોઇએ. કપડાંના ઠઠારાથી નહિ.' કોઇ સત્ય વસ્તુ સમજાય કે તરતજ તેનો અમલ કરવો એ તેમનો મુદ્રાલેખ હતો. તેમણે તરતજ સાપ કાંચળી ઉતારે તેમ પોતાનો બધોજ ઠઠારો દૂર કર્યો. નકામી વસ્તુઓ કાઢી નાખી. પાઇએ પાઇનો હિસાબ રાખવા લાગ્યા. જ્યાં જવું હોય ત્યાં પગે

ચાલીનેજ જવા લાગ્યા. ખોરાકમાં પણ ભારે ફેરફાર કર્યો. હવે બીજું બધું ભૂલી ગયા. માત્ર વિદ્યાભ્યાસ એજ એમનું લક્ષ્યબિંદુ થઈ પડ્યું.

વિલાયત જનારા હિંદી વિદ્યાર્થીઓ ઘણે ભાગે પરણેલાજ હોય છે છતાં તેઓ કુંવારા છે એવો ઢોંગ ત્યાં જઈને આદરે છે. ગાંધીજી પણ આ લાલચમાં ફસાયા. ઈંગ્લંડને કિનારે બ્રાઇટન નામનું એક બંદર છે. ત્યાંની એક હોટલમાં ગાંધીજીને એક ડોશીમાનો પરિચય થયો. પછી તો દર રવિવારે ગાંધીજી એ ડોશીમાને ઘેર જવા લાગ્યા. ડોશીમા તેમની શરમ મુકાવે અને જુવાન સ્ત્રીઓ સાથે વાતો કરવા લલચાવે. એક બાઈ સાથે ગાંધીજીને વધુ પરિચય થયો. બન્ને સાથે ફરવા જાય, એકાંતમાં વાર્તા વિનોદ કરે અને આનંદ કરે. ડોશીમાને લાગ્યું 'આ બન્ને જણ પરણી જાય તો કેવું સારૂં ?'

ગાંધીજી મનમાં વિચારતા હતા. 'આ જૂઠાણું ક્યાં સુધી ચાલશે ? હું પરણેલો છું એ વાત આ લોકો જાણશે ત્યારે તેમને કેવું લાગશે ? મારે પહેલેથીજ આ વાત કરી દેવી જોઇતી હતી.' આમ વિચારી બધી હકીકત દર્શાવતો એક લાંબો પત્ર તેમણે ડોશીમા પર લખ્યો અને બન્નેની માફી માગી.

ઇ. સ. ૧૮૯૧ ના જુનની ૧૦ મી તારીખે ગાંધીજી બૅરિસ્ટર બનીને હિંદ પાછા આવ્યા. માતાના મૃત્યુસમાચાર સાંભળીને તેમને ખૂબ લાગી આવ્યું છતાં કાઠી છાતી કરી કામે લાગ્યા અહીં આવી તેમણે વકીલાત શરૂ કરી પરંતુ સત્યને વરેલા એ આત્માને આ ધંધામાં ન ફાવ્યું. મુંબઇમાં ન ફાવવાથી તેઓ રાજકોટ ગયા.

કાઠિયાવાડનાં દેશી રાજ્યોની ખટપટમાંથી ગાંધીજી છૂટવા ઇચ્છતા હતા એટલામાં પોરબંદરની એક મેમણ પેઢીનું આમંત્રણ આવ્યું. 'અમારો વેપાર દક્ષિણ આફ્રિકામાં છે. ત્યાં અમારો એક મોટો કેસ ચાલે છે. ૭ લાખ રૂપિયાનો દાવો છે અમે મોટા મોટા વકીલ બૅરિસ્ટરો રોકેલા છે. અમારો કેસ તમે અમારા ગોરા વકીલોને સમજાવો તો અમારૂં કામ સરળ થઇ પડે. એક વર્ષનું કામ છે. જવા આવવાનું પહેલા વર્ગનું ભાડું, ખાવાખર્ચ, ઉપરાંત રૂપિયા પંદરસો આપીશું.'

ગાંધીજીએ વિચાર કર્યો, આ કાંઇ વકીલાત ન કહેવાય, આ તો

નોકરી ગણાય. છતાં નવો મુલક જોવા મળશે, પંદરસો રૂપિયાની ભાઇને મદદ થશે એ વિચારે તેઓ ત્યાં જવા સંમત થયા.

મુંબઇથી તેઓ નાતાલ જવા ઉપડ્યા. હિંદી મહાસાગરમાં ૧૩ દિવસ ચાલ્યા પછી પહેલું બંદર લામુ આવ્યું. ગાંધીજીના દોસ્ત બની ગયેલા કપ્તાને કહ્યું ' આ બારું દગાખોર છે, વહેલા પાછા વળજો. ' ગાંધીજી ગામમાં ફરી આવીને હોડીમાં બેસી સ્ટીમર પર આવવા નીકળ્યા. બારામાં ભરતી હતી, હોડીમાં ભાર ઘણો હતો, તાણ એટલી બધી હતી કે હોડીનું દોરડું સ્ટીમરની સીડી સાથે કેમે કર્યું બંધાયજ નહિ. એમ કરતાં સમય થઇ ગયો સ્ટીમર ઉપડવાની સીટી થઇ. ગાંધીજી ગભરાયા. પેલો કપ્તાન ઊભો ઊભો આ બધું જોતો હતો. તેણે સ્ટીમરને રોકી. ગાંધીજીએ મછવો ભાડે કર્યો. એ મછવાવાળાએ હોડીમાંથી તેમને ઊંચકી લીધા. સ્ટીમરની સીડી ઉપડી ગઇ હતી તેથી દોરડા વડે ગાંધીજીને ઉપર ખેંચી લીધા ને સ્ટીમર ચાલતી થઇ. બીજા ઉતારૂઓ રહી ગયા. ગાંધીજીએ ઇશ્વરનો આભાર માન્યો.

લામુથી મોમ્બાસા, ત્યાંથી જંગબાર અને મોઝાંબિક થઇને તેઓ નાતાલ આવી પહોંચ્યા નાતાલના ડરબન બંદરે અબ્દુલ્લા શેઠ તેમને લેવા આવ્યા. શરૂઆતમાં ગાંધીજીની સાહેબશાઇ રહેણીકરણીથી શેઠ ભડકી ગયા પરંતુ તેમની સચ્ચાઇ, પ્રમાણિકતા અને નિખાલસતા જોઇ તેઓ તેમના પર પ્રસન્ન થયા.

આફ્રિકામાં એક પછી એક બનતા બનાવોએ ગાંધીજીના જીવનમાં ભારે પલટો આણ્યો. તેઓ એક દિવસ કચેરીમાં ગયા. ન્યાયાધીશ તેમની સામે જોઈ રહ્યા અને પૂછ્યું, ' કુલી વકીલ છો ? ઉતારો પાઘડી. ' આ અપમાનથી ગાંધીજીને હાડોહાડ લાગી આવ્યું. તેઓ કોર્ટ છોડી ચાલ્યા ગયા પરંતુ પાઘડી ન ઉતારી તે નજ ઉતારી.

ગાંધીજી એક વખત રેલગાડીમાં ડરબનથી પ્રિટોરિયા જતા હતા. પહેલા વર્ગની ટિકિટ લીધી હતી. રાતે નવ વાગે મેરિત્સબર્ગ સ્ટેશન આવ્યું. એક ગોરાએ ગાંધીજીને પહેલા વર્ગમાં બેઠેલા જોયા. તેને આશ્ચર્ય થયું ' આ કુલી પહેલા વર્ગમાં ક્યાંથી ઘૂસી ગયો ?' તે જઇને સ્ટેશન માસ્તરને બોલાવી આવ્યો. સ્ટેશન માસ્તરે ગાંધીજીને કહ્યું ' ઉતરો. તમારે

છેલ્લા ડબામાં જવાનું છે ' ગાંધીજી કહે ' મારી પાસે પહેલા વર્ગની ટિકિટ છે હું અહીંજ બેસી રહીશ. બીજે કોઇ ઠેકાણે જવાનો નથી. ' સિપાઇએ આવી તેમને હાથ પકડી હેઠા ઉતાર્યા. તેમનો સામાન ભોંય ફેંકી દીધો. ગાંધીજી સામાનને અડકયા નહિ કે બીજા ડબામાં બેઠા નહિ. ગાડી ઉપડી ગઇ. આખી રાત સંખત ઠંડીમાં ઠુંઠવાઈ ગયા. તેમણે પોતાના શેઠને અને રેલવેને તાર કર્યા. ગામમાંથી શેઠના માણસો દોડી આવ્યા અને કહેવા લાગ્યા ' આવું આવું તો અમે રોજ સહન કરીએ છીએ. એમાં શું થઇ ગયું ? પૈસા કમાવા ને સ્વમાન સાચવવું એ બે શી રીતે બની શકે !' ગાંધીજી પોતાના નિશ્ચયમાં મક્કમ રહ્યા. રેલવે કંપનીનો તાર આવ્યો. સ્ટેશન માસ્તરે જાતે આવીને તેમને પહેલા વર્ગના ડબામાં બેસાડ્યા. ગાંધીજીના સત્યાગ્રહની ફત્તેહ થઇ.

ગાડી બીજે દિવસે સવારે ચાર્લ્સટાઉન પહોંચી. ત્યાંથી જોહાનિસ બર્ગ જવા સારૂ સિગરામમાં બેસવાનું હતું. ગાંધીજીને સિગરામમાં બેસવા દેવાની પહેલાં તો ના પાડી. પછી તેમને ગાડી હાંકનાર પાસે બેસવા દીધા. થોડી વાર પછી સિગરામના માલિકને બહાર બેસવાની ઇચ્છા થઈ એટલે તેણે ગાંધીજીને કહ્યું ' હાંકનારના પગ પાસે બેસ ' ગાંધીજીએ ત્યાં બેસવાની ના પાડી એટલે પેલા માલિકે તેમના પર તમાચાનો વરસાદ વરસાવ્યો, ગડદા પાટુ મારવા લાગ્યો અને બાવડું ઝાલીને ખેંચવા લાગ્યો. ગાંધીજીએ સિગરામના સળિયાને જોરથી પકડી રાખ્યો. એટલામાં ગાડીમાં બેઠેલો એક જણ બોલી ઊઠયો ' શા માટે બિચારાને મારે છે ? ત્યાં ન બેસાડવો હોય તો અહીં મારી પાસે બેસાડ. ' સિગરામનો માલિક આખરે થાકયો. ગાંધીજીએ માર ખાધા છતાં પણ પોતાની જગો ન છોડી તે નજ છોડી

ગાંધીજી જેમ તેમ કરીને પ્રિટોરિયા પહોંચ્યા. અબ્દુલ્લા શેઠના વકીલને મળ્યા. આખોય કેસ તેને સમજાવ્યો. ઘરમેળે પતાવટ થતી હોય તો શું ખોટું એમ પણ પૂછ્યું. ગોરા વકીલે હા પાડી. અબ્દુલ્લા શેઠ અને તૈયબજી શેઠ બન્ને નજીકના સગા હતા તેઓ નાહક કોર્ટે ચડીને હેરાન થતા હતા. ગાંધીજીએ બન્ને પક્ષને સમજાવવા અથાક પ્રયત્ન કર્યા. અંતે બન્ને પક્ષે પંચનો ચુકાદો સ્વીકારવા સંમતિ આપી. ગાંધીજી જે કામે આફ્રિકા ગયા હતા તે તેમણે ફત્તેહમંદ રીતે પાર પાડયું.

કેસનું કામ પતી ગયું. ગાંધીજી ત્યાંથી પાછા ફરવાની તૈયારી કરવા લાગ્યા. અબ્દુલ્લા શેઠે તેમને વિદાયમાન આપવા સારૂ એક મોટો મેળાવડો કર્યો. એટલામાં નાતાલની ધારાસભામાં હિંદીઓને સભ્ય ચૂંટવાનો જે હક્ક હતો તે ત્યાંની સરકારે ઝૂંટવી લીધો. સૌ વિચારમાં પડયા. હવે શું કરવું? આ બાબતમાં આપણને કોણ દોરશે? બધા બોલી ઊઠયા 'અબ્દુલ્લા શેઠ! ગાંધીભાઇને રોકી રાખો. તેઓ કહેશે તે રીતે આપણે લડત લડીશું.' સૌના આગ્રહને વશ થઇ ગાંધીજી એક માસ માટે રોકાઇ ગયા.

હિંદીઓના ચૂંટણીના હક્કની વાત ગાંધીજીએ સૌને સમજાવી. તેનો વિરોધ કરવા એક અરજી ઘડી કાઢી. રાતોરાત તેની નકલો થઇ ગઇ. સહીઓ લેવા નાતાલના ખૂણે ખૂણે સૌ ફરી વળ્યા. ગાંધીજીએ આ કામ પાછળ તનતોડ મહેનત લીધી. હિંદ અને પરદેશમાં આ અરજીની નકલો મોકલી આપી. ચારે બાજુ તેનો જોરશોરથી પ્રચાર શરૂ કર્યો.

ઘણાને લાગ્યું 'આ કામ કંઇ ઝટ પતે તેમ નથી. ગાંધીભાઇએ અહીં વધુ રોકાવું જોઇએ.' સૌએ આગ્રહ કર્યો. ગાંધીજીએ ત્યાં વકીલાત કરવાની સનંદ મેળવી. સૌએ તેમને સાથ આપ્યો. એક માસને બદલે એક વર્ષ સુધી તેઓ ત્યાં રોકાઇ ગયા.

ગાંધીજી એક વાર ફરવા નીકળ્યા. દક્ષિણ આફ્રિકાના પ્રમુખના બંગલા આગળ થઇને તેઓ જતા હતા ત્યાં તો બંગલાના ચોકિયાતે પાછળથી તેમને ધક્કો અને લાત મારી પાડી નાખ્યા. એટલામાં ગાંધીજીનો ઓળખીતો એક ગોરો સિપાઈ ત્યાં આવી પહોંચ્યો. તેણે કહ્યું 'ગાંધીભાઇ, તમે આ ચોકિયાત પર કેસ માંડો. હું જાતે સાક્ષી આપવા આવીશ.' ગાંધીજીએ કહ્યું 'એમાં ચોકિયાતનો શો દોષ? આ પગથી પર કાળો માણસ ન ચાલી શકે એવો કાયદો કરનારજ દોષપાત્ર કહી શકાય. મારે કેસ માંડવો નથી.' પેલો ચોકિયાત શરમાઇ ગયો અને તેણે ગાંધીજીની માફી માગી.

આમ ગાંધીજીએ ડગલે ને પગલે હિંદીઓની ભયંકર હાડમારીઓ જોઇ. રંગભેદની નીતિથી તેમનો અંતરાત્મા કકળી ઊઠ્યો. હિંદીઓના હક્કોનુ રક્ષણ કરવાની તેમની ફરજ થઇ પડી. આફ્રિકાની ગોરી સરકાર હિંદીઓને હડધૂત કરતી હતી એ તેમનાથી સહન ન થયું. તેનો સામનો કરવા સારૂ

ઇ. સ. ૧૮૯૪ માં તેમણે 'નાતાલ ઇંડિયન કોંગ્રેસ' નામની સંસ્થા સ્થાપી. નાતાલની સરકારે હિંદી કુલીઓ પર વાર્ષિક ૨૫ પૌંડનો કર નાખવાનો વિચાર કર્યો. ગાંધીજીએ તેની સામે જબ્બર ઝુંબેશ ઉઠાવી. પરિણામે એ કર ૨૫ ને બદલે ૩ પૌંડ થયો.

હવે આફ્રિકા તેમનું કાર્યક્ષેત્ર થઇ પડયું. તેઓ પોતાના કુટુંબને લેવા હિંદ આવ્યા. અહીં આવીને તેમણે આફ્રિકાનાં દુઃખોનું વર્ણન ઠેરઠેર કર્યું. ગામેગામ સભાઓ ભરી, ભાષણો કર્યાં, હેન્ડબીલો બહાર પાડયાં, અને તંત્રીઓને મળ્યા. આમ આફ્રિકાના પ્રશ્નને તેમણે ખૂબ અગત્યનો પ્રશ્ન બનાવી દીધો અને હિંદીઓનો સાથ મેળવ્યો.

એટલામાં નાતાલથી અબ્દુલ્લા શેઠનો તાર આવ્યો: 'જલદી પાછા ફરો.' ગાંધીજીએ વિચાર કર્યો ' કાંઇક જરૂરી કામ હશે. નહિ તો અબ્દુલ્લા શેઠ તાર ન કરે.' તેઓ આફ્રિકા જવા તૈયાર થયા. કુટુંબ સાથે ' કુરલેંડ' નામની સ્ટીમરમાં ઉપડયા. સાથે 'નાદરી' નામની બીજી સ્ટીમર પણ હતી. બન્નેમાં મળી કુલ ૮૦૦ ઉતારૂઓ હતા.

ડરબનના ગોરાઓ ગાંધીજી પર ખિજાઇ ગયા હતા. ગાંધીજીએ આફ્રિકા વિષે હિંદમાં કરેલો પ્રચાર તેમને ખૂંચતો હતો. તેમણે સભા ભરી નક્કી કર્યું : ' ગાંધીએ હિંદમાં જઇને આપણને ઉતારી પાડ્યા છે. એ સ્ટીમર ભરીને તે હિંદીઓને નાતાલમાં વસાવવા માટે લાવે છે. ગાંધી આપણો દુશ્મન છે. તેને પાછો કાઢો. છતાં આવે તો એને પૂરો કરો '

ગાંધીજીની સ્ટીમર મુંબઇથી સીધી નાતાલ બંદરે જઇને અટકી. મુબઇમાં એ વખતે મરકી ચાલુ હતી એટલે સ્ટીમરને પાંચ દિવસ સુધી કવોરંટાઇનમાં રાખવાનો હુકમ થયો પાંચને બદલે પંદર દિવસ થયા છતાં તેને રજા ન મળી. કારણ ડરબનના ગોરાઓ તોફાને ચઢ્યા હતા. તેમણે સ્ટીમરના ઉતારૂઓને ધમકી આપી ' પાછા જાઓ નહિ તો સ્ટીમર ડુબાડી દઇશું. ' ગાંધીજીએ સૌને હિંમત આપી આખરે ત્રેવીસમા દિવસે સ્ટીમરને કિનારે લાવવાની રજા મળી. ઉતારૂઓ ઉતરવા લાગ્યા. ગાંધીજી ઉતરવા જાય છે ત્યાં સંદેશો આવ્યો ' ગાંધીજી અને તેમના કુટુબને સાંજે ઉતારજો. ગોરાઓ તેમની સામે ખૂબ ઉશ્કેરાઈ ગયા છે.

તેમનો જાન ભયમાં છે. સાંજે અમારો માણસ આવીને તેમને ઉતારી જશે ' ગાંધીજીએ આ વાત માન્ય રાખી.

થોડા સમય પછી અબ્દુલ્લા શેઠના વકીલ લોટન ત્યાં આવી પહોંચ્યા. તેમણે કહ્યું ' તમે શહેરમાં અંધારી રાતે છાનામાના પેસી જાઓ એ મને જરાયે ગમતું નથી. ' ગાંધીજી જવા તૈયાર થયા. કસ્તુરબા અને બાળકોને ગાડીમાં રવાના કર્યાં. નીડર ગાંધીજી પેલા ગોરા વકીલ સાથે કૂચકદમ કરતા કરતા શહેરમાં ચાલવા લાગ્યા. અંગ્રેજ બાળકોએ ગાંધીજીને ઓળખી કાઢયા. તેમણે બૂમ મારી ' ગાંધી, ગાંધી ' અને જોતજોતામાં ગોરા લોકોનાં ટોળેટોળાં મારો, મારો, કરતાં આવી પહોંચ્યાં. ગાંધીજીને વકીલથી છૂટા પાડ્યા. તેમના પર ઈંડાં અને પથરાનો વરસાદ વરસાવ્યો ગડદા પાટુનો સુમાર ન રહ્યો. દાઢ ચડાવી ચડાવીને પડખામાં ઠોંસા મારવા લાગ્યા ગાંધીજી એક બારીનો સળિયો ઝાલી આંખો મીંચી મૂઢ માર સહન કરવા લાગ્યા. એટલામાં એક પોલીસ અધિકારીની પત્નીની નજર ગાંધીજી તરફ ગઇ તે દોડી આવી અને જુલમગાર ટોળાંના ત્રાસમાંથી તેણે તેમને બચાવી લીધા ગાંધીજી પોતાના ઉતારે પોલીસ પહેરા હેઠળ પહોંચી ગયા. ગોરા લોકોનું ઉશ્કેરાયેલું ટોળું તેમની પાછળ પાછળ ત્યાં આવી પહોંચ્યું. તેઓ બૂમ પાડવા લાગ્યા ' ગાંધીને અમને સોંપી દો. નહિ તો તમારૂં ઘર સળગાવી મૂકીશું. ' એટલામાં પોલીસ અધિકારી ત્યાં આવી પહોંચ્યા. તેમણે ગાંધીજીને હિંદી સૈનિકનો પોશાક પહેરાવીને ત્યાંથી બીજે સ્થળે સહીસલામત ખસેડી દીધા. પેલાં ટોળાંને કહ્યું ' તમારો શિકાર છટકી ગયો !' પહેલાં તો તેમણે સાચું ન માન્યું પરંતુ તેમાંના બે જણે તેની ખાતરી કરી ત્યારે ધીમેધીમે સૌ વિખરાઈ ગયા.

બીજે દિવસે ત્યાંના પ્રધાને ગાંધીજીને બોલાવ્યા અને કહ્યું ' ચેમ્બરલેનનો મારા પર સંદેશો આવ્યો છે કે મારે તમને ન્યાય અપાવવો. તમને મારનારામાંથી તમે જેને જેને ઓળખતા હો તેની સામે કેસ માંડો. ગાંધીજીએ કહ્યું ' મારે કોઇની સામે કેસ કરવો નથી. વાંક તેમનો નથી તમારો પોતાનો છે, તમારી સરકારનો છે. ' પેલો પ્રધાન આ જવાબ સાંભળી ઠરીજ ગયો.

આફ્રિકામાંથી હિંદીઓનો વેપાર ઝૂંટવી લેવા અને તેમનો પગ કાઢવા

નાતાલની ધારાસભામાં બે કાયદા આવ્યા હતા. એ જુલમી કાયદાની સામે લડવા સારૂ ગાંધીજીને અહીં તાબડતોબ બોલાવ્યા હતા. ગાંધીજી જીવલેણ હુમલામાંથી સાજા થયા કે તરતજ તેમણે આ પ્રશ્ન હાથમાં લીધો. એ કાયદાનો તેમણે બારીકીથી અભ્યાસ કર્યો બધા હિંદીઓને ત્યાંથી પહેર્યે કપડે ભાગવું પડશે એ સમજાવ્યું. એ કાયદાને જુદી જુદી ભાષાઓમાં છપાવીને લોકોમાં છૂટથી વહેંચ્યો. નાતાલના હિંદીઓની આ લડતનો પડઘો વિલાયત સુધી પહોંચ્યો. બન્ને કાયદા રદ થયા. લોકોના આનંદનો પાર ન રહ્યો ગાંધીજીની લડત ફતેહ પામી.

એ સમય દરમિયાન ત્યાં બોઅર યુદ્ધ થયું. ગાંધીજીએ ૧૧૦૦ માણસો સાથે ઘાયલ થયેલા સૈનિકોની સેવા કરવાનું કાર્ય ઉપાડી લીધું પોતાને ઘેર પણ અનેક બીમાર માણસોને રાખતા અને તેમની પ્રેમપૂર્વક ચાકરી કરતા. આવાં આવાં સેવાકાર્યોથી તેમની ખ્યાતિ ચારે બાજુ ફેલાઇ ગઇ.

ગાંધીજીએ દેશમાં જવાની રજા માગી. શરૂઆતમાં તો સૌએ ના પાડી પરંતુ જ્યારે તેમણે પોતાનાં કારણો દર્શાવ્યાં ત્યારે એક વર્ષમાં પાછા આવવું એ શરતે તેમને રજા મળી.

ગાંધીજીને ભારે વિદાયમાન આપવામાં આવ્યું. ઠેરઠેર તેમના માનમાં સભાઓ ભરવામાં આવી. માનપત્રો અપાયાં સોના–ચાંદી અને હીરા–મોતીની કીમતી ભેટો આપવામાં આવી. એક મિત્રે તો સાડા સાતસો રૂપિયાનો હાર કરાવી કસ્તુરબાને ભેટ આપ્યો. ગાંધીજીને એ રાતે ઊંઘ ન આવી. તેમને થયું ' સેવાનો બદલો હોતો હશે? મને આ ભેટો ન ખપે. ' તેમણે કસ્તુરબાને આ વાત સમજાવી. કસ્તુરબાએ દુભાતા દિલે સંમતિ આપી. આવેલી ભેટોની વ્યવસ્થા કરવા એક ટ્રસ્ટ નીમાયું અને ' સેવકોથી ભેટ ન લેવાય ' એ સૂત્ર જાણીતું થયું.

ઇ. સ. ૧૯૦૧ ની સાલ હતી. કલકત્તામાં મહાસભા ભરાણી હતી. પ્રમુખ તરીકે દીનશા વાચ્છા હતા ગાંધીજીએ અહીં આવી પહેલું કામ મહાસભામાં હાજરી આપવાનું કર્યું. એ જમાનાની મહાસભા એટલે વર્ષે ભરાતો બે ત્રણ દિવસનો મેળો. એ દિવસોમાં સૌ ભેગા થઇ ઠરાવ, ભાષણો, ચર્ચા વગેરે કરી વિખરાઇ જાય, ફરી પાછા વર્ષે મળે. સ્વયંસેવકો સોંપેલું

કામ કરવામાં બેદરકારી બતાવે. પ્રતિનિધિઓ તો જાણે કોઇની જાનમાં આવ્યા હોય એમ સ્વયંસેવકોને એક પછી એક હુકમ છોડ્યા જ કરે. આભડછેટનું તૂત ઠેરઠેર નજરે પડે. દરેકનાં રસોડાં જુદાં. ગંદકીનો તો પાર નહિ પાયખાનાં એવાં ગંધાય કે તેની પાસેથી નીકળી પણ ન શકાય ગાંધીજીથી આ બધું સહન ન થયું. તેમણે સ્વયંસેવકનું ધ્યાન ખેંચ્યું. સ્વયંસેવક કહે 'એ કામ મારૂં નહિ. એ તો ભંગીનું કામ.' ગાંધીજીએ જાતે ખોયરો લઇને જાજરૂ સાફ કરી નાખ્યું. બીજે દિવસે કોઇએ ઓશરી બગાડી. ગાંધીજી તે પણ સાફ કરી આવ્યા. સ્વયંસેવકોને આ જોઇ ખૂબ આશ્ચર્ય થયું. તેમને લાગ્યું 'આ કોઇ જુદીજ પ્રકૃતિનો માનવી મહાસભામાં દાખલ થયો લાગે છે.'

મહાસભાની ઑફિસમાં જઇને ગાંધીજીએ કામની માગણી કરી. આવા કોટ પાટલૂન પહેરેલા ગૃહસ્થને શું કામ આપવું તે વિષે મંત્રીશ્રી મૂંઝાયા. તેમણે કહ્યું 'અહીં તો કારકુનનું કામ છે.' ગાંધીજીએ કહ્યું "તમે જે કામ સોંપશો તે કરવા તૈયાર છું. મારે તો મહાસભાની સેવા કરવી છે.' તેમને ટપાલનો ઢગલો સોંપવામાં આવ્યો. ગાંધીજીએ થોડાજ સમયમાં એ કામ પતાવી દીધું અને બીજા કામની માગણી કરી. આ જુવાનની કામ કરવાની ધગશ, ઝડપ, અને કુશળતા જોઈ મંત્રી ખુશ થઇ ગયા અને તેને શાબાશી આપી. પરંતુ પાછળથી તેમને ખબર પડી કે એ તો આફ્રિકામાં ભારે સેવા બજાવનાર ગાંધીજી હતા ત્યારે તેમના જેવા માણસને કારકુનનું કામ સોંપવા બદલ તેમણે પોતાની દિલગીરી દર્શાવી.

મુંબઇના બેતાજ બાદશાહ ફિરોજશા મહેતાને ગાંધીજી મળ્યા. આફ્રિકાનાં દુઃખો વિષે તેમને વાત કરી. તેમણે કહ્યું 'આફ્રિકા વિષે એકાદ ઠરાવ કરીએ, તમને બોલવા માટે થોડો સમય આપીએ, બીજું શું થઈ શકે?' ગાંધીજીએ કહ્યું 'મહાસભા ધારે તો આફ્રિકા વિષે ઘણું કરી શકે.' મહાસભાની ખુલ્લી બેઠકમાં આફ્રિકાનો ઠરાવ આવ્યો. ગાંધીજીનું નામ બોલાયું. તેમણે આફ્રિકાની હાડમારીઓનો સભાજનોને ખ્યાલ આપ્યો. હજુ પાંચ મિનિટ તો પૂરી થઇ નથી ત્યાં તો પ્રમુખની ઘંટડી વાગી. ગાંધીજી પોતાને જે કહેવાનું હતું તે કહીને તરતજ બેસી ગયા.

મહાન દેશભક્ત ગોખલેને ગાંધીજી પોતાના ગુરુ તરીકે ગણતા હતા.

ગાંધીજીનું સાદું, સરળ અને ત્યાગમય જીવન જોઈ ગોખલે તેમના પર પ્રસન્ન રહેતા હતા. ગાંધીજીને પોતાના ભાઇ સમાન ગણતા હતા. ગાંધીજી કલકત્તા આવ્યા ત્યારે ગોખલેએ તેમને પોતાને ત્યાં એક માસ આગ્રહ કરીને રાખ્યા. ગુરુશિષ્યની આ જોડીએ આગળ જતા હિંદની ભારે સેવા બજાવી.

ગાંધીજી એક વાર કલકત્તામાં કાલિમાતાનું મંદિર જોવા ગયા. માર્ગમાં બલિદાન માટે આણેલાં ઘેટાંનું ટોળું દીઠું ભિખારીઓની લાંબી કતાર જામી હતી. મંદિરની અંદર લોહીની નદીઓ વહેતી હતી. આ દૃશ્ય જોઇ ગાંધીજીની આંખે અંધારાં આવ્યાં. તેઓ અકળાઇ ઊઠયા. ભગવાન બુદ્ધના વારસદારથી આ કતલ જોઇ ન ગઇ. દર્શન કર્યા વિના તેઓ ત્યાંથી ભાગી ગયા.

ગાંધીજીએ ત્રીજા વર્ગની મુસાફરી કરવાનો વિચાર કર્યો. કલકત્તાથી રાજકોટની ટિકિટ લીધી. ડબ્બામાં માણસો ઘેટાંની જેમ ખીચોખીચ ખડકાયાં હતાં. ગંદકીનો પાર નહોતો. પાયખાનાનું તો પૂછવુંજ શું? મુસાફરો પણ જ્યાં બેસે ત્યાંજ થૂંકે, કચરો નાખે, રાડો પાડે અને બીડીઓ પી ધુમાડાના ગોટેગોટા કાઢે. આવો અનુભવ લેતા લેતા ગાંધીજી રાજકોટ આવી પહોંચ્યા. ત્યાંથી તેઓ મુંબઇ ગયા.

મુંબઇમાં આવીને તેમણે કોટમાં ઑફિસ રાખી. ગિરગામમાં ઘર રાખ્યું. એટલામાં તેમના પુત્ર મણિલાલને સખત તાવ આવવા માંડયો. સનેપાત શરૂ થયો. દાક્તરે કહ્યું 'હવે દવા કામ નહિ આપે. ઈંડાં અને મરઘીનો સેરવો આપવો પડશે.' ગાંધીજીએ કહ્યું 'અમે અન્નાહારી છીએ. અમને આમાંથી એકે વસ્તુ ન ખપે. બીજો કોઇ ઉપાય હોય તો બતાવો.' દાક્તર કહે 'ઘણાં હિંદુ કુટુંબો મારી સલાહ માની આ વસ્તુ લે છે. તમને શો વાંધો છે? એમ નહિ કરો તો દીકરો ગુમાવી બેસશો.' ગાંધીજી કહે 'ભગવાને ધાર્યું હશે તે થશે; પણ તમારા ઉપચારની મારે હવે જરૂર નથી. મને મારો પાણીનો પ્રયોગ અજમાવી જોવા દો.' ગાંધીજીએ એક પછેડી ભીની કરીને મણિલાલને વીંટાળી દીધી. ઉપર ગરમ કામળા ઓઢાડયા. થોડા સમય પછી ખૂબ પરસેવો છૂટ્યો. તાવ ધીમો પડયો અને

છેવટે ઉતરી ગયો. ચાલીસ દિવસ સુધી તેને દૂધ, પાણી અને ફળ ઉપર રાખ્યો. આખરે મણિલાલ સાજો થયો અને ભગવાને ગાંધીજીની લાજ રાખી.

ગિરગામનું ઘર ભેજવાળું હતું તેથી તેમણે સાંતાક્રુઝમાં રહેવાનું રાખ્યું. આ વખત તેમની વકીલાત ઠીક જામી, મુંબઇનું ખર્ચ નીકળવા માંડયું, ગોખલેજી સાથે સંબંધ વધવા લાગ્યો, ઘર વસાવ્યું અને કુટુંબ સાથે નિરાંતે રહેવા લાગ્યા ત્યાં આફ્રિકાથી એકાએક તાર આવ્યો. 'વિલાયતથી ચેમ્બરલેન આવે છે. તમારી ખાસ જરૂર છે. ઝટ આવો.' ગાંધીજી વચનથી બંધાયેલા હતા એટલે બીજો કંઇ પણ વિચાર કર્યા વગર તેઓ પોતાના કુટુંબને મુંબઇમાં રાખીને આફ્રિકા જવા રવાના થયા.

ઇ. સ. ૧૯૦૩ ની જાન્યુઆરીની પહેલી તારીખે ચેમ્બરલેનને મળવા સારૂ ગાંધીજી પ્રિટોરિયા પહોંચી ગયા. પરંતુ એ ડેપ્યુટેશનમાં તેમને ન લેવાનો ત્યાંના ગોરાઓએ દુરાગ્રહ કર્યો ત્યારે હિંદીઓ હઠે ભરાણા અને કહેવા લાગ્યા 'ગાંધીજી નહિ તો અમે પણ નહિ.' આખરે ગાંધીજીની સંમજાવટથી ડેપ્યુટેશન ચેમ્બરલેનને મળ્યું પરંતુ તેનું પરિણામ તો શૂન્યજ આવ્યું.

હવે ગાંધીજીએ આફ્રિકામાં કાયમ માટે રહેવાનું નક્કી કર્યું. પોતાના કુટુંબને હિંદમાંથી બોલાવી લીધું. કૂતરાની માફક હડધૂત થતા હિંદીઓના હક્કો જાળવવા સારૂ તેમણે 'ટ્રાંસવાલ બ્રિટિશ ઇન્ડિયન એસોસીએશન' નામનું મંડળ સ્થાપ્યું. હિંદીઓનો અવાજ રજૂ કરવા માટે તેમણે 'ઇંડિયન ઓપિનિયન' નામનું પત્ર શરૂ કર્યું.

અંગ્રેજ લેખક રસ્કિનની 'સર્વોદય' નામની ચોપડી એક વાર ગાંધીજીના હાથમાં આવી. આ પુસ્તકે તેમના જીવન ઉપર ભારે અસર કરી. 'બધાના ભલામાં આપણું ભલું છે. વકીલ હોય કે હજામ હોય પરંતુ બન્નેના કામની કિંમત એક સરખી હોવી જોઇએ. મહેનત મજૂરીવાળું ખેડૂતનું જીવન એજ ખરૂં જીવન છે.' આ સિદ્ધાંતો તેમને પસંદ પડ્યા. તેનો અમલ કરવા સારૂ ફિનિક્ષમાં સો એકર જમીન ખરીદી તેમણે આશ્રમ સ્થાપ્યો. અહીં પોતાના મિત્રો સાથે જાતમહેનતવાળું, સાદું અને નીતિમય જીવન ગુજારવા લાગ્યા. હેનરી પોલાક અને મગનલાલ ગાંધી એ આ સમયના તેમના સાથીદારો હતા.

ઇ. સ. ૧૯૦૬ માં ટ્રાંસવાલની સરકારે એક એવો કાયદો પસાર કરવાનો વિચાર કર્યો કે જેથી ટ્રાંસવાલમાં આવતા આઠ વર્ષ ઉપરાંતના દરેક સ્ત્રી, પુરષ અને બાળકને પરવાનો લેવોજ પડે. એ પરવાનો હંમેશ પોતાની પાસે રાખવો પડે. જ્યારે જોવા માગે ત્યારે બતાવવો પડે. પોતાનાં દસે આંગળાંની નિશાની સરકારી દફતરમાં કરવી પડે. ઓળખાણ માટે શરીર ઉપરની નિશાની આપવી પડે. જે સ્ત્રી કે પુરુષ આ પરવાનો ન મેળવે તેને દંડ, કેદ કે દેશપારની સજા થાય. આફ્રિકામાં રહેતી હિંદી પ્રજાનું આવું હડહડતું અપમાન થતુ જોઇ ગાંધીજીથી ન રહેવાયું. તેમણે તેની સામે લડી લેવાનો નિશ્ચય કર્યો અને લડત શરૂ કરી. એ ખૂની કાયદાની સામે પ્રચાર કરવા સારૂ ગાંધીજી વિલાયત ગયા અને ત્યાં દોઢ માસ રહીને તેમણે જબ્બર આંદોલન જગાવ્યું. ૧૯૦૭ના ઑગસ્ટની પહેલી તારીખે એ કાયદો અમલમાં આવવાનો હતો. ગાંધીજીએ સત્યાગ્રહનું શસ્ત્ર ઉગામ્યું અને ઠેરઠેર હિંદીજનોની ધરપકડ શરૂ થઈ. આખરે લડતના સરદાર ગાંધીજીને પણ પકડી લેવામાં આવ્યા અને તેમને બે માસની સજા કરી. ગાંધીજીએ પહેલીજ વાર જેલયાત્રાનો અનુભવ લીધો. જનરલ સ્મટ્સે વચ્ચે પડી સમાધાન કરાવ્યું અને પરવાનો લેવાનું મરજિયાત કરાવ્યું.

સમાધાનની શરતોનું પાલન કરવા માટે ગાંધીજી તૈયાર થયા. સભા ભરીને તેમણે જાહેર કર્યું ' હુ સૌથી પહેલો પરવાનો લેવા જઇશ. ' સભામાં બેઠેલો મીર આલમ નામનો પઠાણ તાડૂકી ઊઠયો ' ખુદાના કસમ ખાઇને હુ કહુ છું કે જે પરવાનો લેવાની પહેલ કરશે તેને હું ઠાર મારીશ.' ગાંધીજી આવી ધમકીથી ડરી જાય એવા નહોતા. થોડા દિવસ પછી તેઓ પરવાનો કઢાવવા જતા હતા ત્યાં પેલો પઠાણ તેમને સામો મળ્યો. તેણે પૂછ્યું ' ક્યાં જાઓ છો ! ' ગાંધીજીએ કહ્યું ' પરવાનો કઢાવવા, એટલામાં તો ગાંધીજીના માથા ઉપર પઠાણે જોરથી લાકડીનો ઘા કર્યો. ગાંધીજી બેહોશ થઈ ધરતી પર ઢળી પડ્યા. હોઠ તૂટી ગયો, દાંત પડી ગયા, મોંમાંથી લોહી વહેવા માંડ્યું. લોહીનું ખાબોચિયું ભરાણું આરોપી નાસતો હતો ત્યાંતો ગોરા લોકોએ પકડીને તેને પોલીસને સોંપી દીધો. ડૉક નામના એક પાદરી ત્યાં દોડી આવ્યા. ગાંધીજીને પોતાના ઘેર લઇ ગયા. દાકતરને બોલાવી હોઠે ટેભા લેવરાવ્યા. ગાંધીજી ભાનમાં આવ્યા ત્યારે કહેવા લાગ્યા ' પરવાનો લેનાર તરીકે મારૂં નામ સૌથી પહેલું લખો.

મારી સહી લઇ લ્યો. પેલા પઠાણનું શું થયું?' પાસે ઉભેલા અધિકારીએ જવાબ આપ્યો 'તમારી ઇચ્છા છે તો પરવાનો લેનાર તરીકે તમારૂંજ નામ સૌથી પહેલું લખીશ. પઠાણને પોલીસે પકડી લીધો છે.' ગાંધીજી કહે 'અરે! એ બિચારાને છોડી મૂકો. એની ભૂલ સમજાશે ત્યારે એ જરૂર પસ્તાશે.' આરોપીને છોડાવ્યો ત્યારેજ ગાંધીજીને શાંતિ થઇ.

જનરલ સ્મટ્સે વિશ્વાસઘાત કર્યો. પરવાનાનો કાયદો ફરજિયાત કર્યો. ગાંધીજીએ સત્યાગ્રહની લડત ફરીથી શરૂ કરી. હજારો માણસો તેમાં કૂદી પડ્યાં. જંગી સભા ભરાણી. લીધેલા પરવાનાની એ સભામાં હોળી કરવાની હતી. લોકો પોતાનો પરવાનો આપવા પડાપડી કરવા લાગ્યાં. એટલામાં પૂરો ૭ ફૂટ ઊંચો પઠાણ મીર આલમ સભામાંથી દોડતો ગાંધીજી પાસે ગયો, તેમના ચરણે પડ્યો, માફી માગી અને પોતાનો જૂનો પરવાનો સળગાવી મૂકવા ગાંધીજીને ભેટ આપ્યો. ગાંધીજી તેને પ્રેમથી ભેટી પડયા. આ દૃશ્ય જોઇ સભા આખી સ્તંભી ગઈ!

સત્યાગ્રહીઓના એક પછી એક જથા ટ્રાંસવાલ જવા લાગ્યા. સરકાર તેમને પકડવા લાગી. છેવટે ગાંધીજીનો વારો આવ્યો. તેમને પણ જેલના સળિયા પાછળ પૂરી દેવામાં આવ્યા. થોડા સમય પછી ગાંધીજી બહાર આવ્યા.

હિંદી રાષ્ટ્રીય મહાસભા તરફથી ગોખલેજી આફ્રિકા ગયા. તેમના સ્વાગત માટે જંગી તૈયારીઓ થવા લાગી. તેઓ આફ્રિકામાં જ્યાં જ્યાં ગયા ત્યાં તેમને બાદશાહી માન આપવામાં આવ્યું. આફ્રિકાનાં દુઃખો ગોખલેજીએ જાતે નિહાળ્યાં અને તે દૂર કરવા તેમણે અથાક પ્રયત્ન આદર્યા. ગાંધીજીનું આફ્રિકાનું જીવન અને કાર્ય જોઇ ગોખલેજી તેમના પર ખૂબ પ્રસન્ન થયા. હિંદમાં આવીને તેમણે આફ્રિકાની લડતની વાત કરી અને એ અપૂર્વ લડતના સેનાપતિની ઓળખાણ આપતાં કહ્યું " ગાંધીજી કરતાં વધારે શુદ્ધ, વધારે પુણ્યશાળી, વધારે શૂરવીર ને વધારે ઊંચો કોઇ આત્મા આ પૃથ્વી પર કદી વિચર્યો નથી. ગાંધીજી પુરુષોમાં પુરુષોત્તમ, વીરોમાં વીર અને દેશસેવક છે. ભારતવર્ષની માનવતાનો આદર્શ ગાંધીજીમાં ઊંચામાં ઊંચી રીતે મૂર્તિમંત થયેલો છે."

મહાત્મા ટૉલ્સ્ટૉયના પુસ્તકોએ ગાંધીજીના જીવન ઉપર ભારે અસર કરી. ટૉલ્સ્ટૉયના વિચાર પ્રમાણેનું ખેડૂતજીવન જીવવાની ગાંધીજીની ઇચ્છા થઇ. તેમણે ટૉલ્સ્ટૉય વાડી શરૂ કરી. તેમાં ખેતી ઉપરાંત બીજા અનેક ઉદ્યોગો દાખલ કર્યા. ગાંધીજીના જર્મન મિત્ર કેલનબૅક જેવા ધનિકો પણ આ આશ્રમ તરફ આકર્ષાયા અને અમીર મટી ફકીર બન્યા.

ગાંધીજીનું કૌટુંબિક જીવન પણ ઉત્તમ પ્રકારનું હતું. કસ્તુરબા તેમની એકે એક પ્રવૃત્તિમાં સાથ આપતાં. જીવનની શરૂઆતમાં ગાંધીજીએ ઘણીવાર દાબ્યનું. બૅરિસ્ટર તરીકે આફ્રિકા આવ્યા ત્યારે તેમણે કસ્તુરબાને પારસી સાડી, બૂટ-મોજાં પહેરાવ્યાં અને છરી કાંટાથી ખાતાં શીખવ્યું. આફ્રિકાના વસવાટ દરમિયાન પોતાના ઘરમાં રહેનારા સાથીઓનાં મળમૂત્ર પણ ગાંધીજીની સમજાવટથી કસ્તુરબાએ ઉપાડ્યાં! ભયંકર માંદગી પ્રસંગે માંસનો સેરવો લેવાને બદલે કસ્તુરબાએ મૃત્યુને આવકાર્યું! અને જ્યારે 'આફ્રિકાની કોર્ટમાં નોંધાયું હોય તેનું જ લગ્ન કાયદેસર ગણી શકાય' એવો વિચિત્ર ચુકાદો બહાર પડ્યો ત્યારે તેનો સામનો કરવા સારૂ કસ્તુરબા રણચંડીની જેમ સૌથી પહેલાં મેદાને પડ્યાં. ગાંધીજીએ કહ્યું 'તારાથી જેલજીવન સહન નહિ થાય' ત્યારે કસ્તુરબા બોલી ઉઠ્યાં 'હું જેલમાં મરી જઈશ પણ હારીને પાછી નહિ આવું' ગાંધીજી આનંદમાં આવી ગયા અને બોલ્યા 'ન કરે નારાયણ, ને તું જો જેલમાં મરી જઈશ તો હું તને જગદંબાની જેમ પૂજીશ.' ગાંધીજીની આ ભવિષ્યવાણી વર્ષો પછી ઈશ્વરે સાચી પાડી!

ઇ. સ. ૧૯૧૩ ના નવેમ્બરની છઠ્ઠી તારીખે આખરી સંગ્રામ શરૂ થયો. ૨૦૨૭ પુરુષો ૧૨૭ સ્ત્રીઓ અને ૫૭ બાળકો સાથે ગાંધીજીએ ટ્રાન્સવાલમાં પેસવા માટે કૂચ કરી. સરકારે તેમને પકડીને બે દિવસ પછી છોડી મૂક્યા. ફરીથી કૂચ શરૂ થઇ. ફરીથી આખરે જપ્તીની ધરપકડ કરવામાં આવી. આફ્રિકાની ગોરી સરકાર સામે હિંદભરમાં રોષ ફાટી નીકળ્યો. દીનબંધુ ઍન્ડ્રુઝ આફ્રિકા દોડી આવ્યા અને આખરી સમાધાન થઈ ગયું. હિંદી પ્રજાનું અપમાન કરનારા તમામ કાયદા રદ થયા અને ગાંધીજીની આફ્રિકાની લડત સફળ થઈ.

એકવીસ વર્ષ સુધી આફ્રિકાની ખડેપગે સેવા બજાવનાર ગાંધીજી જ્યારે ત્યાંથી વિદાય થયા ત્યારે ત્યાંની પ્રજાએ તેમને ખૂબ માન આપ્યું. ગોખલેજીને મળવા તેઓ ત્યાંથી વિલાયત ગયા.

ઈ. સ. ૧૯૧૪ ના ઑગસ્ટની છઠ્ઠી તારીખે ગાંધીજી ઈંગ્લંડ આવી પહોંચ્યા. એ અરસામાં પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. ત્યાં ભણતા હિંદી વિદ્યાર્થીઓનું મંડળ રચીને તેઓ ઘાયલ થયેલાઓની સેવા કરવા લાગ્યા. એટલામાં તેમની તબિયત લથડી અને તેમને હિંદ આવવું પડ્યું.

ગાંધીજીએ મુંબઈમાં પગ મૂક્યો કે તરતજ તેમના માનમાં ઉપરાઉપરી મેળાવડાઓ થવા લાગ્યા. ગવર્નરે તેમને મળવા બોલાવ્યા અને કહ્યું 'તમારે સરકારને લગતું કંઇ પણ કામ કરવું હોય તો પહેલાં મને મળી જવું—આટલું વચન આપો.' ગાંધીજીએ કહ્યું 'એમાં શું મોટી વાત છે? મારે માટે તો એ સાવ સહેલું છે.' ગાંધીજી ત્યાંથી પુના ગયા. પૂનાની પ્રજાએ પણ તેમનું ભાવભીનું સ્વાગત કર્યું. પૂનાથી રાજકોટ ગયા. માર્ગમાં વીરમગામની જકાતદોરીનો ત્રાસ નજરોનજર જોયો. વઢવાણ સ્ટેશને જાણીતા સેવક મોતીભાઈ દરજી તેમને મળવા આવ્યા. તેમણે કહ્યું 'વીરમગામની જકાતદોરી કોઇ પણ ભોગે જવી જોઇએ. તમે કહેશો ત્યારે સત્યાગ્રહીની ટુકડી લઇ હું ખડો થઇશ.' ગાંધીજીએ સૌથી પહેલાં આ પ્રશ્ન હાથ ધર્યો. મુંબઈ ઇલાકાના ગવર્નરને અને વાઇસરોયને જાતે મળવા ગયા. જકાત કાઢી નંખાવી અને હિંદમાં સત્યાગ્રહનો પાયો નાંખ્યો.

રાજકોટથી ગાંધીજી સીધા શાંતિનિકેતન ગયા. વિશ્વની બે મહાન વિભૂતિઓનું મિલન થયું. કવિવર ટાગોરે તેમને ઉમળકાભેર આવકાર્યા. ગાંધીજી ત્યાંના શિક્ષકો અને વિદ્યાર્થીઓ સાથે ભળી ગયા. સંસ્થાનું દરેક કામ જાતે કરવાથી કેટલો ફાયદો થાય એ તેમણે બતાવી આપ્યું. કવિવર ટાગોર તેમના આ કાર્યથી ખૂબ પ્રસન્ન થયા અને બોલી ઊઠ્યા 'વીસ વર્ષથી હું જે નહોતો કરાવી શક્યો તે તમે થોડા દિવસમાં પોતાની જાત ઘસીને કરી બતાવ્યું!'

ગાંધીજી ત્યાંથી હરદ્વારમાં ભરાતા કુંભમેળામાં ગયા. ત્યાં સત્તર લાખ માણસો ભેગાં થયાં હતાં. ગાંધીજીનાં દર્શન માટે લોકો પડાપડી કરવા લાગ્યાં. હરદ્વારથી તેઓ કાંગડી ગુરુકુલમાં ગયા. અહીં તેમને માનપત્ર આપવામાં આવ્યું અને મહાત્માજી તરીકે પહેલીજ વાર સંબોધવામાં આવ્યા. ત્યારથી તેઓ મહાત્મા ગાંધીજીના નામે ઓળખાવા લાગ્યા.

એક વર્ષ સુધી હિંદના એક છેડેથી બીજે છેડે તેઓ ઘૂમી વળ્યા.

હિંદની સાચી પરિસ્થિતિનો તેમણે અભ્યાસ કર્યો. મૂઠી અન્ન માટે ટળવળતા હાડપિંજર જેવા દેશબાંધવો જોયા બદલવા બીજું વસ્ત્ર પણ ન હોય એવી બહેનોને તેમણે દીઠી. હિંદની ભયંકર ગરીબીનાં તેમને દર્શન થયાં ખેડૂતો અને મજૂરોનાં દુઃખો તેમણે નજરોનજર નિહાળ્યાં. ગાંધીજીને ખૂબ લાગી આવ્યું. ' એક વખત સમૃદ્ધ ગણાતા મારા દેશની આ દશા ! આઝાદી એજ એનો રામબાણ ઇલાજ છે ' ત્યારથી તેમણે સ્વરાજ મેળવવા કમર કસી.

દેશભરમાં આભડછેટનું તૂત ભારે જામ્યું હતું. ઢેડ–ભંગીઓ બિચારા ઠેરઠેર હડધૂત થતા હતા. ગાંધીજીએ તેમને ' હરિજન ' કહી સંબોધ્યા અને તેમનો ઉદ્ધાર કર્યો. હિંદુ ધર્મ ઉપરનું આ કલંક દૂર કરવા તેમણે ભગીરથ પ્રયત્ન આદર્યા

પોતાના ગરીબ અને ગુલામ દેશની સેવા કરવા ગાંધીજીએ અમદાવાદ પાસે કોચરબ ગામમાં એક આશ્રમ સ્થાપ્યો. સત્યાગ્રહાશ્રમ તેનું નામ રાખ્યું. કેટલાંય કુટુંબો પોતાનું ઘર વિખેરી ત્યાં રહેવા આવ્યાં. એટલામાં એક હરિજન કુટુંબ આશ્રમમાં દાખલ થયું. ગાંધીજીની કસોટી થઇ. આર્થિક મદદ બંધ થઇ. કૂવે પાણી પણ કોઇ ભરવા ન દે. નાણાં ખૂટવા આવ્યાં ગાંધીજીએ નિશ્ચય કર્યો ' આવતી કાલથી ઢેડવાડે રહેવા જવું. મજૂરી કરી ગુજરાન ચલાવવું, પણ અહીંથી ખસવું નહિ. ' બીજે દિવસે સવારે એક ગૃહસ્થ આશ્રમ જોવા આવ્યા. તેર હજાર રૂપિયાની નોટો ગાંધીજીને ભેટ આપી ચાલતા થયા. ! ગાંધીજીએ ઇશ્વરનો આભાર માન્યો.

સાબરમતીને તીરે જેની એક બાજુ જેલ છે અને બીજી બાજુ સ્મશાન છે એવી જગો ગાંધીજીએ આશ્રમ માટે પસંદ કરી. બેઠા ઘાટનાં અને સાદાં મકાનો બનાવ્યાં. રેંટિયો અને શાળ વસાવ્યાં. આશ્રમનાં બાળકો માટે શિક્ષણની વ્યવસ્થા કરી. ગૌશાળા, ચર્માલય અને ખેતી શરૂ કરી પાયખાનાં સાફ કરવાં, વાળવું, પાણી ભરવું, રસોઈ કરવી, કાંતવું, પીંજવું વણવું, ભણાવવું એમ બધું કામ જાતેજ કરવા લાગ્યા. સવારના ચારથી રાતના નવ સુધી મધપૂડાની જેમ આશ્રમ ગુંજી ઊઠયો. તેની સુવાસ ચારે બાજુ ફેલાણી. લોકો તેનાં દર્શને આવવા લાગ્યાં સવાર સાંજ થતી પ્રાર્થનામાં માણસોની ઠઠ જામવા લાગી.

હિંદમાંથી જે મજૂરો ત્રણ કે પાંચ વર્ષનો કરાર કરી આફ્રિકા જતા તે ગીરમીટિયા કહેવાતા. નાતાલમાં આવા ગીરમીટિયા પર નંખાયેલો ત્રણ પૌંડનો કર ગાંધીજીએ લડત લડીને નાબૂદ કરાવ્યો હતો. પરંતુ એટલાથી તેમને સંતોષ ન થયો. હિંદમાંથી મજૂરો મોકલવાની આ ગુલામી પ્રથા જ રદ થવી જોઈએ એમ એમને લાગી આવ્યું. આ માટે તેઓ વાઈસરૉયને મળ્યા, મોટાં મોટાં શહેરોમાં સભાઓ ભરી અને ૩૧ મી જુલાઈ પહેલાં આ કાયદો રદ ન થાય તો સત્યાગ્રહ કરવો એવું નક્કી કર્યું. આખરે સરકારે આ રિવાજ બંધ કર્યો, ગરીબ મજૂરો ગુલામીમાંથી છૂટ્યા અને ગાંધીજીને સંતોષ થયો

ચંપારણ્યમાં ગળીનાં ખેતરોમાં કામ કરતા મજુરોને તેમના ગોરા માલિકો ભારે ત્રાસ આપતા હતા. તેમને વેઠે પકડી જાય, તેમનાં બૈરાં છોકરાં પાસે ગુલામની જેમ કામ કરાવે તેમનો માલ ઉઠાવી જાય, પૂરા પૈસા ન આપે, ચાબખાના માર મારે અને તેમનાં ઘરબાર લૂંટાવી દે. આ સાંભળી ગાંધીજીને ભારે દુઃખ થયું. તેઓ તેમની વહારે ધાયા. સરકારે તેમને એ સ્થળ છોડી ચાલ્યા જવાનો હુકમ કર્યો. ગાંધીજીએ એ હુકમનો ભંગ કર્યો અને ગિરફતારી વહોરી લીધી. છેવટે તેમને મજૂરોનાં દુઃખો જાતે નિહાળવાની છૂટ આપવામાં આવી. ગાંધીજી ગામડે ગામડે ઘૂમી વળ્યા. હજારો માણસોએ પોતાની વીતકકથા રડતાં રડતાં કહી. સરકારી હુકમ છૂટ્યો 'ઘણી તપાસ કરી. હવે બિહાર છોડો.' ગાંધીજીએ જવાબ આપ્યો 'લોકોની ફરિયાદોનો નિવેડો નહિ આવે ત્યાં સુધી હું બિહાર છોડવાનો નથી.' આખરે સરકારે એક તપાસ સમિતિ નીમી. ગાંધીજીને તેમાં મૂકવામાં આવ્યા. સમિતિની તમામ ભલામણો સરકારે સ્વીકારી. મજૂરોનાં દુઃખો દૂર થયાં અને ગાંધીજીની ફત્તેહ થઈ.

અમદાવાદમાં મિલમાલિકો અને મજૂરો વચ્ચે ઝઘડો પડ્યો. મજૂરો મોંઘવારીને લીધે પગારમાં ૫૦ ટકા વધારો માગતા હતા. માલિકો માત્ર ૨૦ ટકા આપવા ઇચ્છતા હતા. મજૂરોએ લવાદની માગણી કરી. એ માગણીને ધુતકારી કાઢવામાં આવી. મજૂરો ગાંધીજી પાસે ગયા અને પોતાની લડતની આગેવાની લેવા તેમને વીનવ્યા. ગાંધીજીએ આદેશ આપ્યો 'તમારી માગણી ન્યાયી છે. એ મંજૂર ન થાય ત્યાં સુધી હડતાળ પાડો.'

અમદાવાદની એકેએક મિલમાં હડતાલ પડી. થોડા સમય પછી

લીધેલી પ્રતિજ્ઞામાં મજૂરો ડગવા લાગ્યા. ગાંધીજીએ મજૂરોનું સંગઠન ટકાવવા ૨૧ દિવસના ઉપવાસ આદર્યા. કેટલાય મજૂરો આ સાંભળી રડી પડ્યા. મિલમાલિકો પણ સમાધાની કરવા માટે દોડાદોડી કરવા લાગ્યા. ત્રણ ઉપવાસ પૂરા થયા. ચોથા દિવસે પંચની માગણી સ્વીકારવામાં આવી અને એ સ્થાન માટે આનંદશંકર ધ્રુવને પસંદ કરવામાં આવ્યા. પંચે ૩૫ ટકાનો વધારો કરી આપ્યો. ગાંધીજીની તપશ્ચર્યા ફળી.

ખેડા જિલ્લામાં ચાર આની પાક પણ થયો નહોતો. સરકારે મહેસૂલ વસૂલ કરવા હુકમ કર્યો. ખેડૂતો ગાંધીજી પાસે દોડી આવ્યા. ગાંધીજીએ કહ્યું 'જ્યાં સુધી તમને ન્યાય ન મળે ત્યાં સુધી મહેસૂલ ભરશો નહિ.' ખેડૂતો કષ્ટ સહન કરવા તૈયાર થયા અને ગાંધીજીએ લડતની સરદારી લીધી. સરકારે દમનનીતિ શરૂ કરી. આખરે સત્યાગ્રહનો વિજય થયો

કોમી ઐક્ય એ ગાંધીજીના જીવનનું મુખ્ય કાર્ય થઈ પડ્યું. ખિલાફતના પ્રશ્નમાં મુસ્લિમોને ન્યાય અપાવવા અને મહમદઅલી તેમજ શૌકતઅલીને જેલમાંથી છોડાવવા ગાંધીજીએ અથાક પ્રયત્ન કર્યા. આની અસર મુસ્લિમો પર ભારે થઇ. તેઓ ગાંધીજીને પોતાના તારણહાર માનવા લાગ્યા. ઇ. સ. ૧૯૧૯ માં અશક્ય ગણાતી કોમી એકતા ગાંધીજીએ સિદ્ધ કરી બતાવી. અલી બિરાદરો અને બીજા કેટલાય મુસ્લિમો ગાંધીજીના ચુસ્ત અનુયાયી થઇ ગયા..

વાઇસરોયે એક વાર ગાંધીજીને મળવા બોલાવ્યા. તેણે કહ્યું 'બ્રિટન યુદ્ધમાં ફસાયું છે. રંગરૂટની ભરતીમાં તમે મદદ ન કરો ? સરકાર તમારો આભાર નહિ ભૂલે.' ગાંધીજીએ કહ્યું 'બ્રિટને અમારૂં ભૂંડું કરવામાં કંઇ બાકી રાખ્યું નથી. હિંદને નિઃશસ્ત્ર બનાવ્યું એ તેનું મોટામાં મોટું કલંક છે. હું કયા મોઢે પ્રજાને મદદ કરવાનું કહું ?' વાઇસરોયે ખૂબ આગ્રહ કર્યો ત્યારે ગાંધીજીએ અનિચ્છાએ તેમને સાથ આપવા હા પાડી.

ગાંધીજીએ આ વાત પોતાના સાથીદારોને કહી. કોઇને તે ન રુચિ. ખેડા જિલ્લામાં ગાંધીજી આ કાર્ય માટે જ્યાં જ્યાં ગયા ત્યાં પાછા પડ્યા. છતાં હતાશ ન થતાં ગામડે ગામડે ઘૂમ્યા અને રંગરૂટની ભરતી કરી. પરિણામે તેમની તબિયત લથડી. સૌએ તેમની આશા મૂકી દીધી. પરંતુ ભગવાનને હજુ તેમના હાથે ઘણાં કામ કરાવવાં હતાં એટલે તેમને બચાવી

લીધા. ગાંધીજી સાજા થયા એટલે ફરીથી પાછા દેશકાર્ય પાછળ મંડી પડ્યા.

વિશ્વયુદ્ધ પૂરું થયું. હિંદે કરેલી મદદ બદલ તેને 'કાળો કાયદો' ભેંટ મળ્યો. પંજાબમાં ફોજદારી કાયદાનો અમલ શરૂ થયો. ગાંધીજીએ તેની સામે અસહકારની લડત આદરવાનો નિર્ણય કર્યો. ઇ સ. ૧૯૧૯ના એપ્રિલની છઠ્ઠી તારીખે ગામેગામ હડતાળ પાડવામાં આવી, લોકોએ ચોવીસ કલાકનો ઉપવાસ કર્યો અને જાહેર સભાઓ ભરી કાળા કાયદાનો જોર-શોરથી વિરોધ કર્યો. પંજાબમાં સરકારે કાળો કેર વર્તાવ્યો. અમૃતસરમાં જલિયાંવાલા બાગમાં મળેલી સભા પર જનરલ ડાયરે ગોળીબાર ચલાવ્યો, લોકોને કોરડા મારી પેટે ચલાવ્યા, ધગધગતી રેતીમાં ખુલ્લા પગે દોડાવ્યા અને ગામડાંના સ્ત્રી–પુરુષો પર તો કહી ન શકાય એવો જુલમ ગુજાર્યો. આ સમાચારથી આખોય દેશ સળગી ઊઠયો. ગાંધીજીને ભારે આઘાત લાગ્યો. તેમણે 'હિંદમાંથી અંગ્રેજી રાજ્ય નાબૂદ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો.

ગાંધીજી દિલ્હી અને પંજાબ તરફ જતા હતા. માર્ગમાં તેમને પંજાબમાં પ્રવેશ કરવાનો મનાઈ હુકમ મળ્યો. તેઓ તેને તાબે ન થયા એટલે તેમને પલવલ સ્ટેશને ગિરફતાર કરી મુંબઇ લઇ જવામાં આવ્યા. ગાંધીજીની ધરપકડથી દેશભરમાં ભારે રોષ ફાટી નીકળ્યો. લોકો તોફાને ચડ્યા અને કોઈ કોઇ ઠેકાણે તો રમખાણો પણ થયાં.

ગાંધીજીને મુંબઇ લઇ જઇને છોડી મૂકવામાં આવ્યા. તેમનાં દર્શન માટે ઘેલી બનેલી મુંબઇની પ્રજાને શાંત કરી તેઓ અમદાવાદ ગયા. ત્યાં જઇને સભા ભરી. તોફાન કરવા બદલ લોકોને ઠપકો આપ્યો. પ્રાયશ્ચિત તરીકે તેમણે પોતે ત્રણ દિવસના ઉપવાસ કર્યા. ત્યાંથી નડિયાદ ગયા. નડિયાદની સભામાં સત્યાગ્રહ મોકુફ રાખ્યો અને તેમણે જાહેર કર્યું 'પ્રજાની પૂરેપૂરી તૈયારી નહોતી અને મેં તેમને અસહકાર કરવાની સલાહ આપી એ મારી પહાડ જેવડી ભૂલ કહી શકાય.' તેમની આ કબૂલાતથી ઘણા છેડાઇ પડ્યા પરંતુ સત્ય હકીકત કહેતાં ગાંધીજીને કોણ અટકાવી શકે એમ હતું ?

પંજાબનાં દુઃખી ભાઈ બહેનોને મળવા ગાંધીજી અધીરા થયા. તેમણે વાઇસરોય પર ઉપરાઉપરી તાર કરી ત્યાં જવાની રજા મેળવી. પંજાબના ગામડે ગામડે તેઓ ઘૂમી વળ્યા. લોકોએ તેમના પર પ્રેમનો વરસાદ

વરસાવ્યો. ઘેરઘેર ફરીને તેમણે દુઃખી જનોની હકીકત મેળવી. મહાસભાએ સ્વતંત્ર તપાસ સમિતિ નીમી. ગાંધીજીએ જલિયાંવાલા બાગનો હત્યાકાંડ યાદ રહે એ માટે સાત દિવસ સુધી 'રાષ્ટ્રીય સપ્તાહ' ઉજવવા નક્કી કર્યું. ત્યારથી દર વર્ષે દેશભરમાં એપ્રિલની છઠ્ઠીથી તેરમી સુધી રાષ્ટ્રીય સપ્તાહ ઉજવવાની પ્રથા ચાલુ થઇ.

ગાંધીજીએ દેશને દોરવણી આપવા સારૂ 'નવજીવન' શરૂ કર્યું. તે જુદી જુદી ભાષામાં નીકળવા માંડયું. તેની ૪૦ હજાર નકલો ખપવા લાગી 'યંગઈંડિયા' અંગ્રેજીમાં નીકળતું હતું. નવજીવને પોતાનું પ્રેસ કરી લીધું. આગળ જતાં ગાંધીજી 'હરિજન,' 'હરિજનબંધુ,' 'હરિજન સેવક' નામના પત્રો ચલાવવા લાગ્યા.

ગાંધીજીને લાગ્યું 'જ્યાં સુધી લોકો અન્ન અને વસ્ત્રની બાબતમાં પોતાના પગ ઉપર ઊભા રહેતા નહિ શીખે ત્યાં સુધી સાચું સ્વરાજ નહિ આવે' તેમણે આ હેતુથી રેંટિયા અને શાળ શોધી કાઢયાં. રેંટિયો હિંદની જીવનદોરી અને બાપુજીનો પ્રાણ થઇ પડયો લાખો ગરીબ દેશબાંધવોના હાથમાં રેંટિયો મૂકીને ગાંધીજીએ તેમને મૃત્યુમુખમાંથી ઉગારી લીધા. રેંટિયાપ્રવૃત્તિને વિકસાવવા તેમણે 'ચરખાસંઘ' નામની એક સ્વતંત્ર સંસ્થા સ્થાપી આજે એ ચરખાસંઘ ખાદી તૈયાર કરાવીને લાખો ગરીબોને પોષી રહી છે. ગાંધીજીને ચરખો ખૂબ વહાલો હતો તેમને રોજ ૧૬૦ તાર કાંતવાનો નિયમ હતો. એ દેવું પતાવ્યા પછીજ તેઓ સૂઇ જતા તેઓ ઘણીવાર કહેતા 'એક હાથમાં રેંટિયો અને બીજા હાથમાં પૂણી હોય અને મૃત્યુ આવે તો કેવું સારૂં?' ગાંધીજી સૂતરને તાંતણે સ્વરાજ લાવવાની વાત કરતા ત્યારે ઘણા માણસો તેને હસી કાઢતા. આજે મોડું મોડું પણ લોકોને બાપુજીનું એ સત્ય સમજાવા લાગ્યું છે કે વસ્ત્રમાં સ્વાવલંબી થવું હોય તો રેંટિયા સિવાય આપણો ઉદ્ધાર નથી

ઇ. સ. ૧૯૨૦ ના ઑગસ્ટની પહેલી તારીખે લોકમાન્ય તિલક સ્વર્ગવાસ પામ્યા. એજ દિવસે ગાંધીજીએ અસહકાર જાહેર કર્યો. તેમની હાકલને માન આપી વિદ્યાર્થીઓએ શાળાઓ છોડી, વકીલોએ વકીલાત છોડી, સરકારી નોકરોએ પોતાની નોકરી છોડી, લોકોએ ખિતાબો છોડયા અને ઠેરઠેર પરદેશી કાપડની હોળીઓ થવા માંડી. દેશભરમાં અસહકારનું

જબ્બર મોજું ફરી વળ્યું. ગાંધીજીએ તિલક સ્વરાજ ફંડમાં એક કરોડ રૂપિયા દેશ પાસે માગ્યા. દેશે તેમની ટેલ પૂરી કરી અને ગાંધીજીને આનંદ થયો.

ઈ સ. ૧૯૨૦ માં અમદાવાદમાં મળેલી મહાસભાએ નાકરની લડત શરૂ કરવાનો ઠરાવ કર્યો અને ગાંધીજીને તેના સેનાપતિ તરીકે નીમ્યા. ગાંધીજીએ બારડોલીમાં નાકરની લડત શરૂ કરવાનું નક્કી કર્યું. પરંતુ ચૌરીચૌરામાં હિંસા ફાટી નીકળવાથી તેમણે એ લડત બંધ કરી. લોકો હતાશ થયા. સરકારે લાગ જોઇ ગાંધીજીને પકડી લીધા.

ગાંધીજીને ૭ વર્ષની સાદી કેદની સજા કરવામાં આવી. બે વર્ષ પછી આંતરડાનું ભયંકર દર્દ ઉપડવાથી તેમને યરવડા જેલમાંથી પૂનાના દવાખાનામાં લઇ જવામાં આવ્યા. ત્યાં તેમના પર શસ્ત્રક્રિયા કરવામાં આવી. તેમની તબિયત ભયજનક થઇ પડી એટલે સરકારે તેમને છોડી મૂક્યા. તેમના છૂટકારાથી દેશમાં આનંદ આનંદ થઇ રહ્યો.

ગાંધીજી મુંબઈ પાસે જુહુના દરિયાકિનારે આરામ લેતા હતા. એટલામાં દેશમાં ઠેરઠેર કોમી હુલ્લડો ફાટી નીકળ્યાં. તેને શાંત કરવા ગાંધીજી પહેલા અમદાવાદ ગયા અને ત્યાંથી દિલ્હી ગયા. ગુલબર્ગમાં હિંદુ-મુસલમાનોએ ગાંડા બનીને એક બીજાનાં ખૂન કર્યાં! ગાંધીજીનો આત્મા કકળી ઊઠ્યો. તેમનાથી ન રહેવાયું. તેમણે પોતાની જાત હોડમાં મૂકી. પોતાના દેશબંધુઓની સાન ઠેકાણે લાવવા તેમણે ૨૧ દિવસના ઉપવાસ કર્યા! લોકોને પોતાની ભૂલ સમજાણી અને દેશમાં શાંતિ સ્થપાઈ.

ઇ. સ. ૧૯૨૪ માં બેલગામમાં ભરાયેલી મહાસભાના પ્રમુખ તરીકે ગાંધીજીને પસંદ કરીને દેશે તેમનું બહુમાન કર્યું. ગાંધીજીએ રેંટિયા અને ખાદી ઉપર ખાસ ભાર કર્યો. એ પ્રવૃત્તિને વેગ આપવા સારૂ તેમણે આખા દેશની મુસાફરી કરી. તેઓ લંકા ગયા ત્યારે ત્યાંની પ્રજાએ તેમને ભારે માન આપ્યું.

ઇ. સ ૧૯૨૮ માં કલકત્તામાં ભરાયેલી મહાસભાના પ્રમુખ તરીકે મોતીલાલ નેહરૂ હતા. એ પ્રસંગે સંસ્થાનિક સ્વરાજ કે પૂર્ણ સ્વરાજ એ વિષય ઉપર ભારે મતભેદ ઊભો થયો. ગાંધીજીએ બન્ને પક્ષ વચ્ચે સમાધાન કરાવ્યું.

'એક વર્ષમાં સરકાર સંસ્થાનિક સ્વરાજ આપે તો લઇ લેવું. જો એમ ન બને તો મહાસભાએ પૂર્ણ સ્વરાજ વિના બીજું કંઈજ ન સ્વીકારવું.' ગાંધીજીના પ્રભાવથી મહાસભામાં ભંગાણ પડતું અટકી ગયું.

ઈ. સ. ૧૯૨૯ માં મહાસભાનું અધિવેશન લાહોરમાં ભરાયું, દેશના લાડીલા નેતા પંડિત જવાહરલાલ નેહરૂ તેના પ્રમુખ હતા. ૩૧ મી ડિસેમ્બરની મધરાત્રે પૂર્ણ સ્વરાજની ઘોષણા કરવામાં આવી અને ગાંધીજીને ફરીથી દેશના સેનાપતિ તરીકે નીમવામાં આવ્યા. ૨૬ મી જાન્યુઆરીએ દેશભરમાં સભાઓ ભરીને પૂર્ણ સ્વરાજની પ્રતિજ્ઞા લેવામાં આવી.

ઇ. સ. ૧૯૩૦ ની ૧૨ મી માર્ચે ગાંધીજીએ દાંડીકૂચ શરૂ કરી. આશ્રમના ૭૯ ભાઇઓ સાથે તેઓ ચાલી નીકળ્યા. તેમણે પ્રતિજ્ઞા કરી: 'કાગડા કૂતરાને મોતે મરીશ પણ સ્વરાજ લીધા વિના આશ્રમમાં પાછો નહિ ફરૂં.' ગાંધીજીને વળાવવા આખું અમદાવાદ ગયું. પચીસ દિવસમાં ૨૪૧ માઇલની કૂચ કરી ગાંધીજી ૫ મી એપ્રિલે દાંડી આવી પહોંચ્યા. બીજે દિવસે તેમણે દરિયાકિનારે ચપટી મીઠું લૂંટયું. એજ વખતે દેશભરમાં મીઠાનો સત્યાગ્રહ થયો. સૈનિકોને સખત માર મારવામાં આવ્યો. કરાડીની ઝૂંપડીમાં સૂતેલા ગાંધીજીને મધરાતે પકડી લેવામાં આવ્યા. દેશભરમાં લોકોએ તેનો વિરોધ કર્યો.

યરવડા જેલમાં ગયે દસ માસ થયા એટલામાં જયકર–સપ્રુની જોડી સમાધાન માટે દોડાદોડ કરવા લાગી. ગાંધીજી મક્કમ રહ્યા. આખરે સરકાર નમી પડી અને ગાંધીજીને છોડી મૂકયા ગાંધી–ઇરવિન કરાર થયા અને મહાસભાના એકના એક પ્રતિનિધિ તરીકે ગાંધીજી ગોળમેજી પરિષદમાં હાજરી આપવા વિલાયત ગયા.

હિંદનું રાજબંધારણ ઘડવા માટે લંડનમાં ગોળમેજી પરિષદ ભરવામાં આવી. ત્યાં જઇ ગાંધીજીએ ઘોષણા કરી 'સ્વરાજ નહિ મળે ત્યાં સુધી મહાસભા જંપીને બેસવાની નથી.' અંગ્રેજ મુસદ્દીઓએ અંદર અંદર લડાવવાના કાવાદાવા શરૂ કર્યા. ગાંધીજી વિલાયતથી ખાલી હાથે પાછા ફર્યા. અહીં દમનનીતિ શરૂ થઇ હતી. ગાંધીજીએ વાઇસરોય પાસે મુલાકાતની માગણી કરી. મુલાકાત ન આપી એટલુંજ નહિ પરંતુ ગાંધીજીને

પકડી લીધા. લોકોમાં ભારે રોષ ફેલાણો સરકારે. એકસામટી ધરપકડ કરી લીધી.

થોડા સમય પછી બ્રિટિશ સરકારે કોમી ચૂકાદો બહાર પાડી હરિજનોને હિંદુઓથી છૂટા પાડયા. ગાંધીજીએ તેની સામે આમરણાંત ઉપવાસ આદર્યા. સરકારને ભૂલ સમજાણી અને પોતાનો નિર્ણય ફેરવ્યો. ગાંધીજીએ પારણાં કર્યાં. દેશ ચિંતામુક્ત થયો.

એક દિવસ જેલમાં ગાંધીજીને સમાચાર મળ્યા. હરિજનો પર ભારે જુલમ વરસી રહ્યો છે. પીવા પાણી પણ કોઈ ભરવા દેતું નથી. પાણી વિના કેટલાય હરિજનો તરફડીને મરી ગયા! ગાંધીજીને ભારે દુઃખ થયું. હિંદુ સમાજ ઉપરનું આ કલંક ધોવા તેમણે ૨૧ દિવસના ઉપવાસ કર્યા. સરકારે તેમને છોડી મૂક્યા. ઉપવાસ પૂરા થયા અને ભગવાને લાજ રાખી.

ગાંધીજીએ પોતાના વહાલા આશ્રમને વિખેરી નાખ્યો અને લડતમાં ફરીથી ભાગ લીધો. સરકારે તેમને પકડીને એક વરસની સાદી સજા કરી. ગાંધીજીને જેલમાં હરિજનપ્રવૃત્તિ કરવાની છૂટ ન મળી. તેમણે સરકારને લખી જણાવ્યું 'હરિજનપ્રવૃત્તિ મારા શ્વાસ સમાન છે. એ નહિ કરવા દો તો હું ઉપવાસ કરીશ.' અને તેજ દિવસથી તેમણે ઉપવાસ શરૂ કર્યા. સાત ઉપવાસને અંતે સરકારે તેમને બિનશરતે છોડી મૂક્યા.

ગાંધીજી હવે વર્ધા—આશ્રમમાં જઈને રહ્યા. હરિજન પ્રવૃત્તિ અંગે તેમણે આખા દેશની મુસાફરી કરી. હરિજન ફાળામાં આઠ લાખ રૂપિયા ઉઘરાવ્યા. હરિજનોની સેવા કરવા 'હરિજન સેવક સંઘ' સ્થાપ્યો અને આવેલાં નાણાં તેને સોંપી દીધાં.

ઇ. સ ૧૯૩૪ માં મુંબઇમાં મહાસભા મળી, બાબુ રાજેન્દ્રપ્રસાદ તેના પ્રમુખ હતા. આ પ્રસંગે ગાંધીજી મહાસભામાંથી છૂટા થયા. પરંતુ મહાસભાની એકે એક બેઠક તેમની હાજરીમાંજ ભરાતી અને તેમનો બોલ છેવટનો ગણાતો.

ઇ. સ. ૧૯૩૫ માં ગામડાંના ભાંગી ગયેલા ઉદ્યોગોને સજીવન કરવા તેમણે 'ગ્રામઉદ્યોગસંઘ' ની સ્થાપના કરી. આજના ગામડાને આદર્શ બનાવવા તેમણે વર્ધાથી ૫ માઇલ દૂર આવેલા સેગાંવમાં વસવાટ કર્યો. ત્યારથી સેગાંવ યાત્રાનું ધામ થઈ પડ્યું.

સાચી કેળવણી કોને કહી શકાય એ દર્શાવવા તેમણે દેશ આગળ 'વર્ધાયોજના' રજૂ કરી. બંગાળના ૧૧૦૦ નજરકેદીઓને જેલમાંથી છોડાવ્યા. સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાનને સરહદમાં જવાની સરકારે મનાઈ કરી હતી. ગાંધીજીએ એ પ્રતિબંધ રદ કરાવ્યો. ગાંધીજી સરહદના પ્રવાસે ગયા ત્યારે ત્યાંના પઠાણોએ તેમને બાદશાહી માન આપ્યું.

રાજકોટમાં ઠાકોર ધર્મેન્દ્રસિંહ દારૂમાં ચકચૂર રહેતો હતો દીવાન વીરાવાળા પ્રજાને ભારે ત્રાસ આપતો હતો. પ્રજાએ તેની સામે માથું ઊંચક્યું. સત્યાગ્રહ શરૂ થયો. સરદાર વલ્લભભાઇએ તેની આગેવાની લીધી સૈનિકો પર જુલમોની ઝડી વરસવા લાગી. આખરે સમાધાન થયું. પાછળથી ઠાકોરે વચનભંગ કર્યો. ફરીથી લડતની શરૂઆત થઈ. મણિબેન પકડાઇ ગયાં કસ્તુરબા સત્યાગ્રહમાં ઝંપલાવવા રાજકોટ દોડી આવ્યાં. ગાંધીજીનું લોહી ઊકળી આવ્યું તેઓ પણ રાજકોટ આવી પહોંચ્યા અહીં આવી તેમણે ઠાકોરને જણાવી દીધું : 'વલ્લભભાઇને આપેલું વચન નહિ પાળો ત્યાં સુધી હું ખોરાક નહિ લઉં.' તરતજ તેમણે રાષ્ટ્રીય શાળાના એક ઓરડામાં ઉપવાસ શરૂ કર્યા

ગાંધીજીએ વાઇસરોયને વચ્ચે પડવા પત્ર લખ્યો. વાઇસરોયે હિંદના વડા ન્યાયાધીશ પાસે આ કેસ રજૂ કરવા સૂચના કરી. ઉપવાસના પાંચમા દિવસે સમાધાન થઇ ગયું. ન્યાયાધીશે ચુકાદો આપ્યો 'ઠાકોર સાહેબે આપેલ વચન પ્રમાણે વલ્લભભાઇ સાત જણાની કારોબારી નીમી શકે છે. એમની વાત મને સાચી લાગે છે.' સત્યાગ્રહનો વિજય થયો.

બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું. હિંદને પૂછ્યા વિના તેને યુદ્ધમાં સંડોવ્યું. હિંદમાંથી અનાજ, નાણાં અને સૈનિકો ઘસડીને લઇ જવા લાગ્યા. લશ્કરી છાવણી માટે ગામનાં ગામ ખાલી કરાવ્યાં. ગામડાંના ગરીબ માણસોનાં ઘરબાર અને ખેતરપાદર પડાવી લીધાં. તેમને પોતાનો સામાન લઇ ગમે ત્યાં ચાલી જવાનો હુકમ કર્યો! ગાંધીજીને આથી ખૂબ લાગી આવ્યું. હજુ દુશ્મનનો પગપેસારો થયો નથી ત્યાં આવા જુલમ થાય છે તો દુશ્મન આવતાં શું નહિ થાય! અંગ્રેજો હિંદને ભસ્મીભૂત કરી ભાગી જશે પણ આપણે ક્યાં જઇશું? ગાંધીજીને ભારે વેદના થઇ. તેમનો અંતરાત્મા કકળી ઊઠયો. તરતજ તેમણે અંગ્રેજોને સંભળાવી દીધું 'હિંદ છોડીને ચાલ્યા જાઓ.'

ઈ. સ. ૧૯૪૨ ની આઠમી ઑગસ્ટે મુંબઈમાં મહાસભાની મહાસમિતિ મળી. ગાંધીજીએ તેની આગળ પોતાનું હૈયું ઠાલવ્યું : " હિંદનાં કરોડો ભાઈબહેનોની આંખોમાં મેં વિશ્વાસ જોયો છે. એ વિશ્વાસને જોરે આવડી મોટી સલ્તનતનો મુકાબલો કરવા હું તૈયાર થયો છું. ગુલામ જે ક્ષણે વિચાર કરે કે આ જંજીર મારે માટે નથી તે પળેજ તે બેડી તૂટી સમજવી. આ વખતે હું આઝાદીથી ઓછું કશું લેવાનો નથી. અને તમે સૌ યાદ રાખજો કે આ આખરી ફેંસલો છે. કોઈએ ઘરમાં બેસી રહેવાનું નથી. આગેવાનો જતાં સૌએ પોતપોતાના આગેવાન બની લડતને ધપાવવાની છે. તમને એક ટૂંકો મંત્ર આપું છું, તે ગોખી રાખજો, અને એ મંત્રનો જાપ તમારે શ્વાસે શ્વાસે નીકળવા દેજો. "કરેંગે યા મરેંગે." હિંદી પ્રજાએ એ મંત્ર ઝીલી લીધો અને તેનો પડઘો દેશભરમાં પડ્યો. " કરેંગે યા મરેંગે " .

ઈ. સ. ૧૯૪૨ ની નવમી ઑગસ્ટે સવારે ૪ વાગે ગાંધીજીને પકડી લેવામાં આવ્યા. એજ સમયે હિંદભરમાંથી આગેવાનોની એક સામટી ધરપકડ કરવામાં આવી. ગાંધીજીને પૂનાના આગાખાન મહેલમાં નજરકેદ રાખવામાં આવ્યા. જેલજીવન દરમિયાન હિંદી જનતાનાં દુઃખો સાંભળી તેમણે ૨૧ દિવસના ઉપવાસ કર્યા. પોતાના પુત્ર સમાન મહાદેવભાઈને તેઓ જેલમાં ગુમાવી બેઠા! કસ્તુરબા પણ એજ સ્થળે કાયમ માટે પોઢી ગયાં! ગાંધીજીએ બન્નેને આગાખાન મહેલમા અગ્નિદાહ કર્યો અને મહાદેવભાઈની સમાધિ ઉપર કોડીઓથી ૐ અને કસ્તુરબાની સમાધિ પર ' હે રામ ' લખાવ્યું

ઈ સ. ૧૯૪૪ ની ૬ ઠ્ઠી મેના રોજ સરકારે ગાંધીજીને છોડી મૂક્યા. ખૂબ કસોટી કર્યા પછી મહાસભાની કારોબારીના સભ્યોને પણ મુક્ત કરવામાં આવ્યા. હિંદને મનાવી લેવા માટે સ્ટેફર્ડ ક્રીપ્સ ભારતવર્ષમાં આવ્યા. ગાંધીજીએ તેમની યોજના જોઈ અને કહ્યું ' આ જ વસ્તુ લાવ્યા હો તો પહેલી સ્ટીમરમાં પાછા જાઓ.'

જે દેશ નેતાઓને સરકારે એક વાર જેલમાં પૂર્યા હતા તેમનેજ હિંદની સર્વસત્તા સંભાળવા તેણે આમંત્રણ આપ્યું ! પંડિત જવાહરલાલ નેહરૂ હિંદના પ્રથમ વડા પ્રધાન થયા અને તેમના હાથ નીચે એક પ્રધાન મંડળ નીમવામાં આવ્યું. હિંદી પ્રજા આઝાદીના ઊંબરે આવી પહોંચી.

એ સમય દરમિયાન કલકત્તા અને નવાખલીમા હિંદુ પ્રજા પર ભારે જુલમ વરસ્યો. કોમી દાવાનળની આગમા અસંખ્ય માનવીઓ હોમાયા! જીવ લઈને નાસતા નાસતા પણ કેટલાય માણસોએ પોતાના પ્રાણ ગુમાવ્યા! ગાંધીજી આ સાભળી અકળાઈ ઊઠયા. તેમનાથી ન રહેવાયુ. તેઓ નવાખલી દોડી ગયા. વરસતી આગ વચ્ચે દોટ મૂકી, દુખી જનોને દિલાસો આપ્યો, ભાન ભૂલેલાઓની સાન ઠેકાણે લાવ્યા. તેમના આ અજબ સાહસથી નિર્દય માણસોના દિલ પણ હાલી ઊઠ્યા. નવાખલીમા હજુ પૂરેપૂરી શાંતિ સ્થપાઇ નથી ત્યા તો બિહારમા કોમી હુલ્લડ ફાટી નીકળ્યુ. ગાંધીજીએ કહ્યુ 'જો આ હુલ્લડ નહિ શમે તો હુ આમરણાંત ઉપવાસ કરીશ.' તેમના આ નિર્ણયની અસર ભારે થઇ આઠજ દિવસમા બિહારમા સંપૂર્ણ શાંતિ છવાઇ ગઈ બિહારના દુખી ભાઇબહેનોને દિલાસો આપવા તેઓ દોડી આવ્યા અને તેમને શાંત કર્યા

ઇ સ. ૧૯૪૭ ની ૧૫ મી ઑગસ્ટ એ હિંદના ઇતિહાસમા સુવર્ણાક્ષરે લખાશે ગાંધીજીની વર્ષોની તપશ્ચર્યા ફળી અને દેશ આઝાદ થયો. પરંતુ એટલાથી તેમને સંતોષ ન થયો તેઓ હિંદમા રામરાજ્ય લાવવા ઇચ્છતા હતા

આઝાદી આવી એજ પ્રસંગે પંજાબ અને બંગાળમા કોમી દાવાનળ ભયંકર રીતે ભભૂકી ઊઠ્યો લાખો નિરાશ્રિતોના પ્રાણ બચાવવાનુ કાર્ય અગત્યનુ થઇ પડ્યુ

કોમી આગને બુઝાવવા ગાંધીજી કલકત્તા ગયા. કલકત્તામા શાંતિ સ્થાપવાના તેમના પ્રયાસોની જાદુઇ અસર થઇ તોફાને ચડેલા લોકો તેમના પગે પડ્યા અને હથિયાર હેઠા મૂક્યા! ગાંધીજીના આ કાર્યની પ્રશંસા વિશ્વભરમા થઇ.

ગાંધીજીને લાગ્યુ કે હવે મારી જરૂર દિલ્હીમા છે એટલે તેઓ દિલ્હી આવી પહોચ્યા દિલ્હીમા મુસ્લિમ બિરાદરો પર ત્રાસ વરતાતો જોઇ તેમના દિલના તાર ધ્રૂજી ઊઠ્યા તેમણે ઉપવાસ આદર્યા. મુસ્લિમોને પૂર્ણ રાહત આપવામા આવશે એની બાંહેધરી મળી ત્યારેજ તેમણે પારણા કર્યા.

ઇ સ ૧૯૪૮ ની ૩૦ મી જાન્યુઆરીએ ગાંધીજીએ સરદાર વલ્લભભાઇ સાથે વાતચીત કરતા કરતા પોતાનુ છેલ્લુ ખાણુ લીધુ પ્રાર્થનાનો સમય થતા કુ મનુ ગાંધી અને શ્રી. આભા ગાંધીનો ટેકો લઇ તેઓ બિરલા

ભવનમાંથી પ્રાર્થનામંદિર તરફ જવા લાગ્યા. માનવસમુદાય તેમની રાહ જોતો બેઠો હતો. એટલામાં ગોડસે નામનો એક કુલાંગાર અને દેશદ્રોહી માણસ આગળ આવ્યો. તેણે બાપુજીની ચરણરજ લેવાનો ઢોંગ કર્યો અને તરતજ ગાંધીજી ઉપર ત્રણ ગોળીબાર કર્યા !!! બાપુજી 'હે રામ' કરતા ત્યાંને ત્યાંજ ઢળી પડ્યા ! તેમના મૃત્યુસમાચાર વીજળી વેગે ફેલાઇ ગયા. હિંદીજનો ધ્રુસકે ધ્રુસકે રડી ઊઠયા. વિશ્વભરમાં હાહાકાર વરતી રહ્યો. દેશેદેશના મહાન પુરુષોએ ગાંધીજીને શ્રદ્ધાંજલિઓ અર્પી.

સ્વતંત્રતાનો સૂરજ આથમી ગયો ! જગતનું તેજ ચાલ્યું ગયું ! સર્વત્ર અંધકાર છવાયો. ગાંધીજી જેવા સંત પુરુષનું ખૂન થયેલું સાંભળી માનવ માત્ર કંપી ઊઠયો.

બીજે દિવસે દિલ્હીમાં તેમની ભવ્ય સ્મશાનયાત્રા નીકળી. ગામેગામથી લાખો માણસો તેમની સ્મશાનયાત્રામાં ભાગ લેવા આવી પહોંચ્યાં. સમ્રાટને પણ ન મળે એવું ભવ્ય માન હિંદી જનતાએ તેમને આપ્યું. યમુનાને કાંઠે સુખડનાં કાષ્ટથી તેમને અગ્નિસંસ્કાર દેવામાં આવ્યો ત્યારે ત્યાં મળેલી માનવમેદની ચોધાર આંસુએ રડવા લાગી. તેમનાં અસ્થિ વીણવા માટે લોકો પડાપડી કરવા લાગ્યાં.

દિવસો સુધી હિંદભરમાં ભારે શોક છવાયો. ગામેગામ સરઘસ, સભા અને હડતાળો પાડી લોકોએ તેમને ભવ્ય અંજલિ અર્પી. દિલ્હીના બિરલાભવનમાં ૧૩ દિવસ સુધી ગીતાપાઠ અને ભજનોની ધૂન જામી. ૧૨ મી ફેબ્રુઆરીએ તેમનાં અસ્થિ હિંદની તમામ પવિત્ર નદીઓમાં પધરાવવાની વિધિ ખૂબ દમામપૂર્વક કરવામાં આવી

માત્ર હિંદમાંજ નહિ પરંતુ વિશ્વભરમાં તેમની ખોટ પડી ગઈ. એ ખોટ કોઇ કાળે પૂરાવાની નથી. તેમનો આત્મા જ્યાં હો ત્યાં શાંતિ પામો !

હિંદનો તારણહાર અને સમસ્ત વિશ્વને અજવાળનાર આ અણમૂલ માનવરત્ન ઝૂંટવાઇ જવાથી કોને આઘાત ન થાય ? હજુ તો રામરાજ્ય સ્થાપવામાં બાપુજીની દોરવણીની ખાસ જરૂર હતી. ક્રૂર કાળે તેમને આપણી પાસેથી ઝૂંટવી લીધા ! તેમનો દેહ આજે ભલે ન હોય છતાં તેમનો અમર આત્મા આપણને સદાય પ્રેરણા આપતો રહેશે.

રાષ્ટ્રપિતા ગાંધીજી જેવા અવતારી પુરુષને આપણા કોટિ કોટિ વંદન હો ! તેમણે ચીંધેલા માર્ગે ચાલવાનું આપણું સદ્‌ભાગ્ય હો ! '

# બાપુ સ્મરણ

એનું જીવનકાર્ય અખંડ તપો,
અમ વચ્ચે બાપુ અમર રહો;
એના જીવનમંત્ર સમો ચરખો,
પ્રભુ ભારતમાં ફરતોજ રહો.
એનું જીવનકાર્ય૦ ૧

અમ જીવનમાં અમ અંતરમાં,
એની ઉજ્જવલ જ્યોત જ્વલંત રહો;
અમ દેશનાં દૈન્ય ને દુર્બળતા,
એની પાવક આતમ-જ્વાળ દહો.
એનું જીવનકાર્ય૦ ૨

એનો સત્યનો સૂર્ય સદાય તપો,
અમ પાપ નિરાશાના મેલ દહો;
એનાં પ્રેમ અહિંસાનાં પૂર પ્રભો,
અમ ભારતના સહુ ક્લેશ વહો
એનું જીવનકાર્ય૦ ૩

એણે જીવતાં રામ સદાય રટયા,
એ તો રામ વદીને વિદાય થયા;
લઘુ માનવમાં મહિમા ભરવા,
નિજ લોહી અશેષ વહાવી ગયા.
એનું જીવનકાર્ય૦ ૪

જુગતરામ દવે

# Maulana Azad's Message

New Delhi
21 St April 1948

Dear Natubhai Raval,

With reference to your letter dated April 18 th 1948, to the Honourable Minister Maulana Azad, he will be glad to hear of the success of your Proposed Venture and you will have his best wishes in your work of spreading Gandhiji's message.

Your truly,
ASHFAQUE HUSAIN
Private secretary to the honourable minister for Education

# ખેર સાહેબના આશીર્વાદ

સેક્રેટરિયટ
મુંબઇ
તા. ૧૩-૪-૪૮

ભાઇશ્રી નટુભાઇ રાવળ,

આપનો પત્ર શ્રી૦ **ખેર સાહેબને** મળ્યો છે. આપના કાર્યને તેઓ સફળતા ઇચ્છે છે અને આશા રાખે છે કે પૂ. ગાંધીજીની યાદગીરીમાં આ મંડળ સ્મારક અંક ઉપરાંત તેમને પ્રિય એવી કોઇ પ્રવૃત્તિ સક્રિય રીતે અપનાવશે આ કાર્ય કરતાં આપને અને આપના સાથીઓને તેમની શુભેચ્છા છે.

**ઈન્દુમતીબેન ચીમનલાલ**
પાર્લામેંટ સેક્રેટરી

# Congratulation

Ratendone Road
New Delhi
16 th April 1948

**DEAR MR. RAVAL,**

Your letter of the 6 th April. I am very glad that the Patan Vidyarthi Mandal has decided to issue a Memorial Volume in Honour of Mahatmaji. Congratulation you will please, however, excuse me from a contribution

Yours Sincerely.
**DR. JIVRAJ MEHTA**

---

## સફળતાના સંદેશા

| | |
|---|---|
| ૧ શ્રી. સરોજિની નાયડુ | ૧૫ શ્રી. રાવજીભાઇ મણિભાઇ પટેલ |
| ૨ ,, શેખ અબ્દુલ્લા | ૧૬ ,, ગુલામ રસુલ કુરેશી |
| ૩ ,, કનૈયાલાલ માણેકલાલ મુનશી | ૧૭ ,, સ્વામી આનંદ |
| ૪ ,, વૈકુંઠલાલ મહેતા | ૧૮ ,, મણિલાલ ચતુરભાઇ શાહ |
| ૫ ,, ઢેબરભાઇ | ૧૯ ,, તારાબેન મોડક |
| ૬ ,, નાનાભાઇ ભટ્ટ | ૨૦ ,, ફુલસિંહજી ડાભી |
| ૭ ,, દરબાર ગોપાળદાસ દેસાઇ | ૨૧ ,, ભીખાભાઇ કુબેરભાઇ પટેલ |
| ૮ ,, નરહરિભાઇ પરીખ | ૨૨ ,, દેસાઇભાઇ |
| ૯ ,, નારણદાસ ગાંધી | ૨૩ ,, હરિનારાયણ આચાર્ય |
| ૧૦ ,, કૃષ્ણદાસ જાજુજી | ૨૪ ,, ગિરિરાજજી |
| ૧૧ ,, અમૃતલાલ દલપતભાઇ.શેઠ | ૨૫ ,, મણિલાલ પ્રભુલાલ પરીખ |
| ૧૨ ,, ઇંદ્રવદન ભગવંતરાય ઠાકોર | ૨૬ ,, મગનભાઇ શંકરભાઇ પટેલ |
| ૧૩ ,, શંકરલાલ બેંકર | ૨૭ ,, છગનલાલ નથુભાઇ જોશી |
| ૧૪ ,, અનસુયાબેન સારાભાઇ | ૨૮ ,, રામનારાયણ નાગરદાસ પાઠક |

## બાપુ એટલે સત્ય

લેખની તો આશા મારી પાસેથી શું રખાય? વળી બાપુને વિષે લખતાં મને ફાવશે પણ નહિ. બાપુ એટલે સત્ય. બાપુ એટલે અહિંસા. બાપુ એટલે મૈત્રી. આટલું તો બધા જાણે છે. આચરવાનું રહ્યું છે.

વીનોબા ભાવે

---

## એમની ચરણરજ લેતાં મને ઓછો આનંદ થયો નથી.

અમારા મંડળની કે વ્યક્તિ તરીકે મારી સેવાની તેમણે કદી અવગણના કરેલી નહિ. એમણે વ્યાયામમંદિરની પ્રવૃત્તિ વિષે સાંભળીને મને નડિયાદથી અમદાવાદ, સાબરમતી આશ્રમમાં અખાડો શરૂ કરવા બોલાવેલો: એવી એમની ઉદારતા હતી. મારા અંતરમાં એમને માટે પૂજ્યભાવ રહેલો છે અને પોતે માનેલા સત્યનું અનુસરણ કરવાની વિરલ મહત્તા પ્રાપ્ત કરનાર એમનાં ચરણની રજ લેતાં મને ઓછો આનંદ થયો નથી.

અંબુભાઈ પુરાણી

---

## શાંતિ અને હૂંફ અનુભવો

તમારી તા. ૨૦ મીની ઉઘરાણી મળી. ખરા આકરી સંપાદક લાગો છો 'બાપુ–સ્મરણ' એ નામના પૂ. બાપુજીના સ્મરણના થોડા શ્લોકો આ સાથે મોકલું છું. અમારી પ્રાર્થનામાં અમે તે રોજ બોલીએ છીએ. પૂ. બાપુજીનું સ્મરણ રોજ સવાર સાંજ આંખ મીચીને કરીએ છીએ ત્યારે જાણે તેઓ સામેજ બેઠા હોય એવી શાંતિ અને હૂંફ જીવને લાગે છે. તમારી મારફત બીજાં થોડાં મંડળો પણ તે ઉપાડી લે અને અમારા જેવીજ હૂંફ અનુભવે એમ ઇચ્છું છું. જુગતરામ દવે

# અમે વીંધ્યો એને !

: શિખરિણી :

અમે વીંધ્યો એને, કર ઉભય બાલાયુગલને
ખભે રાખીને જ્યાં, ત્વરિત ચરણે, મગ્ન મનને,
સદાંનાં વિશ્વાસુ વિમલ નયનોને હરિ તણે
સ્વરૂપે ગૂંથીને, રવિગમન વેળા જનગણે
રચી કેડીએ યે અમ નિકટ એણે ડગ ભર્યાં !

અમે વીંધ્યો એને ! નિજ સમ લહી લોક જગનાં
કદી ના કોઇને અરિજન ગણે એ, નિત રટે,
"બધાં ભાંડુઓ ત્યાં કતલ મહીં રાચો કયમ ભલા ?
વિધર્મી તેમાં શું મનુજ મટિયાં ? રે, અવરનાં
વિચારો છો પાપો, પણ નિજતણાં કાં ન સ્મરતાં ?"
ટીપે એનું એ તે સતત, અમ પાસે નિત ચહે
રૂડું બીજાનું ! ના અમ મહીં ઘણી આગ નિરખે !

અમે વીંધ્યો એને ! રુધિર ઉછળ્યાં કાં પણ અરે,
ધરા રોમે રોમે જલ—અનિલ—વ્યોમે ઉચ્ચરે ?

હસિત બૂચ

# ગાંધીજીનું સ્મારક

પૂજ્ય ગાંધીજીનું સ્મરણ થતાંજ ૧૯૧૫થી માંડી ૩૦ અને ૩૧ જાન્યુઆરી ૧૯૪૮ સુધીનો સમય એક જલદ પસાર થતા ચિત્રપટની માફક આંખ આગળ આવી જાય છે. ગાંધીજી હિંદુસ્તાનમાં પ્રથમ આવ્યા તે વખતની દેશની સ્થિતિ અને સ્વરાજ્યની કલ્પનાઓ, ૧૯૨૧માં અસહકારના માર્ગે પ્રથમ તેમણે દાખલ કરી તે વેળાની સ્થિતિ અને સ્વરાજ્ય વિષેનો ખ્યાલ, ૧૯૩૦ની દાંડીકૂચ અને સ્વરાજ વિષેનો ખ્યાલ, ૧૯૩૨ થી ૧૯૩૪ની સવિનયભંગની લડત, ૧૯૩૭ થી ૧૯૩૯ સુધીનો પ્રાંતિય સ્વરાજનો યુગ, ૧૯૪૦નો વ્યક્તિગત સત્યાગ્રહ, ૮ મી ઓગષ્ટનો "ચલે જાવ" નો ઠરાવ, અને ત્યાર પછીનો અંગ્રેજોનો દમનદોર અને પ્રજાએ વાળેલો જવાબ, અંગ્રેજ સરકાર સાથે સમજૂતી, દેશના ભાગલા, અંગ્રેજોનું ચાલ્યા જવું, અને ગાંધીજીનું પિસ્તોલની ગોળીથી મરણ ... એ બધો ઇતિહાસ ઝપાટાબંધ નજર સામે આવે છે. બધું જાણે તાજુંજ બન્યું હોય એમ લાગે છે. અને આ કેમ બન્યું ? જે જોયું તે સાચુંજ કે કલ્પના ? એવું પણ થાય છે.

દેશની આઝાદીના કોઈ પણ રાજકીય કે રચનાત્મક કાર્યક્રમમાં ગાંધીજીનું ચૈતન્ય અને સ્વરૂપ નજરે ચઢી આવે છે; અને એમના સર્વ-વ્યાપી ચૈતન્યનો એકાએક અંત આવવાથી, જે થયું તે ખરેખર થયું કે આપણે સ્વપ્નામાં છીએ એવું લાગે છે. તેમની શારીરિક ગેરહાજરીને ટેવાતાં આપણને હજી ઘણો સમય જશે. તેમના પ્રત્યે આદર અને પ્રેમ હોવા છતાં, તેમજ તેમને અનુસરવાની અને તેમણે દર્શાવેલ માર્ગે જવાની ઇચ્છા હોવા છતાં, આપણે તેમની દૃષ્ટિ, માર્ગ અને વૃત્તિઓથી ઓતપ્રોત થયા છીએ કે કેમ એ સવાલ દરેક પોતાને પૂછવો જોઈએ એવો આજનો સમય છે

પોતાના વર્તનથી અને વાણીથી હિંદના દરેક સ્ત્રીપુરુષને, યુવક તેમજ વૃદ્ધને, ગાંધીજીએ ઘણું ઘણું શિખવાડ્યું છે, તે પૈકી વિદ્યાર્થીઓને ખાસ મદદની એવી થોડી બાબતોનો ઉલ્લેખ આ લેખમાં કર્યો.

આપણા સમાજમાં જે બહુ વિરલ છે, પણ જેની આવશ્યકતા સમાજના જીવનમાં ઘણીજ છે, એવી પહેલી બાબત તે દરેક કામ અંગે વખતસરપણું (Punctuality). આ ગુણની મહત્તા આપણે હજી પિછાની હોય એમ લાગતું નથી. ઇશ્વરે જે આયુષ્ય આપ્યું હોય એમાંની એક ક્ષણ પણ ન બગડે એવી કોશિશ દરેક જણે કરવી એ કેટલું મહત્વનું છે તે આપણે સમજ્યા નથી. કંઇ પણ કામ વગર આપણે પોતાનો ઘણો સમય ગાળીએ એ વાત જતી કરીએ તો પણ, કામપ્રસંગે અને વખતસર ન જતાં, મોડા પડીને, બીજાના સમયનો આપણે બગાડ કરીએ છીએ અગર તો કોઇની પાસે, એના સમયનો વિચાર કર્યા વગર, ગમે ત્યારે મળવા જઇને અગર ગમે તેટલો વખત બેસી આપણો પોતાનો તેમજ સામાનો કેટલો સમય હરહંમેશ બગાડીએ છીએ એનો ખ્યાલ સરખો પણ આપણા સમાજમાં જણાતો નથી. ઊલટું કોઇ પણ માણસ આપણે જઇએ ત્યારે ન મળી શકે અગર તો આપણે ઇચ્છીએ તેટલો સમય આપણી સાથે વાતચીતમાં ન કાઢે તો આપણને જરા ગુસ્સો પણ થાય છે. "એ માણસમાં ભાવના નથી, તોછડાઇ છે, એણે આપણી સાથે અપમાનભર્યું વર્તન કર્યું" વગેરે પ્રકારના વિચારો આપણા મનમાં આવે છે. આપણે તો આપણી દૃષ્ટિએજ વિચાર કરીએ છીએ; જેની પાસે જઇએ તેને પોતાના વખતની વહેંચણ અને ઉપયોગ કરવાનો અધિકાર જાણે હોયજ નહિ; તેમ સમજીને આપણે ચાલીએ છીએ. આ આપણી ટેવથી આપણી કાર્યશક્તિ કેટલી ઓછી થાય છે, તેમજ આપણે વ્યવસ્થાપૂર્વક કામ કે શાંતિ પણ મેળવી શકતા નથી તેનો આપણે વિચાર સરખો પણ કર્યો જણાતો નથી.

ગાંધીજી પોતાના તેમજ બીજાના સમય બાબતમાં બહુજ ચોકસ હતા. અને એ બાબતમાં, આપણી શિથિલતા જોતાં, કઠોર પણ થતા. વ્યક્તિગત જીવનનો પૂરેપૂરો આનંદ મેળવવા માટે, કામ તેમજ શાંતિના સમયો દરેકને પૂરા મળવા જોઇએ, તેમાંથીજ દરેક કામ વ્યવસ્થિત રીતે કરવાના પાઠો પણ આપણે મેળવી શકીએ. એજ રીતે સામુદાયિક કાર્યોમાં પણ આપણે વ્યવસ્થિત થઇએ, એ સમાજની દૃષ્ટિએ બહુજ જરૂરનું છે. પરંતુ આ ગુણની આપણે ઉપેક્ષાજ કરતા આવ્યા છીએ.

આપણે સભામાં જવું હોય પણ સભા વખતસર થાયજ નહિ, તેમ વખતસર પૂરી થાય પણ નહિ કોઈને ત્યાં જમવા જવું હોય તો વખતસર કોઈ આવે નહિ અને કાર્યક્રમ વખતસર પાર ઉતરે નહિ પરિણામે જેને ઘણાં કામ કરવાનાં હોય એને ઘણા પ્રસંગોમાં જઈને મળતા જ્ઞાન અને આનંદ છોડવા પડે છે ગાંધીજીના આખાય જીવનની અંદર તેમણે સતત નિયમિતતા અને વખતસરપણું, બડજ ચોકસાઈથી પાળ્યું છે

૧૯૧૩–૧૪ માં સ્વ દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ સાથે કામ કરતો વખતસરપણામાં તેઓ પણ ગાંધીજી જેટલાજ આગ્રહી અને કડક હતા ગૂજરાત વિદ્યાસભાની કચેરીમાં રોજ બરાબર ચાર વાગે મારે એમને મળવું એવો નિયમ કરેલો એક દિવસ વિદ્યાસભાના પગથિયાં ચઢતો હતો એટલામાં ભદ્રના ઘડિયાળના ચાર ટકોરા થયા અર્ધી મિનિટમાં અંદરના ખંડમાં મરહુમ દિવાન બહાદુર પાસે પહોંચ્યો, ત્યારે એ બોલ્યા "માવળંકર, આજે મોડા પડ્યા'" મેં એમને કહ્યું, "સાહેબ, હમણાં તો ટકોરા થયા, પગથિયે ચઢતો હતો' મારો આશય એ હતો કે અર્ધી કે એક મિનિટ મોડું થાય એ કાંઈ મોડું કહેવાય? આપણી શિથિલતાની ભાષામાં કહું તો એમ કહેવાય કે "એ તો એમજ ચાલે' પણ દિવાન બહાદુરે ભવિષ્યના ઘડતરનો પાઠ મારા જેવા જુવાનને ચોટ જવાબથીજ આપ્યો અને બોલ્યા "રેલવેગાડી તમારે માટે થોભી હોત કે?' આજે હાલ તો મને કોઈ પૂછી શકે કે રેલવેનું ક્યાં ઠેકાણું છે? સ્વરાજ આવ્યા પછી તો એની અચોક્કસાઈ જાણે વધી હોય! પણ મને ઘણી વખત રમજ અને આશ્ચર્ય લાગે છે કે પોતે અનિયમિતપણાના પૂતળા એવા માણસો પણ રેલગાડી મોડી આવે તો તે વિષે ત ગ ર ગ્વાને પોતાને હક્ક છે એમ માને છે!

ગાંધીજીનો દરેક કાર્યક્રમ મુકરર કરેલા વખતેજ થતો એમની સવારની કે સાંજની પ્રાર્થના નિશ્ચિત વખતેજ થાય એમનો કાંતવાનો વખત પણ નિશ્ચત હતો ચતુર ા ફંડની એક સભામાં, તેમનો વખત થતાં, એક બહેને રેંટિયો એમની પાસે લાવીને મૂક્યો ત્યારે ગાંધીજીએ વિનોદ પૂર્વક કહ્યું "માગ ન્તા વધારે કાંતનાર, માન ગ્તા વધારે સારૂ ાંતનાર ગેરેગેજ ાંતનાર રગા હ્ગે પણ માગ જેવો ગ્ગેજ

અમુક વખતેજ કાંતનારો ભાગ્યેજ બીજો કોઈ હશે." આ વાત સાવ સાચી છે.

ગાંધીજી પોતાના કમ્મરે એક ઘડિયાળ હંમેશ બાંધી રાખતા અને તે ઉપર તેમની નજર ઠીકઠીક રહેતી. તેમની સાથે બોલવા આવનારને ટૂંકમાં પતાવવાની તેમની વિશિષ્ટ શૈલી હતી. વાત પૂરી થઈ એમ લાગતાંજ ઘડિયાળ હાથમાં લઈ તે તરફ નજર કરી પૂછતા, "બીજી કંઈ વાત કરવી છે? હું હવે બીજા કામે વળગું ના?" સાંભળનારો સમજી જતો કે હવે આપણે ઊઠવું.

સને ૧૯૧૮ના નવેંબરમાં ગોધરા મુકામે પહેલી ગૂજરાત રાજકીય પરિષદ મળી. પરિષદમાં આવતાં ગાંધીજીને આશરે ચાર મિનિટ મોડું થયું. તેમનો બોલવાનો વારો આવ્યો ત્યારે વિનોદમાં બોલ્યા. "હું અહીં આવતાં ચાર મિનિટ મોડો પડ્યો. સ્વરાજ એટલું મોડું આવવાનું!"

દરેક જણ વખતસરપણું સાચવે તો તે ગાંધીજીનું એક મહાન સ્મારકજ ગણી શકાય.

હું ૧૯૦૭ના અરસામાં જ્યારે જુનિયર બી. એ. માં હતો ત્યારે ગીતાજીનો "**कर्मण्येवाधिकारस्ते**" એ આદેશ મને બહુ ગમ્યો. મારા મુદ્રાલેખ તરીકે એ આદેશ મારા કાગળો ઉપર મેં છપાવ્યો. પરંતુ એનું ખરું રહસ્ય ગાંધીજી સાથેના એક પ્રસંગથી હું સમજી શકયો હતો.

સને ૧૯૨૦ની સાલ. 'એક વર્ષ માટે વકીલોએ વકીલાત છોડવી એવો આદેશ મહાસભાએ કલકત્તાની બેઠકમાં આપ્યો હતો. મારું મન દ્વિધા હતું. પ્રત્યક્ષ ધંધો છોડવો કે એક વર્ષની કમાણી આપી દેવી! ધંધો છોડવાના પ્રમાણમાં કમાણી આપી દેવી એ સહેલી વસ્તુ હતી. ધંધો બંધ કરવામાં જામેલો ધંધો તૂટી પડે એ ભય હતો; પણ એથીયે વિશેષ એમ લાગતું કે "ઘણાખરા વકીલો વકીલાત મોકૂફ કરવાના નથી. હું અને બીજા એક બે મોકૂફ કરીએ તેથી શું અસર થવાની હતી! અમે ધંધો અને નાણાં ખોઈશું, અને અંગ્રેજનું તંત્ર એમને એમ ચાલ્યાજ કરશે."

આપણા કામથી ધાર્યા મુજબ પરિણામ નહિ આવે એ બયથી કામ કરવાની વૃત્તિ થતી નહોતી. ગીતાજીએ તો કહ્યું હતું કે "**कर्मण्येवाधिकारस्ते**" ... ... "કામ કરવું એજ તારે માટે બસ છે" એ મુદ્રાલેખ તો રાખ્યો હતો, પણ તે આચારમાં ઉતાર્યો ન હતો. આ પ્રસંગે ગાંધીજીએ મને સમજાવવા ખૂબ પ્રયત્ન કર્યો. તેમણે કહ્યું. "બીજા વકીલાત મોકૂફ કરે કે ન કરે તેની સાથે તમારે શું નિસ્બત છે? આ વાત સારી છે અને કરવી જોઇએ એમ તમારે ગળે જો ઉતર્યું હોય તો તમારો ધર્મ છે કે તમારે તે અમલમાં મૂકવી જોઇએ. જે કંઇ કરો તેનું પરિણામ તો આવવાનુંજ છે પણ ફળની આશા રાખો એ કંઇ વાજબી ગણાય?" એમની દલીલ તો સચોટ હતી, પણ હું મારા આચરણમાં તે ઉતારી શકતો નહોતો. ત્રણ મહિના પછી એ મુજબનો મારો નિશ્ચય થયો અને મેં મનની શાંતિ મેળવી. "કાર્ય કરવું એજ મારો ધર્મ છે. એનું ફળ આવશે કે નહિ એટલે કે દેખાશે કે નહિ એ મારે વિચારવાનું નથી" એ પાઠ હું તે વખતે પ્રાત્યાક્ષિક તરીકે શીખ્યો. અને ત્યારથી મારા જીવનમાં મેં એક અનેરું સુખ અનુભવ્યું છે. સ્પર્ધા, ઇર્ષ્યા, દ્વેષ વગેરે જાહેર જીવન બગાડનારા શત્રુઓ મારાથી દૂર રહ્યા છે, એમ હું માનું છું. અને તેથી ઘણા લોહી ઉકાળામાંથી હું બચ્યો છું અને મનની ઠીક ઠીક શાંતિ પણ ભોગવી રહ્યો છું.

ગાંધીજી આપણી પાસેથી શું અપેક્ષા રાખતા તે વિષે મારા ઉપરના એમના એક કાગળમાંથી ઉતારો આપી વિરમું છું.

"મને જે ઠીક લાગે એ હું લખ્યા કરું એજ સારું ગણાય ના? એમાંથી તમે બધા ઝીલી શકો તે ખરું. એથી વધારેની આશા હું કેમ કરું?"

ગણેશ વાસુદેવ માવળંકર

# તમારાં જીવન ઉન્નત બનાવો

'પાટણ વિદ્યાર્થીમંડળ ' ગાંધી સ્મારક ગ્રંથ ' પ્રગટ કરે એ ઉચિત છે. એને માટે કંઈક લખવાનો ભાઈશ્રી નટુભાઈએ મને આગ્રહ કર્યો. વિદ્યાર્થીમંડળ ગાંધીજીનું કાર્ય અને તેમના વિચારોના પ્રચાર માટે વર્ષોથી કામ કરે છે એટલે આ ગ્રંથ માટે લખતાં મને આનંદ થાય છે. ખાસ કરી વિદ્યાર્થી અવસ્થામાં જેમણે ગાંધીજીના જીવનકાળ દરમિયાન પ્રેરણા મેળવી છે તેઓ ભાગ્યશાળી છે. આમ છતાં ગાંધીજીનું જીવન સનાતન સત્યોના પાયા ઉપર ઘડાયેલું હોઇ એમના અવસાન પછી પણ સદીઓ સુધી સાચો માર્ગ બતાવવામાં ઉપયોગી થશે. મહાપુરુષોની કોટિના આપણા પયગંબરોની હરોળમાં ગાંધીજીની ગણના આપણે કરીએ એ સ્વાભાવિક છે. એમણે તો કોઇ એક ધર્મ સ્થાપવાની વાત બાજુએ રાખી યુદ્ધના સર્વનાશથી કંટાળેલી સમસ્ત માનવજાતને શાંતિનો સંદેશો આપ્યો છે પોતાના જીવન મારફત એ સંદેશાને મૂર્તિમંત કર્યો છે. આવા પુરુષનો જન્મ આપણા દેશમાં થયો એ આપણું અહોભાગ્ય છે. એમના માર્ગે આપણે સંપૂર્ણ રીતે નથી ચાલ્યા તો પણ આપણે જે કંઇ સિદ્ધિ મેળવી છે તે એમની પ્રેરણાને આભારી છે.

વિદ્યાર્થીઓ અભ્યાસ કરતાં કરતાં પણ ગાંધીજીના જીવનકાર્ય અંગે ઘણું કરી શકે એમ છે. જો તેઓ સાદું અને ઉદ્યમી જીવન ગાળવાની ટેવ કેળવે તો ગાંધીજીએ બતાવેલા રચનાત્મક કાર્યનાં ઘણા અંગોનો અમલ તેઓ કરી શકે. પોતાને અનુકૂળ હોય એવાં રચનાત્મક કાર્યના એક બે અંગોની પસંદગી કરી વિદ્યાર્થીએ તે પોતાનાં બનાવવાં જોઇએ; અને તેની મારફત દેશની સેવા કરી પોતાના જીવનને તેણે ઉન્નત બનાવવું જોઇએ. આમ કરવામાં આવે તોજ આપણે ગાંધીજીની સાચી સ્મૃતિ જાળવી એમ કહી શકાશે. મને આશા છે કે પાટણના વિદ્યાર્થીઓ અને બહાર વિદ્યાર્થીઓ આ વાત સમજશે અને ગાંધીજીની કલ્પનાનું ' રામરાજ્ય ' આપણે ત્યાં સ્થાપવાના પ્રયાસમાં પોતાનો ફાળો આપશે.

મોરારજીભાઈ દેસાઈ

# “ગાંધીયુગનો હજી હવે આરંભ થાય છે”

‘ઇન્ડિયન પાર્લામેન્ટ’ના વિદ્વાન તંત્રીએ ગાંધીજી વિષે કંઇક લખી મોકલવાની વિનંતીનો કાગળ મોકલ્યો તેમાં મને લખ્યું કે “૧૯૧૮ની સાલથી ૧૯૪૮ની સાલ સુધી હિંદમાં ગાંધીયુગ ચાલ્યો. ૧૯૪૮ના જાન્યુઆરી માસની ૩૦મી તારીખે એ યુગનો અંત આવ્યો.”

ગાંધીજીની અગાધ સમર્થ દોરવણી દેશને હવે મળવાની નથી એથી વધારે એમના આ પ્રમાણેના લખાણની મતલબ નથી એ હું જાણતો હતો છતાં એમના વિધાનથી હું કંઇક બેચેન થયો. મેં જવાબમાં તેમને લખ્યું, “ગાંધીજી જીવતા હતા તે કાળ દરમિયાન તેમનો યુગ જન્મ્યો નહોતો, એ કાળ દરમિયાન એમના અંતરમાં સેવાઇને એ પરિપક્વ થયો અને ખરેખર ૧૯૪૮ ના જાન્યુઆરીની ૩૦ મી તારીખે તેનો જન્મ થયો. એવું કેમ ન હોય ?” તંત્રીજી પછી મને જણાવે છે કે આ વિચાર બીજાને જ વધારે ખીલવીને હવે તમે લેખ લખી આપો.

અત્યારે ને અત્યારે એ કામ મારે માટે વધારે પડતું વહેલું થાય એમ લાગે છે. આજની ઘડીએ હું એટલું જ કહી શકું કે ગાંધીજી જે કાર્યને અર્થે જીવ્યા, જે કાર્યને અર્થે તેમણે પરિશ્રમ ઉઠાવ્યો અને આખરે જે કાર્યને અર્થે તેમણે પોતાનો પ્રાણ આપ્યો તે હજી પણ અધૂરું છે અને હજી એક પૂરો ઉકેલાયેલો નહિ પણ જીવતોજાગતો ઘૂંટાતો સવાલ છે. તેને પૂર્ણવિરામ આવ્યું નથી. ૧૯૧૪ ની સાલમાં માનવીને સ્પર્શનારા ધાર્મિક, રાજદ્વારી, સામાજિક તેમજ અર્થવ્યવસ્થાને લગતા સવાલોને વિષે અમુક ચોક્કસ તદ્દન નવા અને ક્રાંતિકારી વિચારો લઇને ગાંધીજીએ હિંદના કાર્યક્ષેત્રમાં પ્રવેશ કર્યો. પોતાના વિચારોનો વહેવારમાં અમલ કરાવવાને એક તદ્દન નવીન જાતની કાર્યપદ્ધતિ પણ તેઓ સાથે લાવ્યા હતા. એ આશય નજર સામે રાખી વખતોવખત હિંદી રાષ્ટ્રીય મહાસભાના બંધારણમાં તેમણે ધરમૂળના ફેરફારો કરાવ્યા અને હજી હમણાં એક વાર એવો ખરડો ઘડાવવાની તેમની ઇચ્છા હોઇ અવસાનના દિવસ

સુધી, અરે તે દિવસે પણ તેઓ એ કામમાં મંડયા હતા. વિસ્તાર અને વસ્તીની દૃષ્ટિથી આપણો મુલક કેટલો મોટો છે તે ધ્યાનમાં લઇએ અને એક બાજુથી સામાન્ય આમજનતામાં જે પ્રચલિત રૂઢ માન્યતાઓ ફેલાયેલી છે, ને બીજી બાજુથી આપણી યુનિવર્સિટીઓમાં જે વિચારોની કેળવણી અપાય છે તે બન્નેની અને ગાંધીજીના વિચારોની વચ્ચે જ મોટો તફાવત છે તેનો ખ્યાલ રાખતાં એવું લાગે છે કે ત્રીસથીયે વધારે વરસ સુધી તેમણે કરેલી પ્રવૃત્તિનું ઝાઝું ફળ નથી આવ્યું; બહુ તો તેમના વિચારનાં બીજ વાવવાને થોડું ખેડાણ થયું છે અને દેશમાં આમતેમ છૂટાછવાયા થોડા પ્રયોગરૂપ નાના બગીચા બન્યા છે. આપણે સૌ જાણીએ છીએ કે આ થોડું સરખું કામ કરવામાં પણ અનેક ભારે મુશ્કેલીઓ તેમની સામે આવી હતી. રાજદ્વારી વાતાવરણમાં જાગેલા ઝંઝાવાતોથી તેમના પ્રયોગરૂપ બગીચા અનેક વખત લગભગ મેદાનમેદાન થઇ ગયા હતા. અથવા આમ પ્રજાના રૂઢ પૂર્વગ્રહોના હિમને કારણે ને પંડિતોની ચર્ચાની ગરમીને કારણે ખીલી શક્યા નહોતા. ફરી ફરીને પોતાનું કામ તેમને એકડે એકથી શરૂ કરવું પડેલું. એ બધુંયે કામ હજુ ખરેખર પ્રારંભની દશામાં છે અને કોઇ પણ હિસાબે પૂરું થયું છે એમ ન કહેવાય. તેમને પોતાને જેવી જોઇતી હતી તેવી હિંદની રાજકીય મુક્તિ પણ હજી પૂરેપૂરી થઇ નથી હિંદને જે કંઇ મળ્યું છે તે એટલું જ કે જૂના ૧૯૩૫ ના હિંદી રાજ્યબંધારણના કાયદાની રૂએ ચૂંટાયેલી ધારા સભાને અથવા બંધારણસભાને નામે ઓળખાતી હંગામી વ્યવસ્થાને જવાબદાર સરકારની રચના થઇ છે. વળી, કાયદાની દૃષ્ટિથી જે મળ્યું છે તે સંસ્થાનનો દરજ્જો છે. અને વહેવારુ ગણતરી કરી આપણે એ સ્થિતિમાં મન મનાવી લઇએ તોયે કોંગ્રેસે કેટલાંયે વર્ષો પૂર્વે સાંસ્થાનિક દરજ્જાના સ્વરાજનું ધ્યેય સ્પષ્ટપણે રદ કર્યું હતું એ બીના યાદ રાખવાની છે.

## ગાંધીજીના મનોરથનું સ્વરાજ

પરંતુ ધારો કે આજ ને આજ બ્રિટિશ રાજ્યસંઘથી આપણે અળગા થઇ જઇએ તોયે એથી ગાંધીજી જેને કાજે જીવ્યા અને જેને કાજે તેમણે જીવ આપ્યો તે સ્વરાજ મળ્યું નહિ લેખાય. સાચા સ્વરાજથી એટલે કે

પ્રજાના સ્વ-શાસનથી આપણે હજી ક્યાંએ દૂર છીએ. હિંદમાં વસતાં કરોડોમાંથી અદનામાં અદના દરજ્જાના ને દૂરમાં દૂર આવેલા ખૂણામાં વસતા માણસની પોતાના સમાજ તરફની ફરજની બુદ્ધિ જાગ્રત ન થાય અને તે જાતે એ સમાજના કલ્યાણને અર્થે ખાલી બુમરાણ મચાવવાને બદલે કામમાં મંડી નહિ પડે; જીવનનો કંઇક હેતુ છે એવું તેને ભાન થાય એટલું જ નહિ, તે પાર પાડવાની તેનામાં આશા કે ઉલટ ન જાગે; પોતાને હાનિ કરનારા ખ્યાલો, રિવાજો, રૂઢિઓ, વહેવારો અને કાયદાની બારીકીઓથી ચારે કોરથી હું બંધાયેલો નથી પણ આબરૂભેર મારા પોતાના તેમજ મારા મુલકના હિતને માટે કામ કરવાને હવે સ્વતંત્ર છું એમ તેને લાગતું ન થાય; ધર્મના, સામાજિક, રાજકીય, રાજ્યવહીવટને લગતા, ભાષાના અને કર્મધર્મસંજોગે ઊભા થતા એવા બીજા ભેદોના જુદાજુદા વાડાઓમાં વહેંચાઇ ગયેલી પ્રજામાં પૂરેપૂરી પરસ્પરની શુભેચ્છા અને શાંતિ સ્થપાય નહિ; અને જ્યાં સુધી બીજા ઘટકોથી સ્વાભાવિક રીતે જુદો પડતો દેશનો નાનામાં નાનો ઘટક પોતાની અનવસ્ત્ર જેવી પાયાની જરૂરિયાતોની બાબતમાં બીજાઓ પર વધારે પડતો આશ્રિત રહ્યા વિના પોતાનો જીવનવહેવાર ચલાવી શકે નહિ; ત્યાં સુધી ગાંધીજીના મનોરથનું સ્વરાજ સિદ્ધ થયેલું લેખાય નહિ. જીવનને વિષે તેમણે નવા ખ્યાલો ઘડી કાઢી આપણને આપ્યા. સંતાનને જન્મ આપતી વખતે થતા પ્રસૂતિના અસાધારણ કષ્ટને કારણે કેટલાક સંજોગોમાં કુદરતમાં માતા જેમ દેહ છોડે છે તેમ પોતાના કોમી એકતાના સૌથી ઉચ્ચ ખ્યાલને જન્મ આપતાં તેમણે પણ પોતાનો દેહ છોડયો.

હવે આપણે જે તેમની પાછળ રહ્યા તે સૌ તેમને આપણા રાષ્ટ્રના પિતા તરીકે માનતા હોઇએ, તેમણે ઉપદેશેલા વિચારોને વિષે શ્રદ્ધાવાળા હોઇએ અને એ વિચારો હિંદના જીવનમાં વણાઇ જાય ત્યાં સુધી આપણા જીવનમાં તેમનો અમલ કરવામાં મંડી રહેવા ધારતા હોઇએ તો એમજ કહેવું જોઇએ કે ૧૯૪૮ની સાલના જાન્યુઆરીની ત્રીસમી તારીખે ગાંધીયુગ સમાપ્ત નથી થયો, તે દિવસથી તેનો આરંભ થયો છે.

(અંગ્રેજી પરથી) કિશોરલાલ મશરૂવાળા

# Object Of Constructive Work

We constantly use the term "Constructive work" very loosely. This term has a special meaning in the programme of Gandhiji. There are various items in this programme, such as; spinning, **Gramudyog, naitalim** and Harijan Seva A casual observer will find no difference between such work carried on by the Gandhian institutions and the Government agencies. This does not mean that there is no difference at all. There is a fundamental differeuce in the approach.

The government programme emphasises the end The departments are thinking of attaining their objective, which is either production of goods, or setting right social evils, or imparting education.

The . Gandhian approach is fundamentally different. The emphasis here is on the means rather than on the end. We are not so much concerned as to what we achieve, though this also is important. Our efforts are directed towards the development of individuals. and Production of goods, etc., is only the means to this goal. For example, when you teach a child that five plus three is eight and she writes on a piece of slate this Proposition, it is not the writing on the slate that is important, but the mental Jymnastics-that-the child has gone through. In the same way, when a carpenter makes a design

and carves it out on a piece of wood, it is neither the design nor the carved piece of wood that has the real value in it, but the mental process by which the carpenter had produced this work is more permanent than the material representation of that process. It is easy to mistake the one for the other The capitalistic approach and the materialistic education have taught us to misplace our emphasis All that the Gandhian programme aims to do is to restore the correct approach from which the world has deviated

When a man works he grows The work that he does, therefore is more important from the society's point of view and from the needs of cultural advancement, than the material production that has resulted from such work It is this approach that makes the Gandhian programme of constructive work so vital to our country on the attainment of Swaraj

Whatever we may have been under foreign domination, the moment the exterior pressure has been released there will be a tendency for us to grow as when a plant, kept under a cover for lack of light and air remains weak and stunted But with the gift of sunlight and air, it tends togather strength and express itself In the same way, if our country has to develop its culture it is imperative that it should have the opportunity to grow along its own lines This can only be done by providing suitable environment and an

outlet for such growth. This is what our constructive programme ought to provide.

Constructive workers, country over, should realise their great responsibility in the building up of our nation While we have to fight the demons of poverty, disease, and ignorance, we must also remember that a part from these immediate results we have a mission to fulfill, and that is to resuscitate the nation.

We hope that this approach to constructive work will be properly understood by those who are engaged in it, and that the workers will go about their tasks realising the importance of the means rather than placing disproportionate emphasis on the immediate goal.

All Gandhiji's programme, arising out of his own life based on non-violence and Truth, will lose its purpose if we wrest it off its foundation. As the foundation (Non-violence and Truth) is eternal so also should work based on such a foundation be lasting The other apsect of constructive work which produces immediate results is not to be lost sight of Such work is indicative of the quality and the purity of the means, and therefore it is of the highest importance. We cannot ignore the results but if such results can be obtained through short-cuts which are not based on our foundation of Truth and Non-violence they will have no meaning as part of the constructive programme which should have its source of inspiration in eternal values,

J. C. Kumarappa

આપુનુ જીવન શીખવે છેઃ

# પાયાની ઈંટ બનો

કોઈ કુશળ કડિયો મકાન ચણશે તો સારી મજબૂત ઈંટ હશે, તે પાયામાં ચણશે અને સાધારણ હશે, તે ઉપર મૂકશે. અને એ સાધારણ ઈંટને સુશોભિત બનાવશે. લોકો પણ તે ઈંટ જોઈ શકશે. અને તેને પ્રતિષ્ઠા મળશે. તે ઈંટ ઉપર અક્ષત કંકુ ચડશે તેથી તે ઈંટ પાયાની ઈંટ કરતાં ચઢિયાતી ગણાય ખરી ?

તેવી રીતે આજે આઝાદી આવી છે. એ વખતે દરેક ટોડલાની ઈંટ બનવા ઈચ્છે છે. એની હરીફાઈઓ ચાલે છે. એ માટે અનેક સાચા ખોટા પ્રયત્નો કરે છે. એવે વખતે ગાંધીજીનુ જીવન આપણને કહે છે કે પાયાની ઈંટ બનો. ગરીબોની–પછાતોની સેવામાં દટાઈ જાઓ. પ્રતિષ્ઠા મળે તે તરફ મોં ન રાખો. લોકજીવનરૂપી પાયામાં તમે ભળી જાઓ.

આપણે ગાંધીજીના જીવનરૂપી દીવાદાંડી તરફ નજર સ્થિર કરીને જીવન જીવીશું તો આપણુ કલ્યાણ જ છે.

રવિશંકર મહારાજ

# સર્વોદયની કેળવણી

કેળવણીની અનેક યોજનાઓ ઘડાઈ છે એમાં આપણા રાષ્ટ્રપિતા પૂજ્ય ગાંધીજીએ વર્ધા યોજનાને નામે એક નવીજ દૃષ્ટિ આપી છે.

સર્વોદયના પાયા ઉપર જે નવો સમાજ ખડો કરવાની એમની ધારણા હતી એનાં બી એમણે 'નયી તાલીમ' માં ઓરી દીધાં છે. એથીજ એમણે પોતે એક વખત જાહેર કર્યું હતું કે એમની સર્વોત્કૃષ્ટ દેણગી નવી કેળવણી છે. એની મારફત એ ચાલતાં આવેલાં મૂલ્યાંકનોનેજ બદલી દેવા માગે છે.

ચાલુ કેળવણી અને મનુષ્યજીવન એક બીજાથી વિખૂટાં પડી ગયાં છે. નવી કેળવણી મારફત એ બન્નેને સાંધવા માગે છે એટલુંજ નહિ પણ કેળવણીને જીવન સાથે ઓતપ્રોત કરી દેવા માગે છે.

કેળવણીથી માત્ર વ્યક્તિનો વિકાસ થાય એટલાથી એમને સંતોષ નથી થતો પણ સમાજના એક અવિભાજ્ય ઘટક તરીકેજ વ્યક્તિ છે અને એ દૃષ્ટિએ વ્યક્તિ તેમજ સમષ્ટિ બન્નેનો વિકાસ થાય એ જાતની કેળવણી એ લાવવા માગે છે.

એમણે આપેલી દૃષ્ટિને સમજીને સર્વોદય લાવે એવી કેળવણી ઊભી કરવી એ હવે આપણું પાછળનાઓનું કામ છે. આપણે સૌ એ કામમાં મચી પડીએ તો એમના આશીર્વાદ આપણી પાછળ ઊભાજ છે.

બબલભાઈ મહેતા

# બાપુ ઇશ્વરોનાએ ઇશ્વર હતા

મળથીજ ઓછું લખવા બોલવાની વૃત્તિવાળો હુ બાપુ વિષે શું લખું ? એમના વિષે કઇ પણ લખવુ કે બોલવુ એ મારા માટે પ્રમાદ થાય. એમના વિષે જેટલુ લખાય એટલુ ઓછું છે. એમના ગુણોની ગીતા કદીજ લખાઇ શકાવાની નથી. માનવજાત ઉપર એમના ઉપકાર અપાર છે. એમણે એકલાએ કરેલા ઉપકારનો બદલો આપણે આખી માનવજાત થઇને પણ નથી આપી શકયા એવા બાપુ વિષે શુ લખું ! જે લખવાનું છે તે બધા જાણેજ છે.

બાપુએ આપણા ઉપર જે ઉપકાર કર્યો તેનો બદલો આપણે તેમના પ્રત્યે અપકાર કરીને વાળ્યો છે. આપણને જીવાડવા મથનારને આપણે જીવથી માર્યો છે.

ટુંકમાં આપણામાથી ભાગ્યેજ કોઇ એમને ઓળખી શકયા છીએ. પહાડોમા અનાર્યની કન્યા ગેટલો કરવામાં પણ જેમ ચંદનનુ લાકડુ બાળે તેમ આપણામાં રહેલી અનાર્યતાએ બાપુનો ઉપયોગ ગેટલો કરવા બળતણની જગાએજ કર્યો છે. છતાએ જતા જતાં પોતાના હાડ–માંસ અને છેવટે હૃદયથી સીઝવેલો ગેટલો આપણા સારૂ મુકતા ગયા છે એવો એમનો આપણા ઉપર ઉપકાર છે.

તેઓ આજે આપણી સાથે હોત અને આપણે એમના મૃત્યુ વિષે પૂછયુ હોત તો તેઓ જરૂર કહેત કે "મારા સબંધમાં જે થવુ જોઇતુ હતુ અને જે બિલકુલ વ્યાજબી હતુ તેજ થયુ છે. પરંતુ એક વસ્તુ નથી ખમાતી, તે એ કે સારી વસ્તુ જીરવવાની માણસાઇ હજીએ હિંદુસ્તાનમાં ન આવી !"

જો આપણે એ સત્યને સ્વીકારવા તૈયાર હોઇએ કે માણસમાંથી ઇશ્વર થઇ શકાય છે, તો મારે નમ્રભાવે પ્રમાદરહિત થઇને કહેવુ જોઇએ કે **બાપુ આવા ઇશ્વરોનાએ ઇશ્વર હતા**—જો આપણે એટલુ કબૂલ કરીએ કે માણસમાંથીજ અવતાર અને પયગંબર થઇ શકે છે તો હું

કહીશ કે બાપુ એ અધ્યાયનું સત્વ હતા. આટલું છતાં એ પોતે સદાયે કહેતા કે હું કંઈજ નથી અને સૌથી નાનો છું.

બાપુ ગયા ત્યારે સરદારને મેં રેડિયો ઉપર સાંભળેલા. તેઓ બોલ્યા હતા: 'એક પાગલકી હરકતસે બાપુકી મૃત્યુ હુઇ.' હું કહું છું કે એકજ પાગલની હરકતથી શા માટે ? કરોડો પાગલોની હરકતે બાપુને માર્યા છે. આપણામાં રહેલી હિંસા ગોડસેમાં કેન્દ્રિત થઇને ફૂટી છે. એવો કયો મુસલમાન હશે કે જે બીનમુસ્લિમની હાનિ સાંભળીને સહેજે રાજી નહિ થયો હોય ! અને એવો કયો હિંદુ હશે કે જે મુસલમાનની હાનિ સાંભળીને સહેજે રાહત નહિ અનુભવતો હોય ? આપણે બધા પ્રામાણિક પણે આપણા હૃદય ઉપર હાથ મૂકીને આપણી જાતને સવાલ પૂછીએ તો જે જવાબ મળે તે આપણામાં રહેલી નીચતાની ઝાંખી માટે પૂરતો થઇ પડશે.

હું માનું છું કે રાજ્ય, સંસ્થા અગર નિયમન કરનાર સંસ્થાનું અસ્તિત્વ હોવું એ આપણા સામાજિક અને બીજા જીવો પ્રત્યે આપણે કરેલા પાપોનું પરિણામ છે. જે બરાબર માનવતાની સપાટીએ હોય તેના માટે કોઇજ રાજ્ય કે નિયમનની જરૂર ન હોય. એવા માણસને પોતાની ફરજોનું ભાન સતત હોય. એનાથી એવું એક કામ ન થાય કે જેનાથી બીજા જીવો પ્રત્યે અન્યાય થાય.

મૂર્ખ માટે એની ફરજો બજાવવા સારૂ આપણે કાયદા કરીએ એ જેમ બેહદું અને મૂર્ખાઇભરેલું થાય, તેજ વસ્તુ, જે માણસ છે એવા માણસ માટે પણ છે. જ્યારે જ્યારે આપણે બીજા જીવો પ્રત્યેની ફરજોમાં ચૂકીએ છીએ ત્યારે ત્યારે નિયમન અગર નિયમન કરનારી સંસ્થા ઊભી કરવાની વસ્તુ પેદા થાય છે. આ રાજ્ય સંસ્થાઓ પણ મૂળ તો આપણે કરેલા બીજા જીવો પ્રત્યેના પાપોમાંથી ઊભી થઇ છે. ખરી રીતે તો આવી નિયમન કરનારી સંસ્થાઓમાં જતાં આપણે લાજી મરવું જોઇએ. કારણ કે એવી સંસ્થાઓ કંઇ આપણાં પુણ્યોમાંથી ઊભી થયેલી નથી. એવી સંસ્થાઓમાં જવામાં ગર્વ કે અભિમાન લેવાપણું ન હોય. એના માટે પડાપડી ન હોય. એમાં જોડાની વખતે, જે અનિષ્ટનું નિયમન કરવા માટે એને ઊભી કરવામાં આવી છે ને અનિષ્ટના આપણે પણ ભાગીદાર

છીએ એની લજ્જા હોય, અને એ અનિષ્ટમાંથી પોતે બચીને બીજાઓને બચાવવાના સાધન તરીકે આવી નિયમન કરનારી સંસ્થાનો ઉપયોગ છે એવી પ્રામાણિક અને સ્પષ્ટ સમજણ હોય. એમાં આપણું પ્રાયશ્ચિત્ત છે એમાં જઈને જાતે શુદ્ધ થઈ બીજાઓને શુદ્ધ કરવાની વ્યાકુળતા હોય જ્યાં સુધી માણસ શયતાનની અસરો નીચે જીવશે ત્યાં સુધી આવી સંસ્થાઓ રહેશેજ

બાપુની ઇચ્છા હતી કે, જે સંસ્કૃતિમાં સર્વ જીવોનું કલ્યાણ છે અને જેની, છેવટના સાધ્ય પ્રત્યે જવાનું સાધન થઈ શકવાની લાયકાત છે, જેના ઘડતરમાં સમસ્ત માનવજાતનો ફાળો છે, અને જે કંઈક અંશે હિંદુસ્તાનમાં આવીને કેન્દ્રિત થઈ હતી તેની આર્ય સંસ્કૃતિનું સામ્રાજ્ય સર્જવું, જેને તેઓ સદાયે રામરાજ્ય કહીને સંબોધતા પરંતુ આપણે આ તેજસ્વિતાને ન ઝીલી શક્યા જે હિંસા અને અનાર્યતાથી રક્ષાએલી હોય એવી સત્યસત્તાના ઘેનમાં આપણે, વાસ્તવિક હોય એનું બધુંજ ખોયું

આખીએ દુનિયાએ સંપ કરીને તેમને પોતાના સરમુખત્યાર તરીકે પસંદ કર્યા હોત તો આપણે કેવા સુખી થાત! પરંતુ પ્રમાદી દુનિયાને એ કેમ ગળે ઉતરે! આજે આપણે બધાએ પ્રજાતંત્રના નશામાં ચકચૂર છીએ કે જે પ્રજાતંત્રની વાતોમાંથી આપણે એક દિવસ હતાશ થઈને પાછા ફરવું પડશે પ્રજાતંત્ર તો બજારમાં તૈયાર છે જેની પાસે સગવડ હશે તે ખરીદી જશે આવી ખરીદશક્તિ તો સારામાં પણ હોય અને નઠારામાં પણ હોય

મને લાગે છે કે આખીએ દુનિયા માટે એકજ સરમુખત્યાર હોવો જોઈએ જેની આણ દુનિયાના ખૂણે ખૂણે વર્તાય આવો સરમુખત્યાર દિવ્ય હોવો જોઈએ આ સિવાય સુખ અને શાંતિની વાતો કરવી એ ઊંઘમાં સ્વપ્નમાં જોવા જેવું છે આજે એ તક આપણે મેળવી હતી બાપુ આપણી પાસે હતા હવે તો હજારો વર્ષો બાપુની પ્રતીક્ષામાં આપણે બેસી રહેવું પડશે અને એ સિવાય બીજો માર્ગજ નથી

બાપુના હાથમાં ઓછા વત્તા પ્રમાણમાં પણ સત્યની કસોટી આવી ગઈ હતી ગમે તેવા પ્રશ્નને તેના ઉપર કસીને તેઓ તરતજ જવાબ

મેળવી શકતા. આપણે રેડિયો સાંભળવા બેઠા હોઇએ; દિલ્હી સાંભળતા હોઇએ અને લાહોર સાંભળવાની ઇચ્છા થઇ જાય તો દિલ્હી બંધ કરીને લાહોર સાંભળી શકીએ. એજ પળે વૉશિંગ્ટન સાંભળવાની ઇચ્છા થઇ જાય તો તે પણ કરી શકીએ. વળી તરતને તરત જે જે સ્ટેશનોની ખબર લેવી હોય તે લઇ શકાય. બાપુના હાથમાં પણ સત્યની સ્વીચ આવી ગઈ હતી. અમારા આશ્રમમાં ઘણીએ વખત એવું બનતું; એક તરફ દિલ્હીના રાજકારણની વાતો બાપુ કરતા હોય ત્યાંજ ઈંગ્લેંડનું રાજકારણ શરૂ થઇ જાય. એ ચાલતુંજ હોય એવામાં અમેરિકાના કોઈ અતિથિ અમેરિકા વિષે કંઈક પૂછે. એનો જવાબ પૂરો આપીજ રહ્યા હોય કે કોઇક જર્મનીની વાત કરે. એટલામાં કોઇક આશ્રમવાસી આવીને કહે કે મને આજે પાયખાને જવાનું નથી થયું. એને રસ્તો દેખાડે એટલામાં કોઈક ગાય વિયાણાની વાત લાવે. વળી રસોડામાંથી કોઈક આવીને કહે કે આજે તો દૂધ ફાટી ગયું મહેમાનોને શું આપશું? આવા જુદા જુદા પ્રશ્નોનો તરતજ સંતોષ થાય તેવો રસ્તો દેખાડતાં એમને વાર ન થતી. આ બધું એમની કસોટીની મદદથી સહજ કરી લેતા.

તેમના દીકરાઓ અને સગાઓ માનતા કે બાપુ અમારાજ હતા. મુસલમાનો સ્વાર્થવશ માને છે કે તેઓ અમારા પણ હતા. હિંદુઓમાં એમને પોતાના માનનાર ઘણા છે. દુનિયાના જુદા જુદા દેશોમાંથી થોડા ઘણા સૌ માણસો માને છે કે તેઓ અમારા હતા. મને પણ તેમણે એક વખત લખેલું: 'આપણું આખું કુટુંબ દિલ્હી મોકલી દીધું છે,' એટલે હું પણ માનતો કે બાપુ મારા હતા. પરંતુ આ બધુ હસી કાઢવા જેવું છે. આમ તો તેઓ બધાયના હતા, છતાંએ આમાંથી એકના નહોતા. વાસ્તવમાં તેઓ સત્ય માટેજ હતા અને એજ સત્ય ખાતર ગયા. જે માણસો સત્ય માટે જીવવાનો પ્રામાણિક પ્રયત્ન કરતા તેમના પ્રત્યે એમનો સાત્વિક પ્રેમ હતો.

ધર્મ વિષેની એમની માન્યતા વ્યાપક, ઉદાર અને સૂક્ષ્મ હતી. પ્રચલિત છે એવી એક પણ સાંપ્રદાયિકતા એમને સ્પર્શ કરી શકી નહોતી. ધર્મ વિષેની તેમની વ્યાખ્યા એવી હતી કે જે કામ કે વિચાર કરવાથી બીજા જીવોનું કલ્યાણજ થાય તે ધર્મ. જે કામ કરવા માટે નઠારાં સાધનો વાપરવાં પડતાં હોય તે નર્યો અધર્મ છે.

મારો બાપુ સાથે મેં પ્રથમ પત્રસંબંધ થયો ત્યારે રમઝાન મહિનો ચાલતો હતો. તેઓ મને પૂછતા, 'તું રોજા કરે છે, નમાજ પઢે છે?' આવડા મોટા માણસને હું 'ના' કઇ રીતે લખું? મેં નમાજ પઢવાની અને રોજા કરવાની શરૂઆત કરેલી ત્યાર પછી જ્યારે સેવાગ્રામ ગયો ત્યારે, કુરાન વાંચી લેતા મારે શીખી જવું એવી આજ્ઞા પણ કરેલી. છતાં આજે તો હું પ્રામાણિકપણે માનું છું કે કોઈક રોગીનું પાયખાનું સાફ કરતાં કરતાં પણ મારી નમાજ અને પૂજા થઇ શકે છે. અના માટે હું જુદો સમય ન લઉં તો પણ ચાલે. આ દૃષ્ટિ પણ એમની પાસેથી સહજ મળી

આજે તો મારા જેવાઓ પોતાને મુસલમાન કહેવો હિંદુ કે ઇસાઇ કે બીજું કંઇ એ પણ એક સમસ્યા છે. જાણે કે આમાંથી એક વસ્તુને લઇને પોતાને સંબોધતા શરમ આવે છે કારણ કે આ સાંપ્રદાયિકતાઓ આજે ઇશ્વરનો માર્ગ મૂકીને શયતાન ભાગી વળી છે મને લાગે છે કે મારે અને મારા જેવા અનેકોએ આ શેતાનિયતના સભાસદ થવામાંથી બચી જવું જોઇએ, અને આ પ્રચલિત સાંપ્રદાયિકતા કે જેનામાંથી અહિતજ નીપજવાનું છે તેને નામશેષ કરી મૂકવી જોઇએ જો કે તેમનો વિનાશ ચોક્કસ છે. જે હેતુ પાર પાડવમાં બૂરા સાધનોનો ઉપયોગ કરવો પડે તે હેતુ કદી ધાર્મિક ન હોઇ શકે ધર્મ કે અધર્મ જાણવાની આ ચાવી વાપરતા સૌએ શીખી જવું જોઇએ

દુર્ભાગ્યે આપણે એમને નજ પિછાની શક્યા એ અંગ્રેજોએ એમની બારે અવગણના કરી, મુસલમાનોએ એમને ધુત્કાર્યા છે અને છેવટે એમના સંબંધમા હિંદુઓ તો એવા કલંકિત થયા કે એ કલંકની અંગારી, જેમ જેમ સૈકાઓ જશે તેમ તેમ વધારે ને વધારે તીવ્ર અને કરુણ થયે જવાની છે. આપણે એમને હણીને એક માણસનું ભલું નથી કરી શક્યા કેવળ આખીએ દુનિયાનું બૂરું કરી બેઠા

અકબરભાઇ

# રડો ન મુજ મૃત્યુને !

" રડો ન મુજ મૃત્યુને ! હરખ માય આ છાતીમાં
ન રે !- કયમ તમે ય તો હરખતાં ન હૈયામહીં ?
વીંધાયું ઉર તેથી કેવળ શું રક્તધારા છૂટી,
અને નહિ શું પ્રેમધાર ઊછળી અરે કે રડો ?
હતું શું બલિદાન આ મુજ પવિત્ર પૂરું ન કે ?
અધૂરપ દીઠી શું કૈં મુજ અક્ષમ્ય તેથી રડો ?

તમે શું હરખાત જો ભય ધરી ભજી ભીરુતા
અવાક અસહાય હું હૃદયમાં રૂંધી સત્યને
શ્વસ્યાં કરત ભૂતલે ? મરણથી છૂટયો સત્યને
ગળે વિષમ જે હતો કંઇક કાળ ડૂમો ! થયું
સુણો પ્રગટ સત્ય: વૈર પ્રતિ પ્રેમ, પ્રેમ ને પ્રેમજ !
હસે ઇશુ, હસે જુઓ સુક્રતુ, સૌમ્ય સતો હસે. "

" અમે ન રડીએ, પિતા, મરણ આપનું પાવન,
કલંકમય દૈન્યનું નિજ રડી રહ્યા જીવન "

(સંસ્કૃતિ) ઉમાશંકર જોષી

# દૂધમાં સાકરની જેમ ભળી જજો

હુ ગૂજરાત વિદ્યાપીઠની સ્નાતકની છેલ્લી પરીક્ષા આપવાની તૈયારી કરતો હતો. તે વખતે પરીક્ષા પછી મારે શુ કરવુ એના વિચાર આવતા હતા. અને જીવનકાર્ય શરૂ કરતા પહેલાં પૂ. બાપુના આશ્રમમા ત્રણ ચાર માસ રહેવાની ઇચ્છા થઇ આવી. તે વર્ષે પૂ. બાપુનો ક્ષેત્રસન્યાસ હતો એટલે તે આશ્રમમાંજ રહેતા હતા. તેથી તેમના સમાગમમા કંઈક શીખવાનુ મળશે એવી કલ્પના હતી.

તેથી મે પત્ર લખ્યો. તેનો જવાબ તરત ન આવ્યો. મને થયુ કે મારા જેવા વણાય તેમને પત્રો લખતા હોય, એ બધાના જવાબ ક્યાથી તે આપી શકે અને તેય મારી ઉતાવળે શી રીતે બને ? પત્ર લખ્યાને પદર વીસ દિવસ થઇ ગયા, પણ કઇ જવાબ આવ્યો નહિ. મને એમ તો લાગતુજ હતુ કે જવાબ આવશે ખરો. પણ ઝટ જવાબ મેળવવાની અધીરાઇ હતી હુ રોજ ટપાલ જોતો, પણ નિરાશ થઇ પાછો ફરતો. એક મહિના પછી જવાબ આવ્યો, તેમા મને રૂબરૂ મળવાની સૂચના કરી હતી. અને સાજના જમ્યા પછી ફરવા જવાના સમયે મળવાનું લખ્યુ હતું.

હુ ઠરાવેલે સમયે આશ્રમમા પહોચ્યો. તે ફરવા જવા નીકળતા હતા અને હુ તેમને રસ્તા પરજ પગે લાગ્યો. તેમણે મને સાથે લીધો.

પ્રશ્ન— તમે અહી આવવા ઇચ્છો છો ?

જવાબ— હાજી.

પ્રશ્ન— અહી પાયખાનાં સફાઈ વગેરે કામ કરવાના હોય છે, તે ફાવશેને ?

જવાબ— હાજી, તે કરીશ.

પ્રશ્ન— તમે અહીં આશ્રમમાં રહો તે દરમિયાન જે કામ મળે તે કરજો અને આશ્રમમા દૂધમા સાકર ભળે તેમ ભળી જશો.

રસ્તે ચાલતા કેટલાય પ્રશ્નો મને પૂછ્યા હતા અને વાતો થઈ હતી. પણ ઉપરની બે વાતો મને યાદ રહી ગઈ છે. આજે એ બન્ને બાબતો

# રડો ન મુજ મૃત્યુને !

" રડો ન મુજ મૃત્યુને ! હરખ માય આ છાતીમાં
ન રે !- કયમ તમે ય તો હરખતાં ન હૈયામહીં ?
વીંધાયું ઉર તેથી કેવળ શું રક્તધારા છૂટી,
અને નહિ શું પ્રેમધાર ઊછળી અરે કે રડો ?
હતું શું બલિદાન આ મુજ પવિત્ર પૂરૂં ન કે ?
અધૂરપ દીઠી શું કૈં મુજ અક્ષમ્ય તેથી રડો ?

તમે શું હરખાત જો ભય ધરી ભજી ભીરુતા
અવાક અસહાય હું હૃદયમાં રૂંધી સત્યને
શ્વસ્યાં કરત ભૂતલે ? મરણથી છૂટયો સત્યને
ગળે વિષમ જે હતો કંઇક કાળ ડૂમો ! થયું
સુણો પ્રગટ સત્યઃ વૈર પ્રતિ પ્રેમ, પ્રેમ ને પ્રેમજ!
હસે ઇશુ, હસે જુઓ સુકતુ, સૌમ્ય સતો હસે. "

" અમે ન રડીએ, પિતા, મરણ આપનું પાવન,
કલંકમય દૈન્યનું નિજ રડી રહ્યા જીવન. "

(સંસ્કૃતિ) ઉમાશંકર જોષી

# દૂધમાં સાકરની જેમ ભળી જજો

હું ગૂજરાત વિદ્યાપીઠની સ્નાતકની છેલ્લી પરીક્ષા આપવાની તૈયારી કરતો હતો તે વખતે પરીક્ષા પછી માટે શું કરવું એના વિચાર આવતા હતા અને જીવનકાર્ય શરૂ કરતા પહેલા પૂ બાપુના આશ્રમમા ત્રણ ચાર માસ રહેવાની ઇચ્છા થઇ આવી તે વર્ષે પૂ બાપુનો ક્ષેત્રસંન્યાસ હતો એટલે તે આશ્રમમાજ રહેતા હતા તેથી તેમના સમાગમમા કંઈક શીખવાનું મળશે એવી કલ્પના હતી

તેથી મે પત્ર લખ્યો તેનો જવાબ તરત ન આવ્યો મને થયું કે બાપુ જેવા ગણાય તેમને પત્રો લખતા હોય, એ બધાના જવાબ ક્યાથી તે આપી શકે અને તેય મારી ઉતાવળે શી રીતે બને ? પત્ર લખ્યાને પંદર વીસ દિવસ થઇ ગયા પણ કંઇ જવાબ આવ્યો નહિ મને એમ તો લાગતુજ હતું કે જવાબ આવશે ખરો પણ ઝટ જવાબ મેળવવાની અધીરાઇ હતી હું રોજ ટપાલ જોતો, પણ નિરાશ થઇ પાછો ફરતો એક મહિના પછી જવાબ આવ્યો તેમા મને રૂબરૂ મળવાની સૂચના કરી હતી અને સાજના જમ્યા પછી ફરવા જવાના સમયે મળવાનું લખ્યું હતું

હું ઠરાવેલે સમયે આશ્રમમા પહોચ્યો તે ફરવા જવા નીકળતા હતા અને હું તેમને રસ્તા પરજ પગે લાગ્યો તેમણે મને સાથે લીધો

પ્રશ્ન— તમે અહી આવવા ઇચ્છો છો ?

જવાબ— હાજી

પ્રશ્ન— અહી પાયખાના સફાઈ વગેરે કામ કરવાના હોય છે, તે કરશો ?

જવાબ— હાજી, તે કરીશ

પ્રશ્ન— તમે અહીં આશ્રમમા રહો તે દરમિયાન જે કામ મળે તે કરજો અને આશ્રમમા દૂધમા સાકર ભળે તેમ ભળી જજો

રસ્તે ચાલતા કેટલાય પ્રશ્નો મને પૂછ્યા હતા અને વાતો થઈ હતી પણ ઉપરની બે વાતો મને યાદ રહી ગઈ છે આજે એ બન્ને બાબતો

# મહાત્માજીની પૂજાની રીત

મહાત્માજી આજે આપણી પાસે સદેહે નથી. નિસર્ગના ક્રમ પ્રમાણે જે જન્મે છે તે મૃત્યુ પામે છે. અવતારી, પયગંબર, તીર્થંકર, મસીહા કોઇ આ નિસર્ગના નિયમમાંથી બચી શક્યું નથી અને બચી શકતુ નથી આ નિયમ મહાત્માજીને પણ લાગુ પડયો છે. છતા એમનો જીવન સંદેશ જગત સમક્ષ પડેલો છે. એ સંદેશ જગતને અત્યારે તેમજ ભવિષ્ય માટે હિતકર અને બળપ્રદ થશે.

તેમણે આખી ઉમર અખંડ સેવાયોગ સાધ્યો અને સેવાનુ જવલંત દૃષ્ટાંત જગત સન્મુખ મૂક્યુ. મરણ પણ એટલુંજ ઉજ્જવળ થયું. માનવ–માનવ અને કોમ–કોમ વચ્ચે ભ્રાતૃભાવ અને પ્રેમભાવનુ સ્થાપન કરતાં એમનુ અવસાન થયુ. તેજ આપણે માટે હવે માર્ગદર્શક છે. કેટલાક લોકો એમની મૂર્તિઓ સ્થાપી એમાં પ્રાણપ્રતિષ્ઠા કરી મંદિરો બાંધવા, સ્મારકો કરવા અને સ્તૂપો બાંધવા યોજનાઓ કરતા હશે. મહાત્માજીના જીવતાં એમણે કહેલા માર્ગે જવા પ્રયત્ન ન કરતા છતાં તેઓ હવે દર્શન, પૂજા કરી તૃપ્ત થવા પ્રયત્ન કરતા હશે, પણ એ ખરો માર્ગ નથી. સાચી વાત એ છે કે મહાત્માજીએ આખી જિંદગી જે વિચારો રજૂ કરી આચાર કર્યો તે સમજી લઇને આચરવા પ્રયત્ન કરવો એજ એમને ઓળખવાનો માર્ગ હોઇ શકે. તેમણે પોતાના જીવનમાં અનેક સત્કર્મોની પરંપરા કરી સમાજજીવનના નાના મોટા એકે એક ક્ષેત્રમાં મૂળ સુધી ઊંડા ઊતરી વિચાર કર્યો અને એ વિચાર પ્રમાણે જાતે આચાર કરી માર્ગદર્શન કર્યું. આપણી સમક્ષ એમનુ જીવન એ એક એવુ ઉદાહરણ છે કે જે કરોડોને પ્રકાશરૂપ, અને આશ્વાસનરૂપ અને પુરુષાર્થી જીવન ગાળવાને પ્રેરણા આપનારુ છે તેથીજ તો તેઓ રાષ્ટ્રપિતા કહેવાયા.

બચપણથીજ મહાત્માજીએ સત્ય પર પોતાનું જીવન ચલાવવાનુ નક્કી કરેલુ, તે ઠેઠ સુધી મૃત્યુ સુધી એનેજ આધારે જીવન ચલાવ્યુ. સત્યનુ પાલન કરતા જે જે મુશ્કેલીઓ, અડચણો, કષ્ટો, યાતનાઓ અને આઘાતો આવ્યા તે બધાને ન ગણકારતા સત્યનેજ મુખ્ય ગણી એનીજ સાધના કરી. નાના બાળકોથી માંડીને વૃદ્ધો સુધી, રાયથી માંડીને રંક સુધી,

જીવનમાં અને સમૂહકાર્યમાં કેટલી બધી અગત્યની છે તેનું મને હંમેશ ભાન રહે છે.

જ્યાં જઇએ ત્યાં બીજાઓ સાથે ભળી જઇને કામ કરવાની પણ કળા હોય છે અને જીવનમાં સફાઇનું સ્થાન આજના કાળમાં કેટલું મહત્વનું છે તે પણ હવે ઘણાને સમજાયું છે.

આમ પહેલીજ મુલાકાતે થોડીજ વારમાં મને બે પાઠ તેમણે આપ્યા.

શિવાભાઇ પટેલ

---

# અખંડ જાગ્રત બાપુ

પૂ. બાપુજીના અંગત મંત્રી શ્રી. પ્યારેલાલજી સાથે સન ૧૯૩૩ માં નાસિકની જેલમાં મારે રહેવાનું થયું હતું. જેલમાં ચક્કર લગાવતાં પૂ. બાપુજી વિષે ઘણી વાતો થતી. મેં પૂછ્યું કે " પ્યારેલાલભાઈ, તમે બાપુના ઘણાજ નિકટ સંસર્ગમાં આવ્યા છો; તમને બાપુનો સૌથી ઉત્તમ ગુણ કયો જણાયો ? "

પ્યારેલાલભાઇએ કહ્યું કે " બાપુ અખંડ જાગ્રત છે. દેશના વિકટ પ્રશ્નોની વિચારણા માટે કે જીવનની અંતર ચોકી માટે તેઓ અખંડ જાગ્રત રહે છે એ એમનો મોટામાં મોટો ગુણ છે. "

પૂ. બાપુજીના જવાથી આપણે આપણી રાષ્ટ્રનૌકાનો સજાગ સુકાની ગુમાવ્યો છે. એમના જતાં હવે આપણી જવાબદારી વધી છે. આપણે સૌ જાગ્રત રહીએ અને આપણા જીવનના અને દેશના સાચા ચોકીદાર બનીએ.

ઉત્તમચંદ શાહ

# મહાત્માજીની પૂજાની રીત

મહાત્માજી આજે આપણી પાસે સદેહે નથી. નિસર્ગના ક્રમ પ્રમાણે જે જન્મે છે તે મૃત્યુ પામે છે અવતારી, પયગંબર, તીર્થંકર, મસીહા કોઈ આ નિસર્ગના નિયમમાથી બચી શક્યુ નથી અને બચી શકતુ નથી આ નિયમ મહાત્માજીને પણ લાગુ પડયો છે છતા એમનો જીવન સદેશ જગત સમક્ષ પડેલો છે એ સદેશ જગતને અત્યારે તેમજ ભવિષ્ય માટે હિતકર અને બળપ્રદ થશે

તેમણે આખી ઉમર અખડ સેવાયોગ આચ્યો અને સેવાનુ જ્વલત દૃષ્ટાત જગત સન્મુખ મૂક્યુ. મરણ પણ એટલુજ ઉજ્જ્વળ થયુ માનવ–માનવ અને કોમ–કોમ વચ્ચે ભ્રાતૃભાવ અને પ્રેમભાવનુ સ્થાપન કરતા એમનુ અવસાન થયુ. તેજ આપણે માટે હવે માર્ગદર્શક છે કેટલાક લોકો એમની મૂર્તિઓ સ્થાપી એમા પ્રાણપ્રતિષ્ઠા કરી મદિરો બાધવા, સ્મારકો કરવા અને સ્તૂપો બાધવા યોજનાઓ કરતા હશે મહાત્માજીના જીવતા એમણે કહેલા માર્ગે જવા પ્રયત્ન ન કરતા છતા તેઓ હવે દર્શન, પૂજા કરી તૃપ્ત થવા પ્રયત્ન કરતા હશે, પણ એ ખરો માર્ગ નથી સાચી વાત એ છે કે મહાત્માજીએ આખી જિંદગી જે વિચારો રજૂ કરી આચાર કર્યો તે સમજી લઇને આચરવા પ્રયત્ન કરવો એજ એમને ઓળખવાનો માર્ગ હોઇ શકે તેમણે પોતાના જીવનમા અનેક સત્કર્મોની પગદંડી કરી સમાજજીવનના નાના મોટા એકે એક ક્ષેત્રમા મૂળ સુધી ઊડા ઊતરી વિચાર કર્યો અને એ વિચાર પ્રમાણે જાતે આચાર કરી માર્ગદર્શન કર્યુ આપણી સમક્ષ એમનુ જીવન એ એક એવુ ઉદાહરણ છે કે જે કરોડોને પ્રકાશરૂપ, અને આશ્વાસનરૂપ અને પુરુષાર્થી જીવન ગાળવાને પ્રેરણા આપનારુ છે તેથીજ તો તેઓ રાષ્ટ્રપિતા કહેવાયા

બચપણથીજ મહાત્માજીએ સત્ય પર પોતાનુ જીવન ચલાવવાનુ નક્કી કરેલુ, તે ઠેઠ સુધી મરણ સુધી એનેજ આધારે જીવન ચલાવ્યુ સત્યનુ પાલન કરતા જે જે મુશ્કેલીઓ, અડચણો, કષ્ટો, યાતનાઓ અને આઘાતો આવ્યા તે બધાને ન ગણકારતા સત્યનેજ મુખ્ય ગણી એનીજ આરાધના કરી નાના બાળકોથી માંડીને ઘરડો સુધી, ઘરથી માંડીને ? – સુધી

ભણેલાં કે અભણ, સ્ત્રીઓ, પુરુષો બધાંને તેઓ સત્યને રસ્તે ચાલવા સમજાવતા. ન્યાયયુક્ત જીવન ચલાવવા અને સમાજમાં ઘર કરી બેઠેલા આર્થિક, સામાજિક વગેરે દુ:ખોનું નિવારણ કરવા સત્યનોજ આગ્રહ તેમણે આખી જિંદગી સુધી રાખ્યો. સત્યના પાલનથી એમની બુદ્ધિ હંમેશાં તેજસ્વી, વિકાસશીલ અને કોઇ પણ પ્રશ્નના મૂળ સુધી પહોંચનારી બનતી. આથી કોઇ વાતનો એ હૃદયથી નિર્ણય કરી લેતા અને બુદ્ધિ તેની પાછળ એ માટે દલીલ શોધે. ગમે તેવો મોટો પત્રકાર, વિદ્વાન, રાજકીય કે સામાજિક પુરુષ સામે હોય મહાત્માજી એની વાતનો ઉત્તર સ્પષ્ટ શબ્દોમા ટૂંકામાં આપી દેતા. એમની બુદ્ધિને ચર્ચાના મુદ્દા સમજતાં વાર નહોતી લાગતી; કારણ કે એમાં નિર્મળતા, શુદ્ધિ અને તેજસ્વિતા હતી.

તેઓ કોઇ પણ કામને નાનું કે મોટું ગણતા નહિ. વાઇસરોય, ગવર્નર, પં. જવાહરલાલજી કે સરદાર સાથે રાજકીય કામમાં જેટલો રસ લઇ ઓતપ્રોત થતા તેટલોજ રસ શાક સમારવાના, પાયખાના સફાઇના કે કોઇ નાના બાળકને અને અભણ બહેનને શીખવવાના કામમાં લેતા. જીવનોપયોગી કોઈ પણ કામ એમને માટે એક સરખી કિંમતનું હતું અને તેઓ તેને મનબુદ્ધિથી પૂરી શક્તિ વાપરીને કરતા. આથીજ કચડાયેલા, દબાયેલા, અનાથ, અપંગ, દુર્બળ બધાને એમણે પોતાના કર્યા અને પોતાની અમીભરી પ્રેમમય દૃષ્ટિથી તેમને સજીવન કર્યા, તેમને નિર્ભય, તેજસ્વી અને શાંત કર્યા. તેમનામાં બળ રેડ્યું. તેમને આશા આપી.

વિદ્યાપીઠની મોટી ડિગ્રી ધરાવનારા, મુલકી અમલદારો કે વિદ્વાનો દૂર રહીને સમાજને નિહાળે છે, તેમ મહાત્માજીએ સમાજને જોઇ ન હતી. પણ તેમાંના એક તરીકે દરેકને પોતાના ગણીને સમાજ સાથે તેઓ એકરૂપ થઇ ગયા હતા. તેમણે અતિશય પ્રેમ અને કારુણ્યથી સમાજને જોઇ હતી. રાજા કે રંક સાથે તેઓ નજીક હતા, દૂર ન હતા. તેના મનોભાવને, ગુણ દોષને તેઓ પૂરેપૂરા સમજતા હતા. અને એમ સમજીને પ્રજાની અવનતિ કરનારા દોષોની શુદ્ધિ કરવાંની નજરે તેમણે રચનાત્મક કામો રજૂ કર્યાં છે. અંગ્રેજી સલ્તનત સામે અસહકાર અને સવિનયભંગ પોકાર્યો હતો તે પહેલાં આ રચનાત્મક કામો તેમણે શરૂ કરેલાં અને આજે પણ છે. એ કાર્યક્રમ દ્વારા પ્રજામાં બળ, નિર્ભયતા તેજસ્વિતા.

એમણે પોતે સત્યનું પાલન કેવી રીતે કર્યું—તેમ કરવામાં કેવી કઠણાઈઓ પાર કરવી પડી વગેરે જણાશે. એમના દૃષ્ટાંતથી આપણને પોતાનું જીવન સુધારવા અને સમૃદ્ધ કરવા બળ મળશે.

તેઓ પોતે મરણપર્યંત નિર્ભયપણે ઇશ્વર પર ભરોસો રાખી લોકો વચ્ચે ફરતા રહ્યા અને હિંદની કોમો વચ્ચે એકતાનું કામ કરતા રહ્યા. આખરે સંકુચિત કોમવાદના ઝેરી પ્રચારને લીધે તેમને ગોળીના ભોગ થવું પડ્યું. માણસ–માણસ વચ્ચે વેરઝેર વધારનારા કુસંસ્કારો અને ધાર્મિક ઝનુનનું જ આ પરિણામ છે. આ ઘટના ખરેખર કલંકરૂપજ છે. ન્યાય, નિર્ભયતા, પ્રેમ અને સત્ય વગેરે સદ્‌ગુણોને રસ્તે વ્યક્તિગત અને સામૂહિક રીતે અથાગ પરિશ્રમ કરી રચનાત્મક કામો કરવામાં આવે, બધી કોમો હળીમળીને રહેતાં શીખે, અને ભુલાયેલી માનવતાનો ફરીથી ઉદય થાય ત્યારેજ એ કુસંસ્કારો મટે. એજ કામ આપણે ભેગા મળીને કરવાનું છે. એમાં મહાત્માજીનું જીવન અને મરણ બન્ને આપણને દીવાદાંડીરૂપ છે. એનો પ્રકાશ વર્ષો સુધી બળ અને પુરુષાર્થ કરવા માટે પ્રેરણા આપશે. અને સુખદુઃખના આઘાતોમાં સ્થિર રહી કર્તવ્ય કરવામાં મદદરૂપ થશે.

રમણિકલાલ મોદી

# આફ્રિકાનો એક પ્રસંગ

પઠાણ મીર આલમે પ્રતિજ્ઞા કરી કે "હું ખુદાના કસમ ખાઈને કહું છું કે જે માણસ એશિયાટીક ઑફિસમાં જવાની પહેલ કરશે તે માણસને હું ઠાર મારીશ."

ગાંધીજીએ કહ્યું "હું પ્રજાને લાંચ લઈને વેચું એ કોઈ નજ માને એવી મને ખાત્રી છે. હું તો ઇશ્વર પાસે માગીશ કે મનેજ પહેલાં પહેલ કરવા દે. મરવું તો સૌને નસીબે છેજ. રોગથી મરવું અથવા કોઈ **બીજા એવી જાતના કારણથી મરવું તેના કરતાં મારા કોઈ પણ ભાઈને હાથે મરવું તેમાં મને દુઃખ હોયજ નહિ.** પણ મારનાર તો સમજી જશે કે હું નિર્દોષ હતો."

મીર આલમના હાથે ઘાયલ થયેલા ગાંધીજીએ સંદેશો આપ્યો: "હુમલો કરનાર પર કેસ નહિ કરતા, હિંદુ–મુસલમાન વચ્ચે ખટરાગ ઉત્પન્ન નહિ કરતા અને સંપ અને શાંતિથી રહેજો. હું ખુદાની આગળ માગું છું કે તેઓ કોમનું ભલું કરે. તેને સત્યને રસ્તે ચડાવે અને **હિંદુ મુસલમાનને મારા લોહીના પાયા વડે સાંધે.**"

# ગાંધીમાર્ગને અનુસરો

'મહાત્મા ગાંધીજી કી જય'–આવો જયઘોષ આપણે કેટલાયે સરઘસો ને સભાઓમા કર્યો છે એમ કરતા હતા ત્યારે મહાત્મા ગાંધીજીનું બહુમાન કરવાનો આપણો હેતુ હતો હવે, ગાંધીજી આપણી વચ્ચે નથી એટલે એમની જય પોકારનારા સહુની ઉપર ભારે જવાબદારી આવી પડે છે ગાંધીજી જે સિદ્ધાતો માટે જીવ્યા અને મૃત્યુ પામ્યા એને પાર પાડવાનુ કામ તેઓની જય પોકારનાર પ્રત્યેકની ઉપર આવી પડે છે. જેઓ પોતાની ઉપર આવી પડેલી આ જવાબદારીને સમજે છે તેઓએ ગાંધીજીએ સરળ જીવનનુ જે મહત્વ પોતાના જીવનપ્રયાણ દ્વારા આપણને આપ્યુ છે એ માર્ગે અનુસરણ જારી રાખવુ જોઇએ જીવનને સરળ રાખીને ગુણસમૃદ્ધ બનાવવાનો આદેશ આપણે ઘણા વરસો સુધી ગાંધીજી પાસેથી સાભળ્યો છે એટલુજ નહિ ગાંધીજીના પોતાના જીવનદ્વારા એ કેટલાય વિરલ સદ્ગુણોનો પ્રેમળ અનુભવ કર્યો છે હવે ગાંધીજીના અવસાન પછી આપણે એ સરળ અને સદ્ગુણમય જીવનઆચારને સાચવી રાખી શકીશુ ખરા કે? જે કઇ ગાંધીજીએ આપણને સમજાવ્યુ છે એ બધોય વારસો સાચવીને તેમા ઉમેરો કરવા જેટલી ભારે જવાબદારી અદા કરીશુ ખરા કે?

આ ને આવા પ્રશ્નો આજે પ્રત્યેક પોતાની જાતને પૂછી લેવાનો સમય આવી ગયો છે કારણ કે ગાંધીજી પાસેથી આજ સુધી દોરવણી, પ્રેરણા ને પ્રકાશ મેળવનારા આપણે અમુક ધ્યેયશૂન્ય બનીને પોતાની જીવનશક્તિ નિરાશામા વિલીન થઇ જવા ન દે એ પ્રત્યેક અવશ્ય લક્ષમા રાખવાનુ છે ગાંધીજીએ આપેલુ જીવનનુ નવુ મૂલ્યાકન તેઓના અવસાન પછી કેટલે અંશે સમાજમા સ્વીકારાશે અથવા પ્રચલિત રહેશે એ કહેવુ કઠિન છે પરતુ એક વાત તો સ્પષ્ટ જ છે કે જેઓએ વરસો સુધી ગાંધીજીને અનુસરીને પોતાના અતરમા સાચી ધ્યેયનિષ્ઠા કેળવી છે તેઓએ હતાશ કે નિરાશ થવાનુ કોઇજ કારણ નથી એટલુજ નહિ ગાંધીજી જે માર્ગ ચીંધી ગયા છે તે માર્ગે શ્રદ્ધાપૂર્વક ખોવાઇ જવાની તૈયારી સાથે પ્રયાણ જારી રાખવુ આવશ્યક છે જેઓએ ગાંધીજીના પથને સમાજમા સત્ય અને ન્યાયની પુન સ્થાપના

કરવાના એક માત્ર સાધન તરીકે સ્વીકાર્યો છે તેઓ હવે વધારે સચેત થઈ જાગ્રત રીતે પોતાના અંતરનું શોધન કરીને નવું બળ કેળવે અને પોતાનું પ્રસ્થાન જારી રાખે એ જ ગાંધીજીની જય બોલાવી છે તેની પાછળની જવાબદારી પૂરી કરવાનો સાચો રાહ છે.

આપણે જીવન વ્યવહારનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં પડેલા સહુએ હવે પોત પોતાની ફરજનું વફાદારીપૂર્વક પાલન કરવાનો વખત આવી ગયો છે. જે વેપારી છે તે પોતાના વ્યાપારમાં વધારે પ્રામાણિક બને, જે ખેડૂત છે તે દેશને અનાજના સંકટમાંથી ઉગારવા વધારે અનાજ ઉત્પન્ન કરે, જે શિક્ષક છે તે જનતાને દેશ પ્રત્યેની ફરજનું ભાન કરાવે અને જે વિદ્યાર્થી–યુવાન છે તેઓ દેશને ચારેય તરફથી ઘેરી રહેલાં હિંસા ને અરાજકતાનાં વાદળોને દૂર કરવા વધારે શિસ્તબદ્ધ બનીને પોતાની દેશ પ્રત્યેની સિપાહીગીરીની ફરજ અદા કરવા તૈયાર રહે.

વિદ્યાર્થીઓ વધુ કાંઇ ન કરી શકે તો ગાંધીજીએ જે રચનાત્મક કાર્યક્રમના ચૌદ મુદ્દાઓ સૂચવેલા છે તેમાંથી શકય તેટલાં કાર્યો તો કરે જ. ખાદી પહેરવી, રેંટિયો ચલાવવો, રાષ્ટ્રભાષા શીખવી, પ્રૌઢોને શિક્ષણ આપવું, રહેતા હોઇએ ત્યાં આસપાસ જાતે સફાઇ કરવી વગેરે કાર્યો એવાં છે જે કોઇ પણ વિદ્યાર્થી માત્ર નૈતિક હિંમત અને દૃઢ મનોબળ કેળવીને પાર પાડી શકે. આપણી કેળવણીએ આપણને જાત મહેનત પ્રત્યે સૂગ રાખતાં શીખવ્યું છે તેને પરિણામે આપણી કાર્યશક્તિ કુંઠિત થવા પામી છે તેથી આપણે રચનાત્મક કાર્યોને ગાંધીજીની હયાતીમાં સંપૂર્ણપણે પાર પાડી શકયા નથી. આપણી આ ક્ષતિ હજુયે સમજી જઇને તેને દૂર કરીએ તો ગાંધીજી પ્રત્યેની આપણી ભક્તિ સાચી પૂરવાર થઇ શકે. બાકી કોઇ પણ મહાપુરુષની હયાતીમાં અને તેના મૃત્યુ બાદ માત્ર ગુણગાન ગાવાં એમાં આપણે તેમનું સાચું સન્માન નથી કરતા. ગાંધીજીનું સાચું સન્માન કરવાની એકજ રીત લાગે છે અને તે ગાંધીજીએ ઉદ્બોધેલા સત્યને જીવનમાં આત્મસાત્ કરવાનો પુરુષાર્થ આદરવો અને તેઓએ અધૂરાં મૂકેલાં કાર્યોને આગળ ધપાવવાં. ગાંધીજીએ ચીંધેલાં ઘણાં કાર્યોમાંથી આપણી વૃત્તિ અનુસાર એકાદને પણ શાંતિથી અનુસરીશું તો તેઓએ પશ્ચિમના હરીફાઇ, વેર અને હિંસાના પ્રચંડ પૂરની વચમાં પણ સહકાર સદ્ભાવ અને અહિંસાનો જે વિરલ માનવકલ્યાણનો મર્યાદાપૂર્ણ માર્ગ ચીંધ્યો છે તેને સમાજમાં સ્થિર કરી શકીશું. પુરાતન બૂચ

# ગાંધીજીના જીવનનો બોધપાઠ

આપણા લોકો કોઈને મહાત્મા બનાવે અગર અવતારી પુરુષ ગણે એટલે તે માણસ આ દુનિયાથી પર થઈ જાય છે અને તે સામાન્ય માણસને માટે અનુસરવા યોગ્ય રહેતો નથી. રામ અને કૃષ્ણને, બુદ્ધ અને મહાવીરને આપણે અવતારી પુરુષો ગણીએ છીએ એટલે તેમણે કરેલાં કામ સામાન્ય માણસથી ન થાય એમ મનાય છે. એ તો ઈશ્વરનો અવતાર હતા અને આપણે તો સંસારી માણસ એટલે તેમણે કરેલુ આપણાથી કંઈ ન થાય એમ કહીને સામાન્ય માણસ ઘરેડમાંથી બહાર નીકળવા મથતો નથી.

આવુ ગાંધીજીને વિષે ન થાય તે જોવાની જરૂર છે. ત્રીસની સ્વરાજની લડત વખતે કેટલાકને ધૂણવામાં ગાંધીજી આવતા હતા. કેટલાંક ઝાડ ઉપર સૂતરના તાર દેખાતા હતા એવી વાતો ચાલતી હતી. હમણાં ગાંધીજીના અવસાન પછી દક્ષિણના કોઈ મંદિરમાં ગાંધીજી થોડો વખત દેખાયા હતા એવો અહેવાલ આવ્યો હતો. આવા અહેવાલો ઉપરથી ગાંધીજી કોઈ ચમત્કારી પુરુષ હતા, ઈશ્વરનો અવતાર હતા એમ લોકો માને છે અને તેમના ગુણગાન ગાઈને પોતાનુ કર્તવ્ય સમાપ્ત થયુ સમજે છે. જેમ હિંદુઓ ગાયને ચાંલ્લો કરે છે, તેનુ પૂછડું આંખે લગાડે છે પણ તેનુ ઘી દૂધ ખાતા નથી તે ખોટુ છે. તેમ લોકો ગાંધીજીની પૂજા કરતા થાય તેમની છબી રાખે, પૂતળું રાખે અને પોતાને મન ફાવતી રીતે પૂજે, તેમની જય બોલાવે, એમા પોતાનું કર્તવ્ય સમાપ્ત થયુ માને, અને ગાંધીજીનુ કરેલું કંઈ જીવનમાં ઉતારે નહિ તો ખોટું છે.

ગાંધીજી અવતારી પુરુષ હતા તો દરેક માણસ ઈશ્વરનો અવતાર છે. ગાંધીજીમાં ઈશ્વરી અંશ હતો તો દરેક માણસમાં ઈશ્વરી અંશ છે. હા, તેમણે ઈશ્વરી અંશ પોતાનામાં વધારે પ્રગટાવ્યો એટલે તેમનો આત્મા મહાન થયો. પણ આ સિદ્ધિ તેમણે પ્રયત્નપૂર્વક સતત જાગૃતિ અને શ્રદ્ધાપૂર્વક સતત ઈશ્વરના ઉપર ભરોસો રાખીને પુરુષાર્થથી મેળવી હતી. નાનપણમાં તો તેઓ બહુ હોશિયાર વિદ્યાર્થી નહોતા. તેમણે ચોરી કરેલી, તેઓ જૂઠું બોલેલા અને સામાન્ય માણસના જેવી ઘણી ભૂલો તેમણે

કરેલી. તેઓ ડરપોક હતા અને શરમાળ હતા તથા વિષયી પણ હતા. ભાષણ કરતાં તેમને ડર લાગતો હતો. આમ સામાન્ય માણસની ઘણી ખામીઓ તેમનામાં હતી પણ તેમનામાં એક મહાન ગુણ હતો કે જે સાચું લાગે તે કરવું અને સાચા દિલથી કરવું.

તેમને બ્રહ્મચર્યમાં શ્રદ્ધા બેઠી તો તેમણે તેને માટે પ્રયત્ન શરૂ કર્યો અને ધીમે ધીમે વૃત્તિઓ ઉપર કાબૂ મેળવ્યો. તેને પ્રતાપે એંશી વરસની ઉંમરે પણ પોતાની જીવનશક્તિ તેઓ સારી રીતે ટકાવી શકયા હતા. તેર વરસની ઉંમરે ગૃહસ્થાશ્રમ શરૂ કર્યા છતાં વિષયવાસના પર કાબૂ મેળવીને પોતાની જીવનશક્તિને તેમણે ઉચ્ચ માર્ગે વાળી અને તે શક્તિ રાષ્ટ્રને ચરણે ધરી.

ખાવામાં તેઓ મિતાહારી નહોતા છતાં, ધીમે ધીમે તેમણે સ્વાદ ઉપર કાબૂ મેળવ્યો અને પોતાનો આહાર એવી રીતે ગોઠવ્યો જેથી શરીરને જરૂરી પોષણ મળી રહે અને અતિ આહારનો દોષ થાય નહિ.

તેમણે વિવેક અને વિનોદ સાથે કામની એકાગ્રતા એવી કેળવી કે જેથી તેઓ હંમેશાં પ્રફુલ્લ-ચિત્ત રહી શકતા: પોતે હસતા અને બીજાને હસાવતા; પોતે નિર્દોષ આનંદ લેતા અને બીજાને તેમાં તરબોળ કરતા; અને છતાં કામ કરવા બેસે ત્યારે તદ્દન એકાગ્ર થઈ જતા અને ભારે અગત્યનાં લખાણો ગોઝી સપાટે લખી નાખતા આખા દેશનો બોજો તેમને માથે હોવા છતાં સામાન્ય માણસોની માફક તેઓ હંમેશાં ચિંતાતુર રહેતા નહિ પણ 'કામ વખતે કામ અને રમત વખતે રમત' ના નિયમને અનુસરી પોતાનું કામ પ્રસન્ન ચિત્તે કરતા.

સતત ટેવથી તેમણે એવી એકાગ્રતા કેળવી હતી કે પ્રાર્થનામાં બેસે એટલે બીજો વિચાર કરવાને બદલે તેઓ તરતજ પ્રાર્થનામય એકધ્યાન થઈ જતા અને ઊંઘવું હોય ત્યારે ધારેલા સમય માટે ઊંઘી લેતા અને ઊઠવું હોય ત્યારે ઊઠી શકતા.

અનેક વખતે કરેલા ઉપવાસોમાં તેમણે એટલી શ્રદ્ધા અને ઇચ્છા શક્તિ કેળવી હતી કે દાક્તરી કાનૂનોથી પણ તેઓ પર જણાતા અને ઘણી વખત દાક્તરોની સલાહ વિરુદ્ધ કરેલા ઉપવાસોમાંથી પણ તેઓ ક્ષેમકુશળ પાર ઊતરતા.

તેમણે ધર્મના ઉચ્ચ સિદ્ધાંતોને પોતાના જીવનમાં પ્રયત્નપૂર્વક એવા જીવી બતાવ્યા હતા કે તેઓ જીવતા ધર્મરૂપ હતા. પ્રૉ. રાધાકૃષ્ણન ગાંધીજીને કહેતા કે 'આપ તો જીવતો હિંદુ ધર્મ છો. ગીતામાં અને ઉપનિષદોમાં જે કાંઈ ગાયું છે તે આપના જીવનમાં પ્રત્યક્ષ જોવા મળે છે.'

આ ઉપરથી તેમના જીવન વિષે એક યુરોપીય વિદ્વાને કહેલું છે કે "તેમનું જીવન એટલું ઉન્નત છે કે, થોડાં વરસો પછી કદાચ આપણને શંકા થશે કે ગાંધી જેવો માણસ આ દુનિયા ઉપર આપણી માફક વિચરતો હતો કે કેમ ?"

આ સિદ્ધિ તેમણે સામાન્ય માણસમાંથી ધીમે ધીમે ઊંચે ચઢીને, લોકોની વચ્ચે રહીને કામ કરતાં કરતા મેળવી હતી, એ સૌ કોઈને ધડો લેવા જેવું છે. તેમને અવતાર માનીને આપણે વેગળા રહીએ કે તેમને મહાત્મા માનીને આપણે માટે તેમની સિદ્ધિ અપ્રાપ્ય માનીએ તો ખોટું છે. તેમની જય આપણે ઇચ્છતા હોઇએ, તેમનું સાચું તર્પણ આપણે ઇચ્છતા હોઇએ તો, તેમની ખોટી પૂજા કે ખાલી ગુણગાન કરવાને બદલે તેમણે કહેલી કરેલી વાતોને આપણે જીવનમાં ઉતારવી જોઇએ અને તેમણે જેમ પુરુષાર્થ કરી બતાવ્યો તેમ કરવાને આપણે દૃઢ નિશ્ચયી થવું જોઇએ. તેમણે જે કર્યું તે દરેક માણસ સતત જાગૃતિ, પુરુષાર્થ અને ઇશ્વરનિષ્ઠાથી કરી શકે છે. એમ ગાંધીજીનો જીવનપાઠ દરેક સમજે અને જીવનમાં ઉતારવા મથે તો તે વ્યક્તિને ફાયદો થશે, ગાંધીજીનું સાચું તર્પણ થશે તથા દેશ અને સમાજને પણ લાભ થશે.

વિઠ્ઠલદાસ કોઠારી

---

## સત્ય અને અહિંસા

સત્યનો, અહિંસાનો માર્ગ જેટલો સીધો છે એટલો જ સાંકડો છે; ખાંડાની ધારે ચાલવા જેવો છે. બજાણિયા જે દોરી ઉપર એક નજર કરી ચાલી શકે છે તેના કરતાં પણ સત્ય, અહિંસાની દોરી પાતળી છે. જરા અસાવધાની આવી કે હેઠે પડીએ. પ્રતિક્ષણ સાધના દ્વારા જ તેનાં દર્શન થાય.

–ગાંધીજી

# વિદ્યાર્થીઓનો ફાળો

પુણ્યશ્લોક મહાત્મા ગાંધીના અવસાનથી દેશને માથે અણધારી જવાબદારી અને આફત આવી પડી છે. અત્યાર સુધી દેશનાં બધાં કામ કાંતો તેમને હાથે થતાં યા તો તેમની પરોક્ષ કે અપરોક્ષ દોરવણી નીચે થતાં. તેમના એકાએક ચાલી જવાથી દેશના સમગ્ર હિતચિંતકોને સમજ પડતી નથી કે તેમના ભગીરથ કાર્યને કેવી રીતે પહોંચી વળાય. તેમણે આપેલો વારસો જાળવી રાખવા માટેજ આપણી પાસે પૂરતી સંઘશક્તિ, ઉદારતા, નૈતિક બળ કે વિવેક નથી. તો તેમનાં અધૂરાં રહેલાં સ્વપ્નોને દેશના લોકો શી રીતે પૂરાં પાડી શકે એ એક મહાન કોયડો છે. તેમણે આદરેલાં રચનાત્મક કાર્યોને આગળ ચલાવવા માટે દેશના રચનાત્મક કાર્યકરોએ સર્વોદય સમાજની સ્થાપના કરી છે. તેમનાં કાર્યોમાં સત્ય અને અહિંસા દ્વારા શ્રદ્ધા રાખનાર પ્રત્યેક હિંદી તે સમાજનો સભ્ય થઇ શકે છે અને દેશને ચરણે પોતાની સેવા ધરી શકે છે. આ રીતે પૂજ્ય બાપુજીના સ્મારક ફાળામાં કોઇ પણ માણસ પોતાનો યોગ્ય ફાળો નોંધાવી શકે તેમ છે બાપુ તો માનવતાના મહાપ્રાણ હતા. તેઓ અમર થઈ ગયા. જનક વિદેહીના જેટલી કાર્યસિદ્ધિ બજાવી તેઓ અનંતમાં ભળી ગયા. તેમનું નામ અમર રહે તેટલા ખાતર તેમના સ્મારકની જરૂર નથી. સ્મારક તો તેમના જીવનમાંથી આપણે કેટલુંક લઇને તેમણે સાધેલી માનવ માત્રના કલ્યાણની ભાવનાને જીવનમાં ઉતારી કરવાનું છે. રાષ્ટ્રપતિ શ્રી રાજેન્દ્રબાબુએ તેમના સ્મારક માટે નાણાંની દેશવ્યાપી ટહેલ નાખી છે. જેઓ પૈસા આપી શકે છે તેઓ પોતાના મનને મનાવી શકશે કે રાષ્ટ્રપિતાના તર્પણમાં આપણે પણ કંઇક ફાળો આપ્યો છે. પણ જે કોઈ પૈસા આપી શકે તેમ નથી તેઓ કઇ રીતે પોતાનો ફાળો આપી શકે? શું તેમણે હાથ જોડી બેસી રહેવું? ના. તેઓ પોતાનો ફાળો જરૂર આપી શકે છે. તેમણે એવા રચનાત્મક કાર્યક્રમ દ્વારા ફાળો આપવો કે જેથી પૂજ્ય બાપુજીના આત્માને શાંતિ થાય. વગર પૈસે આવો ફાળો આપી શકે તેવા વિદ્યાર્થીવર્ગને નીચેનાં કેટલાંક સૂચનો માર્ગદર્શક થઇ પડશે–

(૧) **નિરક્ષરતા નિવારણ**;–વિદ્યાર્થીઓ ચાર ચારની ટુકડીના રૂપમાં કે વ્યક્તિગત પોતાના મહોલ્લાના મોટી ઉંમરના નિરક્ષર પુરુષોને અક્ષરજ્ઞાન આપે. બની શકે તો આ કામ રાતને વખતે અને આંતરે દિવસે કરવું. મોટેરાંઓને શિખવવાની રીત પણ તેમણે કેળવાયલા શિક્ષકો પાસેથી અગાઉથી જાણી લેવી રહી. તેને માટે વળી 'ચાલો વાંચીએ' 'ચાલો લખીએ' તેમજ 'ચાલણગાડી' જેવાં પ્રાથમિક કક્ષાનાં પુસ્તકોનો આશરો લેવો. ઓછામાં ઓછા ૭ માસના ગાળામાં એક વિદ્યાર્થી એક નિરક્ષરને તેનું નામ લખતો વાંચતો કરે. પોતાના મહોલ્લાની બહાર રહેતા સમાજના પાછળ રહી ગયેલા વર્ગોમાંથી પણ વિદ્યાર્થી ભણાવી શકે છે. જેની ભણવાની ઇચ્છા હોય તેનીજ પાછળ આ પ્રકારની મહેનત ઉઠાવવી. વિદ્યાર્થિનીઓ પણ પોતાના મહોલ્લાની નિરક્ષર બહેનોને આ રીતે ભણાવી શકે છે.

(૨) **વૃક્ષારોપણ**:–ગામના જાહેર રસ્તા ઉપર કે જાહેર સંસ્થાઓના ચોગાનમાં અગર તો ગામની ભાગોળે ઝાડ રોપવાં. તેને નિયમિત પાણી પાવું તથા તેના રક્ષણ માટે વાડ–વળગણી કરવી. આ કામ ટુકડીબધ કે વ્યક્તિગત થઇ શકે છે

(૩) **ગામસફાઇ**:–ગામની જાહેર સંસ્થાઓ જેવી કે પુસ્તકાલય, વ્યાયામ-શાળા, મંદિર, મસ્જિદ, ધર્મશાળા કે ચોરાની અઠવાડિયામાં એક વાર સફાઇ કરવી.

(૪) ગામના તળાવની ખુલ્લી જમીનમાં કે તેની પાળ ઉપર લોકો શૌચ ન જાય તેની દેખરેખ રાખવાની વ્યવસ્થા કરવી

(૫) **વિદ્યાર્થીમંડળ**:–ખંતીલા વિદ્યાર્થીઓનું એક મંડળ બનાવવું. ગામમાં વ્યાયામશાળા કે પુસ્તકાલય ન હોય તો પેલું મંડળ ગામના પ્રતિષ્ઠિત માણસોના સહકારથી તે ઉભાં કરવાની કોશિશ કરે. આવાં મંડળોના સભ્યોમાં નાતજાત, ધર્મ કે કોમનો ભેદ ન હોઇ શકે. તે લોકો ગામસફાઇ, રાષ્ટ્રભાષા, હિંદુસ્તાનીનો પ્રચાર તથા ખાદીકામ કરી શકે છે. ગરીબ વિદ્યાર્થીઓને આર્થિક મદદ થઇ શકે તેવાં કામ પણ તે મંડળ ઉપાડી શકે છે. સભ્યો અસ્પૃશ્યતા તથા ઊંચનીચના

ભેદને પોતાની અંદરથી હટાવી શકે છે. રજાના દિવસોમાં પડોશના ગામોમાં જઈને ઉપરના બધા કાર્યક્રમ ગોઠવી શકાય.

(૬) **ધાર્મિકવાચનઃ**—પોતાના મહોલ્લામાં કે બીજા લોકોના વાસમાં આંતરે દિવસે રાતને વખતે જઈને દેશ તથા દુનિયાના સમાચાર ટૂંકમાં કહેવા. ત્યાર બાદ રામાયણ, મહાભારત, નળાખ્યાન, ઓખાહરણ, કુંવરબાઈનું મામેરું, સંતોનાં ભજન તથા જીવન, સ્વામી રામકૃષ્ણ પરમહંસનું જીવનચરિત્ર તેમજ મહાત્મા ગાંધીજીની 'આત્મકથા' લોકોને વાંચી સંભળાવે. મહાપુરુષોના પ્રસંગ, કાર્ય અને જીવનવૃત્તાંતનો ઉલ્લેખ કરે. વિદ્યાર્થિનીઓ આ કાર્ય પોતાના મહોલ્લામાં કરી શકે.

(૭) **અભ્યાસગૃહઃ**—નાનાં નાનાં અભ્યાસગૃહ બનાવી વિદ્યાર્થીઓ પોતાના તથા સહાધ્યાયીઓના અભ્યાસને વેગ આપે. અભ્યાસગૃહનું જીવન ભર્યું ભાદર્યું લાગવું જોઈએ. અભ્યાસગૃહનો વિદ્યાર્થી પોતાનું જીવન નિયમબદ્ધ અને શિસ્તબદ્ધ બનાવે. તે ખોટું ન બોલે, ખોટું ન આચરે, વહેલો ઊઠે, પ્રાર્થના કરે તથા બીજાઓને મદદરૂપ થાય. પડોશના સમુદાયમાં અભ્યાસગૃહ મઘમઘી ઊઠેવું જોઈએ. સમૂહપ્રાર્થના તો બે વખત ત્યાં થવી જોઈએ.

(૮) **પ્રવાસઃ**—ટુકડીબંધ વિદ્યાર્થીઓ પોતાના ગામથી પચીસ ગાઉ ફરતા પ્રદેશનો પગપાળા પ્રવાસ કરે. તેમાં વસતા લોકોના સમાગમમાં આવીને, તેમનો આર્થિક તેમજ સામાજિક દૃષ્ટિએ અભ્યાસ કરે. પ્રવાસની નોંધ રાખવી આવશ્યક છે.

**: વ્યક્તિગત રીતે વિદ્યાર્થી આટલું તો જરૂર કરે :**

(૧) પૂજ્ય મહાત્માજીનાં લખાણોનું વાચન અને મનન.

(૨) એકવીસ મુદ્દાવાળા રચનાત્મક કામોમાંથી બની શકે તેટલાં અપનાવવાં. તેમાંનાં બની શકે તેવાં નીચે આપ્યાં છે :– ( પ્રૌઢ શિક્ષણ, અસ્પૃશ્યતા નિવારણ, ખાદી, નાતજાત તથા હિંદુ મુસલમાન ભેદને દૂર કરવા, સ્વભાષાનું શિક્ષણ, હિંદુસ્તાની પ્રચાર, વિદ્યાર્થીઓનું સંગઠન, સંકટ નિવારણ અને દુખિયાંની સેવા. )

(૩) આ તથા બીડી ન પીનાર પોતાના વ્રતને અભિશુદ્ધ રીતે પાળે. પીનારા બને તેને ત્રણ માસ દરમિયાન છોડી દેશે એવું વ્રત લે.

(૪) બે વરસમાં નિયમિત કાંતતો થઇ શુદ્ધ ખાદીધારી બને.
(૫) સવાર સાંજ પાંચ મિનિટ ઇશ્વર-પ્રાર્થનામાં ગાળે. પ્રાર્થના એકલા કે સમૂહમાં પણ થઇ શકે.
(૬) પોતાનાં કપડાં જાતે ધૂએ. પોતાના આંગણાની તથા ઓરડીની રોજ સફાઇ કરે.
(૭) પ્રેતભોજન ન જમવાનુ વ્રત લે.
(૮) સિનેમા જોનાર વર્ષમાં બે જ વખત જોવા જાય.
(૯) મહાત્માજીના રચનાત્મક કાર્યોનો પ્રચાર કરે તથા કરાવે.

નાનુભાઇ બારોટ

---

## આત્મશુદ્ધિ

આત્મશુદ્ધિ વિના જીવમાત્રની સાથે ઐક્ય નજ સધાય. આત્મશુદ્ધિ વિના અહિંસાધર્મનુ પાલન સર્વથા અસંભવિત છે. અશુદ્ધાત્મા પરમાત્માનાં દર્શન કરવા અસમર્થ છે, એટલે જીવનમાર્ગનાં બધાં ક્ષેત્રોમાં શુદ્ધિની આવશ્યક્તા છે. પણ આ શુદ્ધિનો માર્ગ વિકટ છે એમ હુ તો પ્રતિક્ષણ અનુભવુ છુ. શુદ્ધ થવુ એટલે મનથી, વચનથી ને કાયાથી નિર્વિકાર થવુ, રાગદ્વેષાદિરહિત થવુ. એ નિર્વિકારતાને પહોંચવાને પ્રતિક્ષણ મથતા છતા હુ પહોંચ્યો નથી, તેથી લોકોની સ્તુતિ મને ભોળવી શકતી નથી, એ સ્તુતિ ઘણી વેળા ડખે છે. **મનના વિકારોને જીતવા જગતને શસ્ત્રયુદ્ધથી જીતવા કરતાંયે મને કઠિન લાગે છે** હિંદુસ્તાનમા આવ્યા પછી પણ હુ મારામા સતાઇ રહેલા વિકારોને જોઇ શક્યો છુ, શરમાયો છુ, પણ હાર્યો નથી. સત્યના પ્રયોગો કરતાં મેં રસ લૂટ્યો છે, આજે લૂટી રહ્યો છુ. પણ હુ જાણુ છુ કે મારે હજુ વિકટ માર્ગ કાપવાનો છે. તેને સારૂ મારે શૂન્યવત્ બનવાનુ છે. **મનુષ્ય જ્યાં લગી સ્વેચ્છાએ પોતાને સહુથી છેલ્લો ન મૂકે ત્યાં લગી તેની મુક્તિ નથી. અહિંસા એ નમ્રતાની પરાકાષ્ઠા** છે અને એ નમ્રતા વિના મુક્તિ કોઇ કાળે નથી એ અનુભવસિદ્ધ વાત છે એ નમ્રતાની પ્રાર્થના કરતો, તેમાં જગતની મદદ યાચતો અત્યારે તો આ પ્રશ્નને બંધ કરૂ છુ.

—ગાંધીજી

# એક પત્ર

તા. ૩-૩-૪૫
પૂ. ગાંધીજીના છેલ્લા ૨૧
ઉપવાસનો પૂર્ણાહુતિ દિન

**વહાલા ભાઈ,**

આજે ભગવાનની શક્તિનો વિજય છે. આજે "દશેરા" છે. ભલે આધ્યાત્મિક ક્ષેત્રવાળા ફાંકો રાખે કે તેઓ ઉચ્ચ ક્ષેત્રમાં છે, પણ પૂ. મહાત્મા ગાંધીજીએ જગતના માનવીઓની દૃષ્ટિ ને વૃત્તિ કોઈ મહા દૈવી કે ઉચ્ચ શક્તિ તરફ જેટલી વિચારતી કરી મૂકી છે, તેટલી બીજા કોઈથી ન થઈ શકી હોત! કારણકે જગતના લોકો જે સ્થૂળ રીતે વિચારે છે, તેઓના મનમાં થાય કે 'ખોરાક વિના આ માણસ ૨૧ દિવસ ૭૪ વર્ષની ઉંમરે પણ જીવી શક્યો!' એથી એમના જીવનને પ્રેરણાશક્તિ આપનાર, કોઈ સ્થૂળ કારણો સિવાય બીજી, કોઈ ગૂઢ શક્તિ છેજ એવી પ્રતીતિ થયા વિના તેમને રહી નહિ હોય. એમણે આપેલા મહાન ભોગોએ કરી એમણે મહાન આત્મસમર્પણ કર્યાં. કરેલું છે. ને તેમ છતાં તેઓ શરણે રહ્યાં કરેલા છે તેથી ગાંધીજી જગતમાં જાણીતા-પ્રખ્યાત-થયેલા છે; એટલે એમના ઉપવાસને કારણે એમનામાં બધાનું ચિત્ત ખેંચાયું હોયજ. જે મહાત્મા પુરુષો છે તેઓ અત્યંત ગતિમાન હોવાથી સ્થિર જેવા છે; એટલે એમનો લાભ આપણે લઈ શકીએ તેવી સ્થિતિમાંજ હોતા નથી. એટલે મહાત્મા ગાંધી જેવા મહાપુરુષો દુનિયાના માનવીઓના ઉપલા થરને કેટલું કેટલું ગતિમાન કરીને ઊંચે લાવવા પોતાના જીવનનો યજ્ઞાર્થે ભોગ આપ્યાં કરે છે! આવો પ્રત્યક્ષ પદાર્થપાઠ માણસ જાતને, નજરે જોઈ શકાય, જાણી શકાય ને સ્થૂળ રીતે સમજણમાં આવી શકે એવો છે; તેથી મહાત્માજી માનવીને તામસમાંથી પરમ ચેતનામાં પ્રવેશવાને જાણે જીવતા પ્રાણ-સ્વરૂપેજ જગતમાં અવતરેલા છે એવું પ્રતીત થયા વિના રહી શકતું નથી. સત્યનું આકલન આધ્યાત્મિક દૃષ્ટિ-વૃત્તિએ ભલે ભિન્ન ભિન્ન પ્રવર્તાયેલું રહ્યાં કરતું હોય: તે ભૂમિકા પ્રત્યે તેવો તેવો ભેદ તો રહ્યાંજ કરવાનો. પણ એમના જેવા ચેતન તત્ત્વે કેટલાંયના પ્રાણતેજને

પ્રચંડ કર્યા છે એના જીવંત દાખલા શું આપણે જોયા નથી? એમની એકે એક પ્રવૃત્તિ જન કલ્યાણ પીડિત–રીબાયેલા દુઃખી જીવનમાં એકાદ આશાનું કિરણ પ્રકટાવવા માટે શું નથી? આવું પોતાનું જીવન–ક્ષણેક્ષણ ને પારમાર્થિક રીતે જીવે છે તેવુંજ આપણે આપણી સાધનામાં આપણા જીવનને પરિવર્તતું કરી શકીએ તો એમના જ્વલંત જીવનનો લાભ આપણને પણ મળ્યો કહેવાયજ; આધ્યાત્મિક સાધનાપથે વળેલા અનેક સાધકો ઉપર પૂ. ગાંધીજીના ઉચ્ચ ભાવનામય અને પ્રેરણાત્મક જીવનની ઝળક પડેલી છે. એવા સાધકો ઉપર એમનું ઋણ જેવું તેવું નથી. જેઓ એ ઋણ હૃદયથી સ્વીકારી શકતા નથી તેઓ મહાન કેવી રીતે થઇ શકવાના? જેનામાં ભૂતકાળના વારસા પ્રત્યે આદરમય પવિત્રતાનો ભાવ જાગ્યો નથી કે જાગતો હોતો નથી, તે કયા પગથિયા ઉપર ઉભો રહી શકે? જે જે કોઈ પોતાની પૂર્વ પરંપરાગત સંસ્કૃતિ ને પ્રણલિકાંને પવિત્રતાભરી આદરણીય માને છે–એવી એના હૃદયમાં જીવતી ભાવના રહે છે–તેઓજ તે શક્તિનો સ્વામિત્વં રૂપે પૂરેપૂરો લાભ મેળવી શકે છે. અહીં 'પૂરેપૂરો' શબ્દ પણ યોગ્ય નથી. અપરંપાર લાભ મળે છે જે કોઇ વ્યક્તિ, માનવી, પોતાની પેઢીઓગત સંસ્કૃતિના વારસાને પેઢી ઉતાર જીવંત રાખવાને જીવનને ન્યોછાવર કરતો રહે છે, તેજ સમાજની સેવા કરે છે; એના જેવી બીજી સમાજની સેવા કઇ હોઇ શકે? ને અંતે તો એવાનું સારૂં યે જીવન પળેપળ સેવારૂપજ બની જતું હોય છે; પોતે સેવા કરે છે એવો ખ્યાલ પણ એનામાંથી અદ્રશ્ય થઇ જાય છે.

હેમંતકુમાર

---

## નવદંપતીને

તમે બન્ને મિત્રો બનો છો, એકબીજાનાં સહાયક બનો છો. આ છોકરીઓ ઉપર તમારે વરોએ હુકમ ચલાવવાપણું નથી, કે નથી એ તમારી ગદ્ધામજુરી કરવાને માટે તમારી સાથે જોડાઈ. તમે જોડાયાં છો તો એટલા માટે કે તમારૂં જીવન સંપૂર્ણ થાય, તમે એકબીજાને ધર્મ માર્ગે સહાય કરો, તમે સર્વ બાબતોમાં સમાનતા ભોગવો, તમારાં હૃદય, મન, આત્મા સમાન થાય. તમે યુવકો આ છોકરીઓના શિક્ષક અવશ્ય બની શકો છો. જો તમારામાં વધારે બુદ્ધિબળ હોય, વધારે હૃદયબળ હોય તો તમે અવશ્ય એ છોકરીઓને આપજો, તમે એક બીજાને પુષ્ટ કરજો, પણ કદી એકબીજાને પછાડશો નહિ.

–ગાંધીજી

# બાપુ ગયા બાપુ ગયા

( રાગ–ગઝલ)

આઝાદી અમૃત આપીને, વિષનો કટોરો પી ગયા;
નીલકંઠ સમ એ મહાત્મા, ગાંધી ગયા ગાંધી ગયા

સરદાર ને નેહરુ રૂવે, બાપુ ગયા બાપુ ગયા;
નાનાં રૂવે મોટાં રૂવે, બાપુ ગયા ગાંધી ગયા.

નયનો થકી અશ્રુ વહે, દિલ ના કહે ગાંધી ગયા;
અંતર વસ્યા એ સર્વના, કયાંથી કહે બાપુ ગયા.

અહિંસા દયા ને સત્યના, આયુધ તે આપી ગયા;
ઊચકો અને પૂછો પછી, ગાંધી ગયા કે ના ગયા?

સ્મારક રચો સહુ લાખ પણ. ફાંફાં ગણાશે તે બધાં;
સિદ્ધાંત તેના આચરો, પૂછો પછી બાપુ ગયા ?.

સુરેન્દ્ર અધ્યારૂ

# ગાંધીજી સાથેનો એક પ્રસંગ

[ ગાંધીજીની પ્રત્યેક ક્રિયામાં કંઈને કંઈ સૂત્ર ફલિત થતું હતું. તેઓ સતત જાગરૂકપણે રહેતા હોય, તેમ દેખાતું, જોકે ઘણી વાર આવા એ સિદ્ધ પુરુષને તેમના નિકટવર્તી જનો પણ ભાગ્યે જ કળી શકતા. અલબત્ત હિંદની પ્રજાએ છેલ્લા વર્ષોમાં મોટે ભાગે એમને પિછાની લીધા હતા. અહીં હું એક પેરીસના વેપારીનો પ્રસંગ ટાંકું છું. હાલ એ વેપારી પોતાના મૂળવતન કાઠિયાવાડમાં રહે છે. એ ભાઈના પોતાના જ મુખથી સાંભળેલી આ. વર્ષો પહેલાંની આ વાત છે. ત્યારે પણ ગાંધીજીના જીવનમાંથી એક વેપારી સુદ્ધાં શી શી પ્રેરણા લઈ શકતો હતો તે આ પ્રસંગથી જાતાં આપણે આશ્ચર્યચકિત બનીએ તેમ છીએ. એ ભાઈ જ બોલતા હોય તેમ મારી રીતે એ પ્રસંગને અહીં રજૂ કરું છું. ]

મુંબઈમાં હું એક મિત્રની સાથે રેવેરીને ત્યાં ઊતરેલા—મહાત્માજીની પાસે ગયો હતો. મુલાકાતમાં થોડો સમય મળ્યો હતો. તે દરમિયાન મારા મિત્રે એ સવાલ પૂછ્યો :– મહાત્માજી ! બ્રિટિશરો જેવા જબ્બર શાસનકર્તાઓ સાથે આપણે બાથ ભીડવામાં કેવી રીતે ફાવવાના હતા ? એમ બોલતાં બોલતાં એમણે બ્રિટિશરોની તાકાત અને આપણી નબળાઈ એક પછી એક બતાવવા માંડી. ગાંધીજી આ બધું સ્વસ્થ અને પ્રસન્નચિત્તે સાંભળી જ રહ્યા હતા. આ મિત્ર બોલી રહ્યા પછી એમણે સહેજ ગંભીર મુખાકૃતિ કરી જવાબ આપતાં આ ઉદ્‌ગારો કાઢ્યા – ભાઈ ! આપણે એમને જબરા માનીએ તો આપણે બનીએ નબળા અને આપણને માનીએ જબરા તો તેઓ આપણે મન નબળા " આ ઉદ્‌ગારો મારા મનમાં કોતરાઈ જ ગયા. હું રહ્યો વેપારી એટલે એ ઉદ્‌ગારોનો મેં એમાં ઉપયોગ કરી લીધો અને મારામાં મને જે નહોતું દેખાતું તે તેજ એકાએક નજરે પડવા માંડ્યું.

મારે પેરીસમાં જવેરાતનો વેપાર હતો. આજ સુધી હું મુંબઈથી જે માલ લઈ જઉં તે ખપાવવા માટે ત્યાંની મોટી મોટી રવેરી પેઢીઓની પાસે જતો. આ વખતે મેં નિશ્ચય કર્યો કે મારે એમની પાસે મુલાકાત માટે જ [illegible] નથી [illegible] [illegible] ને થોડા થોડા

માલ ધીરી સૌને વેપારી બનાવ્યા. પેરીસની એક મોટી પેઢીના શેઠ સાથે મારે અંગત સબંધ ખૂબ હતો પણ આ વખતે મેં એમને ત્યાં જવાનું જ માંડી વાળ્યું. કારણકે એ શેઠ મારી દૃષ્ટિએ મોટા મટી ગયા હતા. છેવટે બન્યું એવું કે એમણેજ સામેથી મારાં પત્ની પાસે અમે બન્ને જણ તેમનાં મહેમાન બનીએ તેવી માગણી કરી. અમે ગયાં. તે બન્ને પતિપત્નીએ મારાં પત્નીને પૂછ્યું " આ વખતે તમારા પતિ અમારી પાસે સોદા માટે માગણી કેમ નથી કરતા ? " મારી પત્નીએ કહ્યું. " તેઓ આ વખતે મહાત્માજીની મુલાકાતમાંથી એક સૂત્ર શીખી આવ્યા છે અને તેથી એમણે નિશ્ચય કર્યો છે કે; ધંધામાં ખુશામત ન કરવી અને પોતાની જાતને કોઇથી નીચી ન માનવી." તેઓ બન્ને આ જાણીને ખૂબ ખુશી થયાં અને મારો વેપાર પ્રથમ કરતાં પણ ઠીક ચાલવા લાગ્યો. પ્રથમ મને મારામાં શ્રદ્ધા નહોતી, હવે એ શ્રદ્ધા આવી તેનો જ આ પ્રભાવ હતો.

ગાંધીજી પાસેથી મળેલા એક જ સૂત્રને મારા ક્ષેત્રમાં પરોવતાં તેણે મારા કાર્યમાં તેજ પ્રગટાવ્યું. ગમે તે પ્રવૃત્તિમાં કે ગમે તે ક્ષેત્રમાં એક નાનાશા પ્રસંગમાંથી મેળવેલું નાનું પણ સૂત્ર આચારમાં મૂકતાં અનોખી તાકાત જગવે છે. એ જ તાકાતના ઉપયોગ સાથે ચોક્કસ દૃષ્ટિ કે ધ્યેય ભળે તો તો પૂછવું જ શું ? ઝીણી નજર હોય તો આવું આવું ઠેરઠેર મળી રહે છે. પરંતુ કોઇ શ્રદ્ધાપાત્ર વ્યક્તિ પાસે જ માણસની ઝીણી નજર ઠરે છે. ગાંધીજી એક સર્વજનમાન્ય શ્રદ્ધાપાત્ર વ્યક્તિ હોઇને તેમાંથી આવાં કેટકેટલાં જનોએ પ્રેરણા ઝીલી હશે; આમ છતાં પાસે રહેલાં લોકો કોરાં રહી ગયાં હોય તો તેમાં પણ નવાઇ પામવા જેવું કશું જ નથી.

'સંતબાલ'

॥ जयन्तु वीतरागाः ॥

# વિશ્વવિભૂતિને સ્મરણાંજલિ

વિશ્વની મહાવિભૂતિઓ વિષે કાંઇ પણ બોલવું કે લખવું, એ ઘણી વાર ઉચ્ચ કોટિનું જીવન જીવનાર મહાપુરુષો માટે પણ ઘડીભર થંભી જવા જેવી વસ્તુ બની જાય છે; તેમ છતાં ગુણગ્રાહિતાની દૃષ્ટિએ એ મહાપુરુષો વિષે કાંઇ પણ બોલવા કે લખવા પ્રયત્ન કરવો એ **शुभे यथाशक्ति यतनीयम** ન્યાયે અતિ ઉચિત મનાયેલ બાબત હોઇ, સમગ્ર જગતની મહામાન્ય પુણ્યવિભૂતિ મહાત્મા ગાંધીજી માટે પ્રસંગોચિત બે શબ્દ લખવા પ્રયત્ન કરવો એ મહાપુણ્ય કાર્ય છે.

જે મહાપુરુષે આપણને સ્વાતંત્ર્ય મેળવી આપી ગુલામીના બંધનમાંથી મુક્ત કર્યા છે તે કરતાં ય હજારો અને લાખો વર્ષમાં નહિ સિદ્ધ થએલી આપણી અભૂતપૂર્વ એકતાને સિદ્ધ કરી આપવા જે મહાન પ્રયત્ન સેવ્યો છે તે બદલ આપણે એ મહાપુરુષના સદાને માટે ઋણી છીએ.

વિશ્વના સમગ્ર દેશોના હજારોજ નહિ, બલકે લાખો વર્ષના ઇતિહાસમાં આવી મહાપુરુષની જોડી આપણને મળવી કે જડવી અતિદુર્લભ છે કે જેણે મહાત્માજીની માફક પોતાના જીવનના માત્ર સામાન્ય વ્યવહારમાં જ નહિ, પરંતુ રાજકારણ જેવા અતિવિષમ વિશિષ્ટ પ્રસંગોમાં પણ અહિંસા, સત્ય અને પ્રામાણિકતાને સમગ્રભાવે અખંડપણે ઉતારી સમસ્ત પ્રજાને અને વિશ્વને એ માર્ગે દોરવા તનતોડ અથાગ એકનિષ્ઠ પ્રયત્ન સેવ્યો હોય. આપણા ભારતવર્ષનું અને ભારતીય પ્રજાનું મહાન સદ્ભાગ્ય છે કે—આપણી પરમપાવન પુણ્યભૂમિએ એવા એક અવતારી પુરુષને જન્મ આપ્યો છે. અને એ રીતે આપણને, આપણી પુણ્ય આર્યભૂમિને, આપણા આર્યમહર્ષિઓને અને આર્યધર્મને વિશ્વમાં ઉજ્જ્વળમુખ બનાવ્યા છે.

યોગની પરિભાષામાં જેને "સિદ્ધયોગી" તરીકે સંબોધવામાં આવે છે તેવી સિદ્ધયોગી વ્યક્તિ—મહાત્મા ગાંધીજીએ પોતાના જીવનની શરૂઆત આર્યમહર્ષિઓએ ઉપદેશેલા પરમપાવન અહિંસા અને સત્યધર્મથી જ કરી છે અને પોતાના અતિવિશુદ્ધ આત્મપવિત્ર જીવનનો અંત પણ

" હે રામ " સ્મરણરૂપ પરમપાવન અનન્ય સાધ્ય સમભાવરૂપ મહાન ધર્મબીજ આપ્યું છે. આવા આદર્શજીવી પરમપાવન પુણ્યનામધેય મહાત્મા ગાંધીજીને ચરણે આજે અતિનમ્રભાવે અતિઅલ્પશબ્દોમાં હું મારી સ્મરણાંજલિ અથવા અર્ધ્યાંજલિ અર્પું છું.

આપણા જીવનમાં સાક્ષાદ્ભાવે જોએલી સર્વદેશીય વિશ્વશક્તિસંપન્ન એ મહાવિભૂતિને અર્પણ કરાતી આપણી શ્રદ્ધાંજલિઓ આપણી ભારતીય પ્રજાના જીવનમાં-જીવનના પ્રત્યેક વ્યવહારમાં અહિંસા, સત્ય, બંધુત્વભાવ, પ્રામાણિકતા, સુજનતા, સદાચાર, કલા, સર્વદેશીય વિજ્ઞાન વગેરે ગુણોને પોષનાર થાઓ અને એ ગુણ-નિષ્ઠતાદ્વારા આપણી ભારતીય પ્રજા સમગ્ર દેશોની પ્રજાને માર્ગદર્શક બનો, કે જે ગુણનિષ્ઠતા આપણી ભારતીય આર્ય પ્રજાને માટે સુખસાધ્ય છે.

अहवा सव्वं चिय वीयरायवयणाणुसारि जं सुकडं ।
कालत्तये वि तिविहं अणुमोयामो तयं सव्वं ॥

चउसरणपइण्णए ।

મુનિ પુણ્યવિજય

# ગાંધીજીનું માહાત્મ્ય અને તેમની સાચી યાદગીરી

હિમાલયનો આશ્રય લેવો એમને પસંદ નહોતો. જનસેવા વચ્ચે જે શાંતિ મળે અને વિકાસ સધાય તે એમને મન બહુમૂલ્ય હતાં. બીજી બાજુ, કોમવાદના અતિગક્ષરી રમખાણોની દારુણ જ્વાલાઓ વચ્ચે એક ઘડી પણ જીવવું એમને અકારું થઈ પડયું હતું. એમને પોતાને પણ લાગ્યું હતું અને સાચું પણ હતું કે ચોક્કસ પ્રકારની મનોવૃત્તિવાળી જનતા પર એમની અમર પકડી બંધ થઈ ગઈ હતી, બલ્કે એ લોકોનો અણગમો વધતો જતો હતો. આ સ્થિતિમાં કુદરતે એમને ઉઠાવી લીધા એ કુદરત કેવી ગણતરીબાજ! કેમકે કોઈ મુસ્લિમે આવું કૃત્ય કર્યું હોત તો દેશમાં હત્યાકાંડનો મહાભયંકર ઉલ્કાપાત ફાટી નીકળત. ઉપવાસમાં મૃત્યુ થયું હોત તો હિંદી સંઘ સરકાર અને હિંદી પ્રજા પર બદનામી ઉતરત. એમનું જે રીતે મૃત્યુ થયું તેણે કોમવાદી હિંદુઓના દિલ પણ કંપાવી મૂકયાં, અને, મુસ્લિમોની એમની તરફ જે શુભ લાગણી–છેલ્લા કલકત્તા અને દિલ્હીના ઉપવાસોથી–પેદા થઈ હતી, તે વધારે ઊંચી બની. જીવતાં તેઓ જે ન કરી શકયા તે એમના અવસાનથી સધાય એવી પ્રખર વૃત્તિ વાતાવરણમાં પેદા થઈ.

જિંદગીના છેલ્લા ત્રીસ વર્ષની એકધારી અને ઉત્તરોત્તર વિકાસ તેમજ પ્રખરતાને ધારણ કરતી રાષ્ટ્રસેવા અને રાષ્ટ્રસ્વાતંત્ર્યની સાધના કરતા તેઓ ઉત્તરોત્તર મહાન બનતા ગયા અને વિરાટ–વિશ્વરાટ બન્યા દુનિયાભરના મુલકોના નેતાઓ અને શાસકોના ગૌરવપૂર્ણ સન્માન–ભાજન બન્યા હિંદના સમગ્ર વિભાગોના અગ્રણી નેતાઓ તેમજ તેજસ્વી ધીમાનો અને પટુપ્રજ્ઞ કાર્યકરોના શિરતાજ બન્યા ભારતવર્ષના હૃદય–સમ્રાટ બન્યા અને હિંદીસંઘ સરકારના ગાદી વગરના અધીશ્વર બન્યા જીવન અને મરણ બન્ને કેવા મહાન!

દુનિયાભરમાંથી જે અંજલિઓ ગાંધીજીને મળી, તેવી આજ સુધીના કોઈ પણ મહાપુરુષને તેમના જીવિતકાળ દરમિયાન કે દેહાન્ત પછી તુરત

મળી નથી. ઇતિહાસની કોઇ પણ વ્યક્તિનો તેના જીવનકાળ-દરમિયાન ગવાયો છે તેના કરતાં ગાંધીજીનો મહિમા એમના જીવનકાળ દરમિયાન વિશેષ ગવાયો છે. એમનું અવસાન થતાં જ, અવસાન પછીના બે ત્રણ દિવસમાંજ આખી દુનિયાએ એમને હાર્દિકતા ભરી અંજલિ આપી છે. કેમકે દુનિયાને પ્રતીતિ થઈ હતી કે તેઓ સાત્વિકતેજોનિધિ અને વિશ્વમૈત્રીની પ્રતિમા સમા હતા. કર્મયોગી અને અધ્યાત્મી બન્નેના શ્રેષ્ઠ સંગમરૂપ તેઓ અહિંસા, શાંતિ, ન્યાય અને વિશ્વસદ્‌ભાવ-લોકબંધુતાનો મહાન પેગામ લઈને આર્યભૂમિ પર આવ્યા હતા, અને એ શુભ સંદેશને -કલ્યાણમાર્ગને મનસા, વચસા, કર્મણા અસાધારણ રીતે અને અસાધારણ રૂપે ઝગમગાવીને-એક યુગાવતાર તરીકે વિરાટ જ્યોતને ઝગાવીને ચાલ્યા ગયા. એમના પુણ્ય સ્મરણનું આકર્ષણ આત્મકલ્યાણના માર્ગે, જીવનવિકાસના પંથે આપણને દોરો!

## महात्म-विभूतिः

(१)

यः कर्मयोगी ऋतवान् महात्मा स्थले स्थले भारत आर्यदृष्टिः ।
भ्रान्त्वाऽर्धनग्नः प्रतिबोध्य लोकान् सुयोग्यकर्तव्यदिशामनैषीत् ॥

સત્યપરાયણ અને આર્યદષ્ટિવાળા જે કર્મયોગી મહાત્માએ ભારતવર્ષમાં સ્થળે સ્થળે અર્ધ-નગ્ન સ્થિતિએ ભ્રમણ કરી મનુષ્યોને ઉપદેશ કર્યો છે અને તેમને યોગ્ય કર્તવ્ય-માર્ગ પર ચઢાવ્યા છે.

(२)

ओजस्विनीं निष्क्रिय-भीरु दुर्बल-प्रजासु यः स्फारयति स्म चेतनाम् ।
राष्ट्रोद्धृतौ ता उदतिष्ठिपत्तरां स्व-भानमुद्भाव्य बलं प्रपूर्य च ॥

જે (મૂઠી હાડકાંના) પુરુષે નિષ્ક્રિય, બીકણ અને દુર્બળ પ્રજામાં જોરદાર ચેતના ફૂંકી છે, (ભૂકંપ જેવાં વિરાટ અને પ્રખર આંદોલનોથી સમગ્ર હિંદની પ્રજાને હલમલાવી મૂકી છે,) અને તેમનામાં સ્વભાન જગાડીને તેમજ શક્તિ પૂરીને તેમને રાષ્ટ્રના ઉદ્ધાર માટે ઊભા કર્યા છે.

(૭)

श्रद्धाञ्जलिं विश्वविभूति-विश्वमित्राय विश्वं ददते स्म विश्वम् ।
वैदेशिको राष्ट्र-गणः समग्रोऽददात् प्रणामाञ्जलिमुच्चमानम् ॥

દુનિયાભરનો મિત્ર એવા એ વિશ્વવિભૂતિ સંતને આખા વિશ્વે શ્રદ્ધાંજલિ આપી. વિદેશસ્થ સમસ્ત રાષ્ટ્રસંઘે પણ એ મહાન આત્માને મોટા માન સાથે પ્રણામાંજલિ આપી.

(૮)

विचार-वाणी-चरितैः समुज्ज्वलैः श्रेयः-प्रकाशं जगति प्रतन्वता ।
मनुष्यजातेर्हितसाधने निजं निःष्यन्दितं तेन समग्र-जीवनम् ॥

પોતાનાં ઉજ્જ્વળ વિચાર, વાણી અને આચરણથી દુનિયાભરમાં મંગલ-પ્રકાશ ફેલાવનાર એ મહાપુરુષે મનુષ્યજાતિના હિતસાધનમાં પોતાનું સમગ્ર જીવન રેડ્યુ છે.

(૯)

दृष्टान्तरूपो हि मनुष्यतायाः समासहस्रप्रकटावतारः ।
जगत् समुद्बोधयता स आत्म-शुभ्र प्रकाशेन विभात्यमूर्तिः ॥

સહસ્ર વર્ષોમાં પાકે-દુનિયાને મળે એવો એ-માનવતાના શ્રેષ્ઠ ઉદાહરણરૂપ-મહાપુરુષ જગતને ઉદ્બોધન કરતા શુભ્ર આત્મપ્રકાશ વડે, એ શરીર ન હોતાં પણ પ્રકાશી રહ્યો છે.

(૧૦)

सुस्पष्ट उपदेशोऽभूद् उत्तमं यस्य जीवनम् ।
स विश्वहितसाहित्यस्रष्टा द्योतिष्यते सदा ॥

જેમનું ઉત્તમ જીવન જનતાને પ્રત્યક્ષ ઉપદેશ-રૂપ હતું એવા-જગતને હિતાવહ સાહિત્યના (મહાન શાસ્ત્રના) સ્રષ્ટા ગાંધીજી સદા પ્રકાશતા રહેશે.

(૧૧)

पवित्रतेजोनिधि-विश्वराजा युगप्रधानेन महात्मना यः ।
कल्याणमार्गोऽखिललोकमैत्रीरूपः समादेशि तमाश्रयेम ॥

પવિત્રતાના તેજના ભંડાર અને વિશ્વરાટ (વિશ્વની શોભારૂપ) એવા યુગપ્રધાન મહાત્માજીએ વિશાળ અને વ્યાપક લોકમૈત્રીરૂપ જે કલ્યાણ-માર્ગ ઉપદેશ્યો છે તેને આપણે અનુસરીએ, અનુસરવા પ્રયત્નમાન થઈએ.

મુનિ ન્યાયવિજય

# ગાંધીજીએ આપણા માટે શું કર્યું ?

જૈન ધર્મમા ભવી અને અભવી એવા બે કોટિના આત્માના વર્ણનો આવે છે ભવી આત્મા કર્મ ખપાવી મોક્ષ પામી શકે છે અભવી આત્મા કર્મ ખપાવી શકતો નથી એટલે કદી પણ મોક્ષ પામી શકતો નથી

મહાત્મા ગાધીજીને આપણે ભવી આત્માઓની અને તેમનો વધ કરનાર મનુષ્યને અભવી જીવની કોટિમા મૂકી શકીએ.

આ મોક્ષગામી મહાત્માએ અત્યારના જમાનામા આપણા દેશમા જન્મ લઇ, તેના શ્રેયમા આખી જિદગી ખપાવી આપણા ભાગ્યોદયનો દરવાજો ખુલ્લો કરી આપ્યો છે દેશના કમભાગ્યે એક દુર્બુદ્ધિ મનુષ્યે તેમનો જીવ લીધો અને તેમનુ કામ પૂરૂ થવા ન દીધુ વળી હિદુ મુસ્લિમ ધર્માધોએ દેશની પ્રગતિમા પારાવાર અટકાયતો નાખી એક બાજુ ગાધીજીએ લાખો મનુષ્યોના હૃદયોને પલટાવી નાખી ભગીરથ પ્રયત્નો કરી દેશને આઝાદી અપાવી ત્યારે આ ગુડા ધર્માધોએ તેમના કાર્યમા અડચણો ઊભી કરી લાખો કુટુબોને ઘરબાર વગરના અને પાયમાલ કરી નાખ્યા

ગાધીજી અને તેમના લાખો અનુયાયીઓએ દેશને એક અખડ સ્વતત્ર હિદુસ્તાન પેદા કરવા અનેક જાતના ભોગો આપ્યા છતા મુસ્લિમ ધર્માધોએ દેશના ટુકડા કરાવ્યા અને બન્ને ધર્મના ગુડાઓએ ધર્મના નામે હજારો દેશબધુઓના જાન લીધા, લાખોને પાયમાલ કર્યા અને બીજા અમાનુષી કૃત્યો કર્યા

૨૫૦૦ વર્ષ પહેલા આર્યાવર્તનું પતન થતુ હતુ ત્યારે જેમ ભગવાન મહાવીર અને બુદ્ધે ભારતવર્ષનો ઉદ્ધાર કર્યો હતો તેવોજ ભગીરથ પ્રયત્ન ગાધીજીએ આપણા ઉદ્ધાર માટે કર્યો અને દેશને સ્વતત્ર કરાવી પ્રગતિના પથે વાળ્યો સેકડો વર્ષથી ગરીબાઇમા રહેલી અને હતાશ થઇ ગયેલી આપણી ગુલામ પ્રજામા ફક્ત ત્રીસજ વર્ષના ટૂક સમયમા વીજળીના વેગે પલટો લાવનાર ગાધીજીને ઇતિહાસકાર કદાચ તીર્થંકર કે ભગવાન નહિ ગણે પણ એક ચમત્કારિક મહાન આત્મા તો જરૂર ગણશે

હિંદુસ્તાન એકલાનેજ નહિ પણ આખી દુનિયાને તેમની કેટલી જરૂર હતી તે તેમના મૃત્યુ સમયે આખી દુનિયાએ જે રીતે આંસુ પાડયાં અને તેમને અંજલિ અર્પી તે ઉપરથી જણાઈ આવે છે. કરોડો મનુષ્યોને તેમના મૃત્યુએ જે આઘાત પહોંચાડયો છે તેની સરખામણી પોતાના સ્વજનના મૃત્યુ સમયે થતા આઘાત સાથેજ થઇ શકે. ૨૫ વર્ષમાં બે ભયંકર લડાઇઓમાં પાયમાલ થયેલી દુનિયાને તેથી પણ વધુ ભયંકર ત્રીજી લડાઇના ભણકારા વાગવા માંડેલા છે તે સમયે ગાંધીજી એ'એકજ આશાનું કિરણ હતા. મૃત્યુ અને પાયમાલીમાંથી બચવાનો ધોરી માર્ગ અહિંસા અને સત્યનો એ સંત મહાત્માએ દુનિયાને બતાવ્યો અને પ્રજાઓના હૃદયમાં વસ્યો પણ ખરો પરંતુ આ સદેશાનો અમલ આપણે પૂરતો કરી શકયા નથી. મહાત્માજીએ રાત અને દિવસ આ સદેશો દુનિયાને પહોંચાડવા પ્રચાર કર્યો, પણ તેનો અમલ કરાવવાનું તેમનું કાર્ય પૂરું થાય તે પહેલાંજ તેમને ઉપાડી લેવામાં આવ્યા.

મહાત્માજીના પ્રતાપે આજે આપણે દુનિયામાં ઊંચું માથું રાખી ફરી શકીએ છીએ. દુનિયામાં આપણે કાંઇ વિસાતમાં નહોતા તેને બદલે હવે મોટા નાના બધા દેશો આપણી સાથે સંબંધ રાખવા તત્પરતા બતાવે છે. દુનિયામાં મળતી જાત જાતની અગત્યની પરિષદોમાં આપણને સરખો દરજ્જો આપવામાં આવે છે અને તે પ્રમાણે આપણે તેમાં ભાગ પણ લઇએ છીએ.

દુનિયામાં પ્રતિષ્ઠાની સરખામણીમાં અમેરિકા, રશિયા, ઇંગ્લાંડ અને ફ્રાન્સ પછી આપણો દરજ્જો ગણી શકાય. સંસ્કૃતિની દૃષ્ટિએ હિંદુસ્તાનનો દરજ્જો નીચે ઊતરી ગયો હતો તે પાછો મહાત્માજીએ તેના ઊચ્ચ સ્થાને લાવી મૂક્યો છે. અને ફકત થોડાજ વર્ષ પહેલાં આપણી શું સ્થિતિ હતી? ગોરી પ્રજાને આપણે ઊચ્ચ મનુષ્યો તરીકે ગણતા હતા. એમ કહીએ તો ખોટું નહિ કહેવાય કે આપણી નજરે તેઓ દેવતાઇ પુરુષ લાગતા હતા. આપણી સાથે તેઓ એક હલકી પ્રજા જેવો વર્તાવ રાખતા હતા. આ બધી ભાવનાઓ હવે દૂર થઇ ગઈ છે, હવે આપણી દૃષ્ટિમાં તેઓ આપણા જેવાજ મનુષ્યો લાગે છે.

૧૫૦ વર્ષના અંગ્રેજોના અમલ દરમિયાન આપણે કંગાલ, ગુલામ અને કચડાઇ ગયેલ પ્રજા બની ગયા હતા. અમલદારનું નામ સાંભળી

આપણે ધ્રૂજતા હતા. અંગ્રેજોએ હિંદુસ્તાનને લગભગ એક મોટું કેદખાનું કરી નાખ્યું હતું ગોરી પ્રજાઓ માટે હિંદુસ્તાન એક લૂંટ ચલાવવાની જગ્યા હતી. આ અસહ્ય સ્થિતિમાંથી ઉપર જણાવ્યા પ્રમાણે પલટો લાવનાર ગાંધીજીના જેટલા ગુણો ગાઈએ તેટલા ઓછા છે.

પણ આપણે એમના ખરા ગુણો તો ત્યારેજ ગાઈ શકીએ કે જ્યારે આપણે તેમણે બતાવેલા રસ્તે ચાલી દેશની ઉન્નતિના કાર્યમાં આપણો ફાળો આપીએ. એ તો સુવિદિત છે કે આપણો દેશ ગરીબાઇમાં પડેલે નબરે આવે છે. આ ગરીબાઇ દૂર કરવામાં આપણે આપણાથી બનતું કરી છૂટવું જોઇએ આ કાર્ય આપણે ત્યારેજ કરી શકીએ જ્યારે આપણામાં સમાજ પ્રત્યેની ફરજ અદા કરવાની વૃત્તિ જાગે આપણે ફક્ત તાત્કાલિક સ્વાર્થ-નોજ ખ્યાલ કરીએ છીએ અને એ વિચારજ નથી કરતા કે આપણો સ્વાર્થ પોષવામાં જો સમાજનું અહિત થતું હશે તો તે છેવટ આપણુનેજ અહિતકર્તા નીવડશે અંગ્રેજો સમાજ પ્રત્યેની તેમની ફરજ અદા કરવાના ગુણના લીધેજ તેમના પર આવતી ગમે તેટલી વિટંબણાઓનો સામનો કરી દુનિયામાં પોતાનું ઊચ્ચ સ્થાન જાળવી રાખે છે. આપણામાં રહેલા આ દુર્ગુણોને કાઢયા વગર આપણી ઉન્નતિમાં અટકાયતો આવ્યાજ કરવાની.

ગાંધીજીના તમામ પ્રયત્નો આપણી સામાજિક તેમજ નૈતિક ઉન્નતિ કરવા માટેજ હતા તેમણે સામાજિક ઉન્નતિ માટે હિંદુ મુસ્લિમ એકતા, અસ્પૃસ્યતા નિવારણ, ગ્રામી ભેદભાવ દૂર કરવા અને ખાદીપ્રચાર વગેરે રસ્તા બતાવેલા છે નૈતિક ઉન્નતિ માટે અહિંસા અને સત્યનો ધોરી માર્ગ બતાવેલો છે આપણે તેમના બતાવેલા રસ્તે ચાલી થોડાજ વર્ષમાં ઊચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકીશું.

ગાંધીજીએ બતાવેલા માર્ગે ચાલી આપણે તેમના પ્રત્યેનો આપણો પૂજ્યભાવ પ્રદર્શિત કરી શકીએ કીએ આમ કરીએ તોજ આપણે તેમના ગુણ ગાન ગાયા સાર્થક છે પૂજ્ય મહાત્માને આપણા કોટિ વંદન હો

મણિલાલ મોહનલાલ ઝવેરી

# બાપુને અંજલિ

જે બાપુનું ધોળે દહાડે આપણે ખૂન કર્યું તે બાપુને અંજલિ આપનારા આપણે કોણ? જે બાપુ કહેતા હતા કે દેશના ભાગલાવાળું સ્વરાજ્ય નકામું છે તે બાપુનું ન માન્યું અને હવે એમને અંજલિ આપવા બહાર પડવું તેનો શો અર્થ છે? બાપુનુ જીવનજ એમને એક અંજલિરૂપ હતું. એમનું મૃત્યુ એથી વિશેષ અંજલિરૂપ બન્યુ.

બાપુ ગયા ત્યારથી મારી મનોવ્યથાનો પાર નથી. મને કંઇ સૂઝતું નથી, અને મને કશામાં રસ લાગતો નથી. આ મનોવ્યથા કેવળ બાપુના મૃત્યુના કારણે નથી, પરંતુ જે રીતે બાપુને આપણી વચમાંથી જવું પડયું તે આપણે માટે ખૂબજ શરમજનક છે. આપણા શ્રેષ્ઠ પુરુષનું આપણે હાથે આવું કરપીણ ખૂન થાય એ વિચારજ મને હચમચાવી નાખે છે. શું એક પ્રજા તરીકેની આપણી સંસ્કારિતા, આપણું માનસ તથા આપણું ચારિત્ર એટલી અધોગતિએ પહોંચી ગયું છે કે આપણને આવું દુષ્ટ કાર્ય કરતાં પણ આંચકો ન લાગે? ખરૂં પૂછો તો આપણને જરાએ આંચકો નથી લાગ્યો. એક પ્રજા તરીકે આપણને મનનો પશ્ચાતાપ સરખો પણ નથી થયો બાપુના આવા દુ:ખદ અવસાન પછી પણ આપણે જનાવરો સરખા વર્ત્યા છીએ. ગામે ગામ નરી આંખે ન જોઇ શકાય તેવા બનાવો બન્યા છે. આ સંજોગોમાં બાપુને અંજલિ આપનારા આપણે કોણ?

જે સમી સાંજે બાપુના અવસાનના સમાચાર બહાર પડયા તેજ સાંજે મારો મિત્ર સુમન હાંફળોફાંફળો મારી પાસે આવી ચડયો એના બોલે બોલે આંખોમાંથી અશ્રુની ધારા વહેતી હતી. સુમન અને હું એકજ શાળા તથા કૉલેજમાં ભણેલા. અમારા એ યુગમાં સુમન ગાંધીઘેલો હતો તેમ કહું તો પણ ચાલે. બાપુ જેવી શુદ્ધ ખાદીની ધોતલી, પહેરણ અને ટોપી એ એનો પહેરવેશ, દિવસમાં ઓછામાં ઓછો એક કલાક ચરખો [illegible]ો એ એના રોજિંદા કાર્યક્રમનું ખાસ અંગ, જીવનમાં પ્રભુતામાં [illegible] માંડયા છતાં પરિણિત જીવનથી દૂર રહેવું એ એનો જીવનઆદર્શ [illegible]ને મોડે વહેલે બાપુના અનુયાયીઓમાંના એક બનવું એ એની મહત્વાકાંક્ષા હતી. ધીમે ધીમે સુમનના જીવનમાં શિથિલતા પેસવા લાગી. [illegible]

જૂનો પહેરવેશ અને પલટાયો એનો રોજિંદો કાર્યક્રમ. બદલાયા એના જીવનના આદર્શો અને ભુલાઇ ગઇ એની જીવનની મહત્વાકાંક્ષાઓ–એના જીવને જુદોજ પલટો લીધો. આજે એને જોતાં વારજ મે કહ્યું, "સુમન યાદ આવે છે એ દિવસો જ્યારે બાપુઘેલા બની આપણે ચારે તરફ ઘુમતા હતા આજે બાપુના સમાચાર સાંભળતા મને કોણ જાણે કેમ એમજ લાગ્યા કરે છે કે બાપુના મૃત્યુમા આપણો હાથ છે. દેશનો દરેકે દરેક સ્ત્રી યા પુરુષ એના જવાબદાર છે. તે બાપુના જીવનનો તથા એમની વિચારશ્રેણીનો બહુજ ઝીણવટથી અભ્યાસ કર્યો છે. તુ બાપુને એક મહાત્મા તરીકે ઓળખે યા ઓળખાવે કે એક રાજદ્વારી પુરુષ તરીકે?"

સુમને મને સાંભળ્યો ખરો પરંતુ એના મનમા કંઇ જુદાજ તરંગો રમી રહ્યા હતા. જરા ગળગળા અવાજે એ બોલ્યો "બાપુના જીવનનો ઉદ્દેશ કેવળ બુદ્ધિના જોરે હુ તારી પાસે મુકુ તેનો શો અર્થ છે? વળી મનમા એમ પણ થાય છે કે આમ નામીપાસ થવાથી પણ શો લાભ? ફરી પાછા બાપુના પથે વળવાનો કાં પ્રયત્ન ન કરીએ? આથી વધુ ભવ્ય અંજલિ બાપુને આપણે શી અર્પી શકીએ? વિશ્વરચનાના પાછળના શાશ્વત સત્યના ઊંડાણમા ઉતરવુ, એને સમજવુ અને જીવનમા તે અનુભવવુ એ મારે મન બાપુના જીવનનુ ખાસ પ્રયોજન હતુ. આ શાશ્વત સત્યને ગમે તે નામે ઓળખો તે બધુ બાપુને મન સરખુ હતુ. બાપુનુ જીવન આ દૃષ્ટિએ જોઇએ તો પછી એ હતા તો બધુ હતા અને નહોતા તો કઇ નહોતા. પેલા શાશ્વત સત્યને એ રામનામ તરીકે ઓળખાવતા. પોતાના આજીવનમાં રામનામનો અનુભવ કરવાનો પ્રયત્ન કરતા કરતા બાપુ ચાલ્યા ગયા." આ છેલ્લા શબ્દો બોલતો બોલતો સુમન ઢળી પડયો. હુ પણ ગળગળો થઇ ત્યાં ને ત્યાં પોઢી ગયો

ચીમનલાલ જેચંદ શાહ

# પૂજ્ય બાપુજી

કર્મ બ્રહ્માર્પણ યોગ અધ્યાય ૪ થાના ૭ મા શ્લોકમાં ભગવાન શ્રી કૃષ્ણ કહે છે –

" જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થઇને
અધર્મનું બળ જામે છે, ત્યારે ત્યારે હે
ભારત ! હુ શરીર ધારણ કરૂ છુ. "

આજથી ૩૫૦૦ વર્ષ પૂર્વે પ્રજાને પીડનાર દુઃશાસનના ત્રાસથી માતા ભારતી ત્રાસી રહી હતી ત્યારે શ્રાવણની અંધારી અષ્ટમીએ ભગવાન શ્રી કૃષ્ણ જન્મ લઇ વસુંધરાને ત્રાસમુક્ત બનાવી ધર્મનો ફેલાવો કરે છે. ભગવાન કૃષ્ણના નિર્વાણ બાદ હજાર વર્ષ પસાર થાય છે. માનવીના હૃદયમાં હિંસા, જૂઠ, ચોરી, લોલુપતા ને ચારિત્રહીનતા ચડી બેસી ધર્મના નામે અનેક ધતિંગો આદરે છે. ત્યારે કુંડગ્રામના રાજા સિદ્ધાર્થને ત્યા માતા ત્રિશલાની કૂખે ચૈત્ર માસની શુકલપક્ષ તેરમે ભગવાન મહાવીર અને એજ સદીમાં કપિલવસ્તુના રાજા શુદ્ધોદનની રાણી મહામાયાની કૂખે વસંત પચમીના રોજ ભગવાન ગૌતમ બુદ્ધ જન્મ લે છે. અનેક યાતનાઓ સહન કરતા સપૂર્ણ જ્ઞાની થઇ જગતમાં વ્યાપેલા અધકારનો નાશ કરવા અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અસ્તેય વગેરે ઉપર ખૂબ ભાર મૂકે છે. સાથે વર્ણવ્યવસ્થાના ભેદ નાબૂદ કરી સ્ત્રીને પુરુષના સમાન હક્કની અધિકારી બનાવે છે. જગત ઉદ્ધારક બન્ને મહાપુરુષોના નિર્વાણ બાદ પાંચ સો વર્ષે એશિયા યુરોપના મધ્ય ભાગના એક ગામડામાં ઢોર બાંધવાની એક ગમાણમાં મરિયમની કૂખે ૨૫ ડિસેમ્બરની મધરાતે ભગવાન ઇશુ ખ્રિસ્ત જન્મ લે છે. અને સંસ્કારવિહોણી ગોરી જાતને સસ્કારી બનાવવા પવિત્ર જીવન ગાળવાનો ને ભ્રાતૃભાવનો પ્રચાર કરતાં વધસ્તંભે ચડી અમર બને છે.

દીન દશામાં જીવતી આરબ જાતિના ઉદ્ધાર માટે અરબસ્તાનના મક્કામાં અમીનાની કૂખે ઈ. સ. ૫૭૦ માં મહમદ પેગંબર અને એજ સદીમાં એજ પ્રદેશના પડખે આવેલા ઇરાનમાં રૂમે શહેરમાં રાજકુટુંબમાં

પૌરશસ્યની પત્ની દુગ્ધાવાની કૂખે અષો . જરથુષ્ટ્રનો જન્મ થાય છે. બન્ને મહાપુરુષો જ્યાં અંધકાર જુએ ત્યાં પ્રકાશ પાથરવા સત્ય, સંપ, પ્રામાણિકતા અને પ્રેમનો ઉપદેશ આપતાં અનેક આપત્તિઓમાંથી પસાર થઇ જીવનલીલા સંકેલી લે છે.

ભગવાન કૃષ્ણના નિર્વાણ બાદ બે હજાર વર્ષના ગાળામાં જગત કલ્યાણ માટે પાંચ પયગંબરી પુરુષોએ જન્મ લઇ આકરાં તપો આદરી, અનેક યાતનાઓ સહન કરી જગતને સવળે રાહે ચડાવ્યું. અને બીજાં પંદરસો વર્ષ પસાર થાય છે ત્યારે હિંસાનાં સામ્રાજ્ય સ્થપાયાં છે, ધર્મના બહાને ક્રિયાકાંડને મહત્વ અપાયાં છે. ધર્મના ઓઠા નીચે કરોડો ભાઇ ભાંડુઓ હડધૂત થઇ ગુલામી દશા ભોગવી રહ્યાં છે, પ્રજામાંથી સત્ય, સંયમ ને ત્યાગ ભૂંસાઇ ગયાં છે, ધર્મગુરુઓ ધર્મને નામે દુકાનદારી ચલાવી રહ્યા છે, રાજાઓ રક્ષકને બદલે ભક્ષક બની ધર્મપતિત થઈ રહ્યા છે, ઊંચનીચના ભેદે માઝા મૂકી દીધી છે, સ્ત્રી જાતિ પ્રત્યે તુચ્છભાવનું ઝેર પ્રસરી રહ્યું છે, પરદેશીઓ રાજસત્તાના બળે ચુસાય તેટલું ચૂસીને ભારતને કંગાલ બનાવી રહ્યા છે, એવા દીન-હીન સમયમાં જગત પર અજવાળું નાખવા સૌરાષ્ટ્ર જેવી શૂર ભૂમિમાં પોરબંદર રાજ્યના દિવાન કરમચંદ ગાંધીને ત્યાં પૂતળીબાઇની કૂખે ઇ. સ. ૧૮૬૯ ના ઑક્ટોબરની બીજી તારીખના રોજ મોહનદાસ ગાંધી અવતારી પુરુષ તરીકે જન્મ લે છે.

બચપણથીજ અહિંસા, સંયમ ને સત્યના વાણા તાણા એમના જીવનમાં વણાય છે. ઇ. સ. ૧૮૯૧ માં બૅરિસ્ટરની પદવી પ્રાપ્ત કરી લંડનથી વતન પાછા ફરે છે. વતનમાં બે એક વર્ષ ગાળી એક મુસ્લિમ પેઢીના કાનૂની કામકાજ અંગે દક્ષિણ આફ્રિકા જવાનું થાય છે. જ્યાં કાળા ગોરાના વર્ણભેદ અને તેને લગતા અમાનુષી કાનૂનો સામે અહિંસક પ્રતિકારની ચળવળ ઉપાડવા સાથેજ ઇ. સ. ૧૯૦૭ માં વકીલાતના ધંધાને ફગાવી દઇ જાહેર સેવામાં પોતાનું જીવન અર્પણ કરે છે. સાત સાત વર્ષ અનેક પ્રકારની નાની મોટી યાતનાઓની તાવણીમાંથી પસાર થઇ આખરે વિજયને વરે છે. સાથે આંતરિક રિપુઓ પર વિજય મેળવવા તપ, ત્યાગ, સંયમ, અહિંસા, મૈત્રી અને સહનશીલતાની ગાદ ગાંઠ બાંધી ઇ. સ. ૧૯૧૫ માં વહાલા વતનમાં ઠરી ઠામ થઇ અમદાવાદમાં સાબરમતીના કાંઠે આશ્રમ સ્થાપી દરદી દેશની નાડ હાથમાં લે છે.

જે ભારતવર્ષમાં ધાન્યના ભંડારો ભરપૂર હતા, દૂધ, દહીં ને ઘીની રેલમછેલ હતી, સંસ્કારિતામાં જે સર્વોપરી ગણાતો, ત્યાગ, તપ ને ભ્રાતૃભાવ, માટે જેનો પહેલો નંબર આવતો, એકંદરે પ્રજા સુખી હતી તે નંદનવન સરખા દેશમાં પરદેશીઓના શાસનથી કરોડો માણસો નગ્ન દશામાં ભૂખે મરતા. પરદેશી સંસ્કારોથી ભ્રાતૃભાવ, ત્યાગ ને તપ લીસોટા સમ રહ્યા હતા. પ્રજામાંથી આત્મબળ મરી પરવાર્યું હતું. સાત લાખ ગામડાંની કંગાલિયતનો પાર નહોતો ધર્મને બદલે અધર્મની બોલબાલા હતી. મતભેદો ને હુંસાતુંસીના વિતંડાવાદમાં દેશ ખૂંચી ગયો હતો. એકંદરે દેશની દશા તમામ દરદોથી ઘેરાયેલા દરદી જેવી હતી.

આવા કઠણ પ્રસંગમાં બાપુજીએ સ્થળે સ્થળે અવિશ્રાંત પરિભ્રમણ કરી મીઠી વાણી વડે સત્યાગ્રહ, અહિંસા, સત્ય, ત્યાગ, ભ્રાતૃભાવ ને પ્રેમથી લોકમાનસ તૈયાર કરી પરદેશી સરકાર સામે અહિંસક સંગ્રામ ખેલતા રહ્યા. સાથે સામાજિક ને ધાર્મિક સુધારા માટે પણ જનતાના દિલ પર ઊંડી અસર કરતા રહ્યા. નાની મોટી અનેક વિપત્તિઓ આવવા છતાં લેશ પણ ડગ્યા સિવાય. દુશ્મન પ્રત્યે પણ મૈત્રીભાવ રાખીને જગતના કલ્યાણ માટે કલાક કલાક ખરચે ગયા.

એમની સચ્ચાઇ, બ્રહ્મચર્ય, અહિંસા, નિર્ભયતા, ત્યાગ, તપ અને આમજનતા પ્રત્યેની ધગશે જગત ઉપર ઊંડી અસર કરી. હજારો વર્ષના ગાળામાં થયેલા મહાપુરુષોના નેજા નીચે જેટલા ભેગા નથી થયા તેનાથી ઘણી મોટી સંખ્યામાં ધનિક કે ગરીબ, સમર્થ ધારાશાસ્ત્રી કે અભણ, નેતા કે સિપાઇ, યુવાન કે વૃદ્ધ, પુરુષ કે સ્ત્રી, એમ લાખો ને કરોડો ભાઇ બહેનો એમના નેજા નીચે એકત્ર થઇ, પડયો બોલ ઉપાડી લેતા.

કોમવાદીઓએ કોમવાદના ઝેરી પ્યાલાને એટલી હદ સુધી છલકાવ્યો કે બંગાળના લોકો ભાન ભૂલીને અરસપરસ એક બીજાને વધેરવામાંજ હરીફાઇ કરી રહ્યા હતા. જ્યાં શસ્ત્રધારી પોલીસો પણ જવાનું સાહસ કરતાં ગભરાય એવા પ્રદેશમાં નક્કર મૈત્રીભાવના મહામૂલા હથિયારથી પૂજ્ય બાપુ ત્યાં પહોંચ્યા. અને ઈ. સ. ૧૯૪૭ ના જાનેવારીની છઠ્ઠીથી દરરોજ એક એક ગામની પગપાળા મુસાફરીનો આરંભ કરીને નવખાલીમાં શાંતિયાત્રા પૂરી કરી ૩૦ મી માર્ચે દિલ્હી આવ્યા. એમની અહિંસાના

મૂળમાંજ નિર્ભયતા, સાહસ અને ક્ષમાશીલતાનો સંગમ નવખાલીની શાંતિયાત્રામાં દેખાઇ આવે છે.

પૂજ્ય બાપુએ પોતાના જીવનની શરૂઆતથી તે જીવ્યા ત્યાં સુધી ધાર્મિક, સામાજિક અને રાજદ્વારી પ્રજામાનસને ગુલામીમાંથી મુક્ત કરવા અવિરત પ્રયત્ન કરી આપણા જીવનના એકે એક ખૂણામાં પ્રકાશ પાડયો છે.

બસો બસો વર્ષથી જેના શાસનના ખૂંટા ઊંડામાં ઊંડા ઉતરેલા તેવી સાધનસંપન્ન કાબેલ પરદેશી સત્તાને એક પણ લોહીનું ટીપું પાડ્યા સિવાય અહિંસાના હથિયારથી હટાવી ગાંસડા પોટલા બંધાવ્યાનો કોઇ ઇતિહાસમાં જોટો નહિ મળે.

જગતશાંતિના શહેનશાહ, વિશ્વની સંસ્કારમૂર્તિ, રાષ્ટ્રપિતા પૂજ્ય બાપુજીનો જીવનદીપ અણધાર્યો ૧૯૪૮ ના જાન્યુઆરીની ૩૦ મી તારીખે પ્રાર્થનાસભામાં જતાં ૫-૫ મિનિટે આપણીજ જાતિના ભાનભૂલ્યા એક પાગલ યુવાને ગોળી ચલાવી ને ૫-૩૫ મિનિટે દિલ્હી બીરલા હાઉસમાં એ જ્યોત બુઝાઇ.

ભૂતકાળમાં થયેલા અવતારી પુરુષોમાંના અનેક મહાપુરુષોના જીવન-દીપ શેતાનિયતના હાથેજ ઓલવાયા છે. ગીતાના ઘડવૈયા ભગવાન શ્રી કૃષ્ણ એક અવિચારી પારધીના બાણે ભોગ બન્યા. ભગવાન બુદ્ધનો ભક્ત સુંદ લુહારે ભોજન માટે પોતાના ઘેર બોલાવી ભોજનમાં વિષ આપી પ્રાણ હરી લીધા. ભગવાન ઇશુ ખ્રિસ્તને વિરોધીઓએ ન્યાયનું નાટક ભજવી ક્રૉસ પર ચડાવી દીધા. અગ્નિમંદિરમાં ધ્યાનમગ્ન અવસ્થામાં અષો જરથુષ્ટ્ર ઉપર તુર્કોએ તૂટી પડી કેર વરતાવ્યો. પાંચ પાંચ દાયકા સુધી મીઠી વાણી અને મૈત્રીભરેલી ભાવનાએ અહિંસા, સત્ય, પ્રેમ, ભ્રાતૃભાવ, સમાનહક્ક, સ્વાતંત્ર્ય વગેરેની જગતમાં પ્રતિષ્ઠા કરી ભારતને આઝાદ બનાવનાર પૂજ્ય બાપુજી પણ એક હત્યારાનો ભોગ બની ૭૯ વર્ષની ઉંમરે અવતારીકાર્ય પૂર્ણ કરી પરમ તેજમાં ભળી ગયા.

અમીચંદ

# હરિજનોના તારણહાર મહાત્મા ગાંધીજી

મહાત્મા ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓને રંગભેદને લીધે ત્યાંના ગોરાઓ તરફથી જે અનેકવિધ અપમાનો નીચી મુંડીએ સહન કરવાં પડતાં હતાં તે સામે સત્યાગ્રહના અમોઘ શસ્ત્ર વડે સફળતા મેળવી હતી. ત્યાંના કાર્યથી પરવારીને તેઓ સને ૧૯૧૫ માં સ્વદેશ પાછા ફર્યા. તેમણે દેશના એક ખૂણાથી બીજા ખૂણા સુધી ભ્રમણ કરીને દેશની નાડ પારખી લીધી હતી. આફ્રિકાના તાજા અનુભવ ઉપરથી તેમને પ્રતીતિ થઇ હતી કે હિંદમાં હિંદુઓ વગેરે ઊંચ ગણાતી કોમો પોતાનાજ સાત કરોડ જેટલા દેશબંધુઓને અસ્પૃશ્ય ગણી કાઢી તેમને હડધૂત કરે છે તેનું ફળ તેમને દક્ષિણ આફ્રિકામાં ચક્રવૃદ્ધિ વ્યાજે ભોગવવું પડે છે. તે ઉપરથી આ સર્વ રીતે દબાએલી અને હડધૂત થએલી અંત્યજ પ્રજાને અપનાવવા માટે દેશને હાકલ કરી હતી, અને દેશને સ્વતંત્રતા પ્રાપ્ત કરવી હોય તો અસ્પૃશ્યતાને જડમૂળથી ઉખેડી નાખવાનો આદેશ દેશની સમક્ષ મૂક્યો હતો.

પૂ. મહાત્માજીએ સાબરમતી નદીના દધીચિ આરા પાસે પોતાનો સત્યાગ્રહ આશ્રમ સ્થાપ્યો અને તેમાં નાત જાત કે ધર્મના ભેદભાવ વગર સેંકડો સ્ત્રી પુરુષોને આશ્રમવાસી તરીકે રાખ્યાં હતાં. અંત્યજોની આભડછેટને દૂર કરવા માટે તેમણે પોતાના કુટુંબરૂપી આશ્રમથી શરૂઆત કરી અને એક અંત્યજ કુટુંબને આશ્રમવાસી તરીકે સ્થાન આપ્યું એટલુંજ નહિ પણ તે કુટુંબની નાની કન્યા લક્ષ્મીને પોતાની દત્તકપુત્રી તરીકે સ્વીકારીને સાત કરોડ અંત્યજોને તેમણે ખોળે લીધા છે.

ગોળમેજી પરિષદ પછી બ્રિટિશ સરકારે દલિતોને હિંદુઓથી જુદા પાડી તેમને અલગ મતાધિકાર આપ્યો હતો તે સામે પૂ. મહાત્માજીએ આમરણાંત ઉપવાસ યરોડા જેલમાં શરૂ કરી હરિજનોને હિંદુ સમાજથી અલગ પાડતાં બચાવ્યા હતા. સાચા પ્રભુના ભક્તો હરિજનોની આભડછેટ રાખવા માટે મહાત્માજીએ કહેવાતી સવર્ણ પ્રજાને અનેક વખતે કડક શબ્દોમાં સંભળાવ્યું છે કે પરમેશ્વરે પેદા કરેલ મનુષ્યને અડકતું નહિ અને જાણે અજાણે પણ સ્પર્શ થવાથી ધર્મભ્રષ્ટ થાય એવો ધર્મ

એ ધર્મજ નથી પણ અધર્મ છે. હરિજનોની આભડછેટ રાખવી એ હિંદુ ધર્મ અને હિંદુ જાતિ ઉપર કાળી ટીલી છે. તેને ભૂંસી નાખવા માટે હરિજનોની એકંદર હાડમારીઓ દૂર કરી તેમને અપનાવવામાંજ સાચો હિંદુ ધર્મ સમાએલો છે.

હરિજન બાળકોને સંસ્કારી અને સાચી કેળવણી મળે તે માટે તેમણે જિંદગીભર બીમાર અવસ્થામાં પણ હરિજન ફાળો ઉઘરાવ્યાજ કર્યો છે. તે ફાળો પૂ. ઠક્કર બાપા મારફતે અખિલ હિંદ હરિજન સેવક સંઘ તરફથી હરિજન કેળવણીમાં વપરાતો રહ્યો છે. આજે દેશમાં હરિજન ઉદ્ધાર માટે જે જે પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવી છે તેના તેઓ આદ્ય સૃષ્ટા હતા. હરિજનોની દયાજનક હાલત જોઇને તેઓ કકળી ઊઠતા હતા. તેઓ પોતાને ભંગી તરીકે ઓળખાવતા હતા એ રીતે તેમણે ભંગી કોમનું હલકાપણું દૂર કર્યું છે, એટલુંજ નહિ પણ સફાઇનું કામ કરી સમાજને સ્વચ્છ રાખનાર ભંગી કોમની મહત્તામાં વધારો કર્યો છે.

પૂ. ગાંધીજી હરિજનોને પોતાની અંદરની આભડછેટ દૂર કરવા અને ખોટા રીતરિવાજો તથા વ્યસનોને તજી દેવા ઉપદેશ આપતા હતા તેઓ હરિજનોને સ્વચ્છ સુઘડ અને સંસ્કારી જીવન જીવી શકે તેવી સર્વ પ્રકારની સગવડ કરી આપવા દેશનાયકોને સમજાવતા હતા. આજે હરિજન પ્રશ્નને દેશમાં જે કંઇ સ્થાન મળી રહ્યું છે તેના તેઓજ સર્જક હતા. હરિજન ઉદ્ધારનું આદરેલું કામ અધૂરૂં રહી જાય તો બીજો જન્મ હરિજનના પેટ લઇને તે કાર્ય પૂરૂં કરવાનો તેમનો જાહેર સંકલ્પ હતો.

અસ્પૃશ્યતા રાક્ષસીને હિંદુ સમાજમાંથી દૂર કરવા માટે તેઓ ભગીરથ પ્રયત્ન કરી રહ્યા હતા. તેમના સતત પ્રયત્નોથી માત્ર ત્રીસ વરસનાં ટૂંકા સમયમાં હરિજન પ્રશ્નને ઘણો વેગ મળ્યો હતો અને થોડાજ વર્ષોમાં પોતાની હયાતીમાં હિંદુ સમાજરૂપી દૂધમાં હરિજનોને સાકરની માફક ભેળવી દેવાની તેમની મહત્વકાંક્ષા હતી, પરંતુ દેશદ્રોહી હિંદુ યુવકે તેમને ગોળીથી ઠાર કરી દેશની ઉન્નતિનાં અનેક કામોમાં બાધા ઉભી કરી છે તેમાં હરિજન ઉદ્ધારના કાર્યને પણ મોટો ફટકો પડયો છે. તેમણે આદરેલાં અધૂરાં રહેલ કાર્યોને પૂરાં કરવા દેશજનો અને દેશ આગેવાનોને પરમ દયાળુ પરમાત્મા સદ્બુદ્ધિ અને શક્તિ અર્પે એજ પ્રાર્થના છે.

મૂળદાસ ભૂદરદાસ વૈશ્ય

## સફર સહસા

અહો ગાંધી ! સાધી સફર સહસા આમ અકળી,
રચી આંધી, શાંતિપ્રિયજન, ન છાજે જ તમને !
ગયા-ના રોકાયા વચન ' જઉં છું ' એ ય વદવા
ઘડી તો પૃથ્વીનું પણ સ્થગિત હૈયું કરી ગયા !

તમારે ના વૈરી, પણ જગતનાં વેર સહુ, હા,
તમે બાંધી શત્રુવટ, પ્રણયની વેદી રચવા
ચહ્યું, વિશ્વે અદ્રિ સમ વિરચવા શાંતિસદન
મચ્યા એ સંગ્રામે કવચ ધરીને માત્ર પ્રભુનું.

ઢળ્યા એ સંગ્રામે ! પ્રભુ થકી જ આ ત્રાણ ઉતર્યું ?
તમોને વીંધી ગૈ સનન, કરુણા એ શું પ્રભુની ?
મનુષ્યે ઝંખેલાં પ્રણય-સતનો સિદ્ધિ-પથ આ
અસત્-હસ્તે થાવું સતત હત, એ અંતિમ પથ ?

હજી રોતી પૃથ્વી, પ્રગટ ધરતીનાં રુદન થા
હતા ગાંધી, એને ગત કરી, પ્રભો ! તેં રુદનને
વધાર્યાં. ક્યારે યે રુદન સ્મિતમાં ના પલટશે ?
કહે પૃથ્વી અર્થે પ્રગટ તવ આનંદ ન થશે ?

પૂર્ણથી પૂર્ણ એ તારા, સત્ય-આનંદનો ઘટ
અક્ષુણ્ણ્ય, ધરતી-તીરે, પ્રગટાવ મહા નટ !

(સંસ્કૃતિ) સુન્દરમ્

# યુગાવતાર મહાત્મા ગાંધીજીનું સ્મારક કેવું હોવું જોઇએ ?

મહાત્મા ગાંધીજીના સ્મારક માટે હાલ આખા દેશમા અનેક લોકો વિધવિધ પ્રકારની કલ્પનાઓ કરે છે કોઇ તેમના ધાતુઓના અને પાષાણના બાવલા ઊભા કરવા કહે છે, કોઇ ગામો, રસ્તાઓ અને અનેક પ્રકારની સસ્થાઓને ગાધીજીનુ નામ આપવા કહે છે, કોઈ ગાધીજીનો શક ચાલુ કરવાનુ કહે છે, કોઇ ગાધીજીની છબીવાળી ટપાલની ટિકિટો કાઢવાનુ કહે છે, કોઇ ગાધી સેવાદળો સ્થાપે છે અને એવી અસખ્ય કલ્પનાઓ કરે છે વધામા એક સર્વોદય સસ્થા સ્થાપવાનુ નક્કી કર્યુ છે, કેટલાક ધનાઢ્ય માણસોએ લાખો રૂપિયાની રકમો હરિજન ઉદ્ધાર માટે, ઇસ્પિતાલો સ્થાપવા માટે, રેંટિયા અગર ખાદીપ્રવૃત્તિ માટે આપી છે પરતુ આ બધી કલ્પનાઓમા ગાધીજીનુ નામ અને તેમની સ્મૃતિ કાયમ રાખવાનોજ પ્રધાન હેતુ જણાય છે

૨ ગાધીજીનુ નામ અને સ્મૃતિ તો તેમના જીવનકાર્ય અને સમગ્ર જગતમા પ્રસિદ્ધ થયેલા તેમના ઉપદેશોથી અનેક યુગો સુધી કાયમ રહેશેજ તેમનુ નામ કાયમ રાખવા માટે ઉપર પ્રમાણે પ્રવૃત્તિઓ કરવાની કશી જરૂર નથી અને તો તે બધી પ્રવૃત્તિઓ કેવળ ઘેલછા જેવી લાગે છે

૩ અતિ દુ:ખની વાત છે કે બધા મોટામા મોટા અને નાનામા નાના રાજપુરુષો, દેશભક્તો અને પ્રજાસેવકો ગાધીજીના આદર્શ પ્રમાણેની સમાજરચના કરવાની વાતો કરે છે, પરતુ જે રાજતત્ર રચાય છે તે તો પશ્ચિમના જડવાદની આંધળી નકલજ થાય છે, અને જે તત્રોના પરિણામે જગતમા રાક્ષસી હિસા ફાટી નીકળી, લાખો કરોડો માણસોની બેફામ પશુઓ અને પક્ષીઓ માફક કતલ કરવામા આવી, મનુષ્યત્વનો લોપ થઇ ગયો અને માણસ ઘાતકીમા ઘાતકી અને ક્રૂરમા ક્રૂર પશુથી પણ નીચે ઉતરી ગયો, તેજ પ્રકારનુ તત્ર આપણા દેશમા રચવામા આવે છે તેવીજ પ્રવૃત્તિઓ કરવામા આવે છે અને છતા એ અતિ કરુણ વાત છે કે આ બધી રચના અને પ્રવૃત્તિઓનો ગાધીજીના આદર્શ પ્રમાણેની સમાજરચના કરવાનો હેતુ છે તેવો ક્ષણે ક્ષણે ઢોલ પીટી પોકાર કરવામા આવે છે

૪ ગાંધીજીનો સમાજજીવનનો આદર્શ તો એ હતો કે તે જીવન સત્ય અને અહિંસા ઉપર રચાવું જોઇએ, અને દરેક મનુષ્યે બની શકે તેટલું ત્યાગી અને ધર્મપરાયણ જીવન જીવવું જોઇએ. હાલ તો આખા જગતમાંની દરેકે દરેક પ્રજા લક્ષ્મી અને અધિકાર સૌથી વિશેષ પ્રાપ્ત કરવા માટે ગાંડી થઇ રાત્રિ દિવસ તનતોડ પ્રવૃત્તિ કરે છે અને જીવનનું ધોરણ ઊંચામાં ઊંચું બનાવવા અનેક પ્રકારની ખાદ્ય વસ્તુઓ, વસ્ત્રો અને આશ્રયો ઉત્પન્ન કરવા માટે અનેક પ્રકારનાં રાક્ષસી કારખાનાં ઊભાં કરે છે અને એક બીજા સાથે એવી કાતિલ હરીફાઈ કરે છે કે જેમાંથી ખૂનખાર લડાઇ થયા સિવાય બીજું પરિણામ આવી શકેજ નહિ. એક બાજુ આવી રીતે ભયંકરમાં ભયંકર વિગ્રહ થાય તેવી પ્રવૃત્તિઓ કરવી અને સાથે સાથે આખા જગતમાં કાયમી શાંતિ સ્થાપવાની યુ. નો. જેવી સંસ્થાઓ ઊભી કરવી એ ખરેખર વિચિત્રમાં વિચિત્ર ઘટના છે.

૫ ગાંધીજીએ સત્ય અને અહિંસા ઉપર રચાયેલું સાદું અને ધાર્મિક જીવન જીવવાનો ઉપદેશ કર્યો છે અને મનુષ્ય એવું જીવન જીવી શકે તેવી સમાજરચના કરવા આખી જિંદગી રાત્રિ દિવસ મથ્યા છે, અને તેમણે ગાઇ પોકારી જગતને ચેતવણી આપી છે કે જ્યાં સુધી તેમણે ઉપદેશેલી જીવનપદ્ધતિ સ્થપાશે નહિ અને હાલની પદ્ધતિ ચાલુ રહેશે ત્યા સુધી જગતમાં કદી પણ શાંતિ સ્થપાશે નહિ અને મનુષ્ય મનુષ્યની કતલ કરતો રહેશે.

૬ ગાંધીજીના આદર્શ પ્રમાણે સત્ય અને અહિંસાના પાયા ઉપર સમાજરચના કરવી હોય તો સાદામાં સાદા જીવનની પદ્ધતિ અપનાવવી જોઇએ. એટલે ઓછામાં ઓછી જીવનની જરૂરિયાતો મુકરર કરી તે સિવાયની બધી વસ્તુઓનો ત્યાગ કરવો જોઇએ. કારણકે જેમ જેમ ખોટી રીતે અગર ભૂલભરેલી રીતે માની લીધેલી જરૂરિયાતો મનુષ્ય વધારતો જાય છે તેમ તેમ તેની ભૂખ વધતીજ જાય છે અને કદી પણ તૃપ્તિ થતી નથી. જેમ જેમ જરૂરિયાતો વધતી જાય છે તેમ તેમ તેમાં અનેક દોષો અને પ્રવૃત્તિ પણ વધતીજ જાય છે અને છેવટે તેમાંથી ઘર્ષણ અનિવાર્ય બને છે.

૭ મનુષ્યજીવનની મુખ્ય ત્રણ જરૂરિયાતો છે, તે સૌ કોઇ સ્વીકારે છે. તે ત્રણ જરૂરિયાતો, અન્ન, વસ્ત્ર અને આશ્રય છે ( Food. clothing and shelter ): આ ત્રણ જરૂરિયાતોની મનુષ્યના કલ્પના એટલી બધી વધી ગયેલી છે કે તેની કોઇ મર્યાદાજ નથી. દાખલા તરીકે ખોરાકમાં

સ્વાદને પ્રધાનપદ આપવામા આવે છે, તેથી હજારો અને લાખો જાતની સ્વાદિષ્ટ વાનીઓ બનાવવા પાછળ રાક્ષસી પ્રવૃત્તિઓ ચાલે છે. તે બધી વસ્તુઓ ઉત્પન્ન કરવા માટે અનેક પ્રકારના યંત્રો ઊભા કરવામા આવે છે તે યંત્રોમા જોઇતી વસ્તુઓ તૈયાર કરવા માટે બીજા યંત્રો ઉત્પન્ન કરવામા આવે છે અને તે પ્રમાણે એક પછી એક રાક્ષસી યંત્રો ઊભા થતાજ જાય છે તે વસ્તુઓને એક જગાએથી બીજી જગ્યાએ લઈ જવા માટે વિધવિધ પ્રકારના વાહનો જેવા કે રેલવે, આગબોટો, હવાઇ વિમાનો, મોટર વાહનો અને અન્ય પ્રકારના અસંખ્ય વાહનો બનાવવામા આવે છે આ બધુ કરવામા અનેક પ્રકારના વર્ગો ઊભા થાય છે જેવા કે મૂડી વાદીઓ અને મજૂરો અને તેમાથી વર્ગવિગ્રહ ઉત્પન્ન થયા વગર રહેતો નથી તેજ પ્રમાણે અનેક પ્રકારના વસ્ત્રો ઉત્પન્ન કરવામા પણ થાય છે, અને આશ્રયસ્થાનો માટે પણ તેમજ બને છે બુદ્ધિપૂર્વક વિચારતા જણાય છે કે માનવજાતની તમામ પ્રવૃત્તિઓ આ ત્રણ વસ્તુઓના ઉત્પાદન અને ઉપયોગ માટેજ રાત્રિદિવસ સતત ચાલ્યાજ કરે છે, અને તેમાથી મનુષ્ય મનુષ્ય અને પ્રજા પ્રજા વચ્ચે ભયંકરમા ભયંકર રાગદ્વેષ ઉત્પન્ન થાય છે અને તેમાથી વિગ્રહ અને કરપીણમા કરપીણ લડાઇઓ અને લાખો કરોડો માણસોની કતલ અને મિલકતનો વિનાશ થાય છે આ પ્રમાણે મનુષ્ય વસ્તુઓ ઉત્પન્ન કરે છે અને તેનો નાશ કરે છે અને તે વિષયક સતત ચાલ્યાજ કરે છે

૮ સને ૧૯૦૪ ના અરસામા મહાત્માજી દક્ષિણ આફ્રિકામા હતા તે વખતે તેઓશ્રીએ એક "હિન્દ સ્વરાજ્ય" નામની પુસ્તિકા લખી હતી તેમા તેમણે લખ્યુ છે કે ઇશ્વરે મનુષ્યને હાથ અને પગ આપેલા છે તે ચલાવવા માટે આપેલા છે અને તે ચલાવી દરેક મનુષ્યે તેની જરૂરિયાત ઉત્પન્ન કરવી જોઇએ, અને યંત્રો નાબૂદ કરવા જોઇએ અગર ઓછામા ઓછા કરી નાખવા જોઇએ એટલે સાદામા સાદા યંત્રોની મદદ વગર જરૂરિયાતો થઇજ ન શકે તો તેટલાજ યંત્રોના ઉપયોગ કરવો જોઇએ

૯ હવે પ્રથમ આપણે મનુષ્યજીવનની જે ત્રણ જરૂરિયાતો ઉપર વર્ણવેલી છે તેનો વિચાર કરીએ પ્રથમની જરૂરિયાત અન્ન છે દરેક માણસને તેના શરીરને તંદુરસ્ત રાખી પોષણ આપવા માટે પૂરતા જીવન તત્વો (Vitamins) અને વજન (calloiies) મળી શકે તેટલુ અન્ન જોઇએ સ્વાદ એ જરૂરિયાત નથી પણ શોખ છે તે બિનકુલ ઓછો

કરવો જોઇએ. રેશન માટે દરેક પુખ્ત વયના માણસ માટે દર વરસે સરેરાશ નવ દેશી મણ અનાજ પૂરતું છે તેમ બારીકમાં બારીક તપાસ કરી ઠરાવવામાં આવ્યું છે અને બાજરી, જુવાર, ઘઉં, ચોખા અને કઠોળમાંથી પૂરાં જીવનતત્વો મળી રહે છે. આ સિવાય નિમક અને જરૂર પૂરતા મસાલા જેવા કે હળદર મરચાં, ધાણા, જીરૂ, ગળપણ જે વાત, પિત્ત અને કફનું બરાબર નિયમન કરે છે તે પૂરતા પ્રમાણમાં જોઇએ. અને તે ઉપરાંત ચરબી માટે ઘી, તેલ, દૂધ અને દૂધના પદાર્થો જોઇએ. આટલી જરૂરિયાતો માણસ તેના હાથ પગ ચલાવી ઉત્પન્ન કરી શકે.

૧૦ વસ્ત્રો આપણા દેશમાં ફક્ત રૂમાંથી ઉત્પન્ન કરેલાં હોય તો ત્રણે ઋતુમાં શરીરનું રક્ષણ કરવા માટે પૂરતાં છે. કોઈ પણ પ્રકારના અન્ય પદાર્થમાંથી બનાવેલાં વસ્ત્રોની આપણા દેશના લોકોને જરૂર પડતી નથી. જે વિભાગમાં અત્યંત ઠંડી પડે છે ત્યાં કદાચ થોડા ઉનના વસ્ત્રોની જરૂર પડે. દરેક માણસ સ્ત્રી અને પુરુષ જો નિયમસર બે કલાક કાંતે તો તેની જરૂરિયાત પૂરતાં વસ્ત્રો તે સૂતરમાંથી બનાવી શકે.

૧૧ આશ્રય સાદા સ્વચ્છ અને સગવડવાળાં માટીમાંથી બનાવી શકાય, અને કદાચ થોડા પથ્થર કે ઈંટોની જરૂર પડે. છાપરા માટે સાદી વળીઓ, વાંસ અને દેશી નળિયાં પૂરતાં થઇ પડે અને બારી બારણાં પણ સાદા લાકડાનાં થઇ શકે. આવાં માટીનાં પૂરતાં હવા ઉજાશવાળાં મકાનોમાં ત્રણે ઋતુમાં પૂરતી ઠંડી અને ગરમી રહે છે.

૧૨ આ ત્રણે જરૂરિયાતો મનુષ્ય પોતાના હાથ પગ ચલાવી તૈયાર કરી શકે. આ સિવાયની જેટલી વધારાની વસ્તુઓ ઉત્પન્ન કરવા પાછળ જે રાક્ષસી પ્રવૃત્તિઓ મનુષ્ય કરે છે, અનેક અને અસંખ્ય વસ્તુઓનો સંગ્રહ કરે છે, તેમાંથીજ તમામ પ્રકારનાં પાપ, અધર્મ, અનીતિ, છળ, પ્રપંચ, ચોરી, લુંટ અને અનેક પ્રકારના દોષો ઉત્પન્ન થાય છે અને આખું જીવન અસત્ય અને હિંસામય થઇ જાય છે.

૧૩ તેથી ગાંધીજીની કલ્પનાની સમાજરચના કરવા માટે એક પ્રયાસ નમૂનારૂપ નાના સમાજની રચના તેઓશ્રીના સ્મારક તરીકે કરી તેની ભેટ જગતને આપવી જોઇએ અને જગતને કહેવું જોઇએ કે તે પ્રમાણે આખા જગતના સમાજની રચના કરવામાં આવશે તોજ મનુષ્ય ખરેખર મનુષ્ય થઇ શકશે અને જગતમાં કાયમની સાચી શાંતિ સ્થાપી શકાશે.

ગાંધીજીની કલ્પનાના સમાજમાં પોલીસ, રક્ષકની જરૂર નહિ પડે, ન્યાય તંત્રની જરૂર નહિ પડે, કાયદા કરવાની જરૂર નહિ પડે, ધારાસભાઓ નહિ હોય, લશ્કરની જરૂર નહિ હોય, મોટી ઇસ્પિતાલો નહિ હોય, કારણકે રોગ ઘણા ઓછા થઇ જશે અને દરેક મનુષ્ય સ્વસંતોષથી રહી આદર્શ, સાદુ અને ધાર્મિક જીવન જીવતો હશે

આ પ્રમાણેની પ્રત્યક્ષ નમૂના તરીકેની એક સમાજરચના નીચે પ્રમાણે થઇ શકે.

## સમાજ રચનાની રૂપરેખા

૧૪ મારા નમ્ર મતે સૌરાષ્ટ્રનું એક નવું રાજ્ય હમણાંજ સ્થપાયું છે તે રાજ્યના પ્રધાનો આવું સ્મારક રચવામાં આગેવાની લઇ શકે તેમને માટે આ એક સુંદરમાં સુંદર તક છે સરદાર વલ્લભભાઇ પટેલે એકમનું ઉદ્‌ઘાટન કરતી વખતે એવી ઇચ્છા વ્યક્ત કરી છે કે સૌરાષ્ટ્રનું એક એવું તંત્ર રચો કે જે ગાંધીજીના આદર્શ પ્રમાણેનું હોય અને જેની આપણા દેશનેજ નહિ પણ આખા જગતને ભેટ આપી શકાય આખા સૌરાષ્ટ્રનું તંત્ર તો હાલ જે પ્રમાણે રચાય છે તે બીજા તંત્રોની આંધળી નકલ છે તે તંત્રથી તો ગાંધીજીના આદર્શો સફળ થવાને બદલે તેનો વિનાશજ થશે એવો ભય લાગે છે પરંતુ સૌરાષ્ટ્રના પ્રધાનો ગાંધીજીના સ્મારક તરીકે એક એવું ગામ વસાવી શકે કે જેમાં તે આદર્શો પ્રમાણેનું સમાજજીવન રચાય તેવા ગામની મારી કલ્પના નીચે પ્રમાણે છે

(૧) સૌરાષ્ટ્રમાં એક ૧૦૦૦ માણસની વસ્તીવાળું ગામ વસાવવું

(૨) તે ગામ માટે સારા હવાપાણી હોય તેવું સ્થળ પસંદ કરવું

(૩) તે સ્થળ ઉપર એક તદ્દન નવું પાયામાંથી ગામ બાંધવું

(૪) તે ગામમાં ૧૦૦૦ માણસો વસાવવા અને તેમને જીવનની જરૂરિયાતની વસ્તુઓ એટલે અન્ન અને વસ્ત્રો પેદા કરી શકાય તેટલી જમીન તે ગામ માટે રાખવી

(૫) ૧૦૦૦ માણસો પૈકી જમીન ખેડી શકે તેટલા ખેડૂત કુટુંબો, તેમને જોઇએ તેટલા મજૂરો, કારીગરો અને વણકરો અને અન્ય વર્ગના માણસોની સંખ્યા મુકરર કરી તેટલા માણસો તે પ્રમાણે વસાવવા

(૬) ગામમાં જરૂર જેટલા સાદા માટીના પૂરતી સગવડવાળા, હવા, ઉજાસ વાળા મકાનો જેની સાથે ઢોર એટલે બળદ, ગાય, ભેંસ બાંધવા

# અંજલિ

થોડા દિવસ પુર સ્વ. પ્રાતઃ સ્મરણીય મહાત્મા ગાંધીજીને અંજલિ આપવા અત્રેના P. E. N. કેન્દ્ર તરફથી જાહેર સભા ભરવામાં આવી હતી. P. E. N. ની સંસ્થા આખી દુનિયાના સાહિત્યમાં રસ લે છે અને હિંદુસ્તાનનું કેન્દ્ર હિંદુસ્તાનમાં પ્રચલિત ભાષાઓના સાહિત્યમાં રસ લે છે. એ સભાના ચાલકોએ પૂજ્ય મહાત્માજીએ ગૂર્જરાતી સાહિત્યના ઉત્કર્ષમાં જે ફાળો આપેલો તે ફાળા સંબંધી ઉહાપોહ કરવાની મતલબથી સભા બોલાવેલી.

ખરી વાત એ છે કે મહાત્માજીની રાજકીય તથા સામાજિક પ્રવૃત્તિઓ એટલી મોટી સંખ્યામાં હતી કે જેથી આપણા પ્રાંતીય સાહિત્યની જે ભારે ને કીમતી સેવા પોતે કરી ગયા છે, તેના સંબંધમાં ઘણું જ થોડું લખાયું છે. લગભગ અવગણના થઇ છે એમ કહીએ તો ખોટું નથી. તે પ્રવૃત્તિઓએ આ પ્રવૃત્તિને ઢાંકી દીધી.

ગાંધીજીનું સાહિત્ય સંબંધી ધ્યેય એ હતું કે કલા અને સાહિત્ય સંબંધી લેખ એવા હોવા જોઇએ કે જે સાધારણ માણસને–સાધારણ કોટિની જનતાને–સ્પર્શી શકે. એમણે સ્વ નરસિંહરાવ દીવેટિયા અને સ્વ. નાનાલાલ કવિ જેવા પ્રખર વિદ્વાનોને કહેલું કે કાવ્ય રચો યા લેખ લખો તો એવા લખો કે જે ગામડાનો ખેડૂત યા કોસિયો–કોસ હાંકનાર–સમજી શકે અને પોતે એજ ધોરણને અનુસરીને લખતા. પોતે પદ્ય લખ્યાં નથી, વાર્તાઓ યા નવલિકા લખી નથી. રાજકીય, સામાજિક અને ધાર્મિક વિષયો પર સેંકડો, બલકે હજારો લેખ લખ્યા છે. તત્વજ્ઞાન જેવો કઠણ વિષય ચર્ચ્યો છે, ઉપનિષદો અને ગીતાનાં રહસ્યો પ્રતિપાદન કર્યાં છે. છતાં ભાષા, સાદી, સરળ, થોડું શીખેલી જનતા પણ સમજી શકે એવી વાપરી છે. નથી તેમાં શબ્દોનો આડંબર કે નથી સંસ્કૃત શબ્દોનો ખીચડો. એમના લેખની સાદી, સરળ, આડંબરરહિત, ઘરગથ્થુ શબ્દોથી ભરેલી શૈલી વિચારતાં, આપણા જૂના કવિઓની ભાષા ને શૈલી યાદ આવે છે. એ શૈલીમાંથી મહાત્માજીએ પ્રેરણા મેળવેલી એમ સમજીએ તો ખોટું નથી. નરસિંહ મહેતા, પ્રેમાનંદ કે દયારામ, એમનાં કાવ્યો વાંચો. એમણે

તત્વજ્ઞાન, ભક્તિ, શૃંગાર, જેવા અટપટા વિષયો કેવી સરળ છતાં સુંદર ને સહેલી ભાષામાં આલેખ્યા છે ! ગાંધીજીનું ધ્યેય પણ ગૂજરાતી સાહિત્ય માટે એજ પ્રકારનું હતું. ગાંધીજીને ખાસ પ્રિય ભજન, "વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે" એમાં તત્વજ્ઞાન, નીતિ, અને ધર્મ એવા એકે એક અંગનો તલસ્પર્શ કરવામાં આવ્યો છે. ગાંધીજી ચોખલિયા નહોતા. એમને આડંબર ગમતો નહોતો. સંસ્કૃતમય ભાષાથી તેઓ કંટાળતા હતા.

ગાંધીજીનાં અસંખ્ય લખાણોની ધાટીએ આપણા સાહિત્યમાં એક નવો જ ચીલો પાડયો છે. એક નવીન જ માર્ગદર્શન કરાવ્યું છે. અને તે એવી મજબૂત રીતે કરાવ્યું છે, કે, એમના જમાનાને "ગાંધીયુગ" એવું નામ આપવામાં આવ્યું છે. નર્મદ–દલપત યુગ આથમ્યો, પછી આવ્યો ગોવર્ધનયુગ; તે પણ આથમ્યો, અને પછી ઉગ્યો "ગાંધીયુગ" કે જે હજુ ચાલે છે.

મહાત્માજીની સાહિત્યરૂપી મિલકતના વારસો પણ સ્વાભાવિક રીતે એમના સહવાસમાં રહી હસ્તીમાં આવતા ગયા. સ્વ. મહાદેવભાઇ દેસાઇ તેમાંના એક છે. બીજા કાકા કાલેલકર, ત્રીજા નરહરિભાઈ પરીખ અને તે સિવાય બીજા ઘણાઓએ ગાંધીજીના ધ્યેયને અપનાવી ગૂજરાતી સાહિત્યમા પડેલી એ નવી ભાતને આકર્ષક રીતે બહાર આણી છે.

ગાંધીજીએ આપેલી એ સમૃદ્ધિને માટે ગૂજરાતી સાહિત્ય હંમેશ એમનું ઋણી રહેશે.

અમદાવાદમાં મળેલા ગૂજરાતી સાહિત્ય સંમેલન (સને ૧૯૩૬)ના પ્રમુખપદેથી એ સંબંધી પોતે પોતાનું હૃદય જે ઠાલવ્યું છે, તે ગૂજરાતી સાહિત્યના એક અનુપમ પ્રતિપાદન તરીકે ઉંચું સ્થાન લે છે ને લેશે.

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# એક અંજલિ

સામાન્ય રીતે આપણે એમ માનીએ છીએ કે લોકો ઘણી વાર ખોટું માની બેસે છે. પણ બીજી તરફ એ પણ સાચું છે કે લોકો જેના તરફ લાંબો વખત જુએ છે તેને વિષે તે સાચો અભિપ્રાય બાંધે છે. આપણા ઘણા ખરા લોકનેતા સંબંધી લોકોએ જે બિરુદો નક્કી કરેલાં છે તે સાચાં અને સર્વમાન્ય થયાં છે. લોકમાન્ય ટિળક, દેશબંધુ દાસ, દીનબંધુ ઍંડ્રુસ, સરદાર વલ્લભભાઇ એમ અનેક દાખલા આપી શકાય. પૂજ્ય ગાંધીજી વિષે લોકજીભે એવા બે શબ્દો રૂઢ થયા છે. મહાત્મા ગાંધી અને બાપુ. આ બન્ને શબ્દો સાચા છે.

આ બન્ને શબ્દો એક દૃષ્ટિએ એક બીજાના વિરોધી છે. મહાત્માની મહત્તાનો ભય લાગે, તેને માટે આદર થાય, પણ તેનો તાપ સહન ન કરી શકાય. તેની પાસેથી આશીર્વાદ લઇને કંઇક મેળવી લેવાય, તેમની સેવા થાય, પણ તેથી વિશેષ નહિ. પણ મહાત્માજી એ પ્રકારના મહાત્મા નથી. એ સાથે સાથે બાપુ પણ હતા. દરેક માણસને એ પોતાના પિતા જેવા લાગતા તેમની આગળ જતાં કોઇને સંકોચ ન થતો. અને તે મહાન હતા પણ તેમના પ્રભાવથી બીજાને દબાવી દે એવા મહાન નહોતા. બીજાને આંજી દે એવું એમનું તેજ નહોતું. એમનું તેજ સૌમ્ય હતું. તેમની પાસે બે ઘડી જઇને બેસી આવનાર પણ પોતે સાધારણ રીતે હોય તે કરતાં કંઇકેય મોટો થઇને પાછો ફરતો. એ બીજાને પણ મહાન કરે એવી જાતના મહાત્માજી હતા. એમની વાતચીતમાં એમનો શબ્દેશબ્દ સાચો છે એવીજ પ્રતીતિ થાય, અને તેમની પાસેથી ઊઠી દૂર જતાં માણસને સ્વાભાવિક રીતે પ્રશ્ન થાય કે તે કહે છે તેમાં શું ખોટું છે? શા માટે આપણે એમ નથી કરતા. ? એમના સ્મરણ સાથે ઊંડું આત્મનિરીક્ષણ ન થાય એવા કોઈક જ હશે. એમની સમક્ષ તો હું માનું છું કે કોઇને જૂઠું બોલવાની હિંમત ન જ ચાલે, પણ કલ્પનાસાન્નિધ્યમાં પણ માણસ જૂઠું વિચારી ન શકે, પોતાને પણ ન છેતરી શકે એમ હું માનું છું.

એમની શક્તિ અદ્‌ભુત હતી. તેમ છતાં દરેક માણસ કબૂલ કરશે કે એમણે બતાવેલો સત્ય અને અહિંસાનો માર્ગ એવો નથી કે ગમે તેવો

# પોથીમાંનાં રીંગણાં

જે દેશ હિંદુસ્તાન અથવા ઇન્ડિયાના નામે સેંકડો વર્ષોથી પ્રસિદ્ધ હતો તેના બે ભાગ પડ્યા. એક કહેવાય છે હિંદી સંઘ અને બીજો પાકિસ્તાન. દરેક હિંદીના હૃદયમાં એવી અભિલાષા હોવી જોઇએ (અને વખતે તેવી અભિલાષા હશે પણ ખરી) કે આપણી આખી પ્રજા સંપીલી, શાંતિપ્રિય, ન્યાયપ્રેમી, કેળવાયલી અને સંસ્કારી, આર્થિક સમૃદ્ધિવાળી અને કલાપ્રિય બની જાય.

અને આજે ખરી વસ્તુસ્થિતિ છે કેવી? આપણા દેશમાં ભયંકર નિરક્ષરતા તથા અજ્ઞાન છે. અજ્ઞાનને લીધે વહેમ છે, અજ્ઞાનને લીધે દયાજનક ગરીબી છે. સાથે સાથે બેકારી અને આળસ છે. પ્રજામાં અનેક અટકાવી શકાય તેવા રોગો ફેલાઈ રહ્યા છે અને દર વર્ષે લાખો સ્ત્રી પુરુષો તથા છોકરાંઓને યમશરણ કરે છે.

આ બધું અટકાવશે કોણ?

આજે હિંદી સરકારને કરોડો રૂપિયા કાશ્મીરના યુદ્ધમાં ખર્ચવા પડે છે, કરોડો રૂપિયા પશ્ચિમ પંજાબ, સિંધ અને પૂર્વ બંગાળમાંથી દુઃખી પાયમાલ થઈ આવેલા નિર્વાસિતોને રક્ષણ આપવામાં ખર્ચવા પડે છે. કરોડો રૂપિયા હૈદરાબાદના પ્રશ્નનું સમાધાન કરવા પાછળ વાપરવા પડે છે.

સરકાર એમના ધર્મનું પાલન કરશે, પણ જેવી રીતે આપણે પોતાની શક્તિ એકઠી કરીને પરદેશી અંગ્રેજોને કાઢ્યા તેવી રીતે જ પણ તેના કરતાં વધારે જોશ અને વધારે આત્મભોગ આપીને ગાંધીજીએ બતાવેલો રચનાત્મક કાર્યનો માર્ગ અપનાવી લઇશું ત્યારે જ આપણી હિંદી પ્રજા શરીરે સુદૃઢ, ભણેલી, સંસ્કારી, અને સુખી બનશે. પણ આ ચીજ કોણ માનવા તૈયાર છે?

ડૉ. સુમન્ત મહેતા

# વર્ધાયાત્રા

ઈ. સ. ૧૯૪૨ પછી જ્યારે સર્વત્ર નિરાશા વ્યાપી હતી અને સ્વરાજ્યનું શું થશે એ વિષે ચિંતા થતી હતી ત્યારે મેં મહાત્માજીને શ્રી. રવિશંકર મહારાજ જોડે એક પત્ર મોકલાવ્યો. રવિશંકર મહારાજ તે વખતે વર્ધા જતા હતા. અને મહાત્માજી જે થોડા ઘણા સાથીઓ જેલોમાંથી છૂટયા હતા તેને મળવા આતુર રહેતા હતા. રવિશંકર મહારાજને એમણે ફરી વાર જેલમાં નહિ જવા આજ્ઞા કરી હતી અને ભવિષ્યના કાર્યક્રમ અંગે એમને વર્ધા બોલાવ્યા હતા.

કાગળમાં મેં લખ્યું કે આજ્ઞા હોય તો હું પણ વર્ધા આવી જાઉં કારણ કે મારી દશા પણ ભક્ત તુળસીદાસ જેવીજ થઇ છે અને 'અંખિયાં હરિદર્શનકી પ્યારી' એવી લાગણી મારા અંતઃકરણને પણ આપનાં દર્શન માટે રહ્યા કરે છે. તરતજ મહાત્માજીનો જવાબ આવ્યો કે જરૂર વર્ધા આવી જાઓ અને વધારેમાં વધારે રહેવાની તૈયારી કરીને આવજો. હું આ રીતે પહેલીજ વાર વર્ધા ગયો હતો અને સાથે મારી પત્ની તથા એક બે બાળકોને પણ લેતો ગયો હતો.

સાબરમતીનો એમણે ત્યાગ કર્યો ત્યાર પછી મારૂં મંદિર સૂનું થઈ ગયું હતું અને યાત્રા સુકાઇ ગઇ હતી. વર્ધામાં એ યાત્રા સજીવન થવાની આશાએ અમે ગયાં હતાં અને બહુજ સુખ મેળવીને પાછાં આવ્યાં. મહાત્માજીના પ્રેમનો જેણે અનુભવ કર્યો છે એ જાણે છે કે એ તો પ્રેમના સાગર હતા; અને અમે બધાંએ એમના પ્રેમથી ત્યાં ત્યાં સુધી નહાયાંજ કર્યું. એમની પ્રાતઃકાળની પાવનકારી પ્રાર્થનાઓ અને મધુર સંગીત હું કદી ભૂલીશ નહિ. રાત્રિની પ્રાર્થનાઓ પણ તારાઓના પ્રકાશ નીચે બહુજ પ્રેરક થતી હતી અને અમે બધાંએ પેટ ભરીને ભોગવી.

પહેલી આજ્ઞા મહાત્માજીએ મને બધો આશ્રમ જોઇ જવાની કરી અને આરોગ્યની દૃષ્ટિએ જે કંઈ સૂચનાઓ કરવા યોગ્ય હોય તે કરવા કહ્યું. સાંજ સુધીમાં હું બધું ખૂણે ખૂણે ફરીને જોઇ આવ્યો. ડૉ. સુશીલા નાયર જે દવાખાનું ચલાવતાં હતાં તે પણ જોયું. સેવાગ્રામ પણ જોઇ

આવ્યો નવાં પાયખાનાં સાથે સૅપ્ટિક ટેંકની રચના હતી. કૂવા પાસે બહુજ સંતોષકારક રીતે ટાંકી અને નળ વગેરે ગોઠવાયાં હતાં અને કોસ ખેંચનાર હરિજનભાઈ સ્વચ્છ વસ્ત્ર પહેરીને કોસ હાંકતા હતા અને આશ્રમના બધા નિયમો સમજતા હતા. આશ્રમની સ્વચ્છતા બેનમૂન હતી. રસોડા પાસે એઠવાડ નાખવાની પેટીઓ એવી બનાવી હતી કે પગથી દોરી દબાવીએ એટલે ઢાંકણું એની મેળે ઉઘડતું અને એઠવાડ નાખી દઈએ એટલે એની મેળે બંધ થતું. ઉકરડા પણ સુવ્યવસ્થિત રીતે ગોઠવાયા હતા અને જાજરૂની વ્યવસ્થા સ્વચ્છ હતી. માત્ર સૅપ્ટિક ટેંક વિષે મેં મહાત્માજીને કહ્યું કે એ પદ્ધતિ ખર્ચાળ બહુ હતી અને ગામડામાં ચાલી શકે એવું મને લાગ્યું નહિ. મહાત્માજી મારી સાથે સંમત થયા અને મને જણાવ્યું કે તે પોતે ક્યારનાયે તે પદ્ધતિ નાપસંદ કરી ચૂક્યા છે.

અમદાવાદ વિષે મેં પુષ્કળ વાતો કરી અને જણાવ્યું કે લોકોમાં જે જાતનું સ્વદેશાભિમાન છે, આપના માટે જે ભક્તિભાવ છે અને લડત દરમિયાન એમણે જે આત્મભોગ આપ્યો છે અને બહાદુરી બતાવી છે એ કોઈ રીતે કમ નથી. સ્વર્ગવાસી કિનારીવાળાનો મેં દાખલો આપ્યો અને એના માનમાં વિદ્યાર્થીવર્ગ જે મહિને મહિને પાલખી કાઢતો હતો અને જે સ્થળે એનું કરુણ મૃત્યુ થયું એ સ્થળે જઈને પાલખી ઉતારીને ફૂલો ચડાવવામાં આવતાં હતાં એ વાત પણ મેં એમને કહી. એવી એક પાલખી નીકળવાની હતી ત્યારે વિદ્યાર્થીઓએ નક્કી કર્યું હતું કે એ પાલખી ઊંચકનારા મરદ હોવા જોઈએ અને ગોળીબાર થાય તો પણ પાલખી મૂકીને નાશી જાય એવું ન બનવું જોઈએ. છોકરાઓ આવી પ્રતિજ્ઞાઓ કરીનેજ પાલખી ઊંચકતા હતા એ મેં મહાત્માજી કહ્યું.

એક ભાઈના માબાપ એ આવું જોખમ ખેડે તેની વિરુદ્ધ હતા. બાપ ડૉ. કાનુગાની પાસે ગયા. કારણ કે એમને સંબંધ સારો હતો. ડૉ. કાનુગાને વિનંતી કરી કે તમે એ છોકરાને સમજાવો. કાનુગાએ કહ્યું કે "મને માફ કરો. હું તો એ વીર યુવકની મારા અંતઃકરણથી પૂજા કરી રહ્યો છું. હું બાયલો છું. એ શૂરવીરને અટકાવનાર હું કોણ ? અને તમને પણ મારી વિનંતી છે કે તમે ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખો. જન્મવું અને મરવું એ આપણા હાથમાં નથી. ઇશ્વરની રક્ષા હશે તો એનું કંઈ થવાનું નથી. અને ઈશ્વરની ઇચ્છા હશે તો એ શહીદ ભલે થતો. તમે એને રોકો નહિ. કદી રોકશો અને રોકાય તેમ તો નથી છતાં રોકાશે તો કોઈ રોગથી

એ મરી જશે. મરણ નિર્માણ હશે તો કોઈ અટકાવી શકનાર નથી. માટે તમે ઘેર જાઓ અને એને આશીર્વાદ આપો. પ્રભુનો ઉપકાર માનો કે તમને આવો સ્વદેશભક્ત છોકરો આપ્યો છે. "

મહાત્માજીને મેં કહ્યું કે બીજે દિવસે એ છોકરો ગયો. એ માણેકલાલ જેઠાભાઇ લાયબ્રેરિયન ફીકુભાઇનો ભત્રીજો થાય. ફીકુભાઇ વિદ્યાપીઠના સ્નાતક છે અને એના ભાઇ તથા પિતા એ બધાં બારડોલી સત્યાગ્રહના વખતથી આપના સિદ્ધાંતથી રંગાઈ ગયેલાં છે. પાલખી લઇને ગયો પણ તે દિવસે પોલીસે કંઈ ગોળીબાર કર્યા નહિ. એ અને એના મિત્રો વિજય કરીને ઘેર આવ્યા.

પોળે પોળે આપની કુટીરો થાય છે. ભાષણો થાય છે. સરઘસો થાય છે અને સરકારના જોતાના કાયદાઓને કોઇએ માનતું નથી. અગ્નિની જ્વાળાની માફક અમદાવાદમાં પોળે પોળે સ્વદેશભક્તિ વ્યાપી ગઇ છે. ગૂજરાતમાં પણ મોટે ભાગે એમજ છે. હવે રાજકીય વિષયમાં ઝાઝા મતભેદ નથી. અને ઘેર ઘેર આઝાદીની વાતો થઇ રહી છે. અમદાવાદની પોળોમાં આરોગ્ય સમિતિઓ, અખાડા, લાયબ્રેરીઓ, પ્રૌઢ શિક્ષણના વર્ગ, કાંતણ વગેરે કેવાં ચાલી રહ્યાં છે તેનું મેં વર્ણન કર્યું અને મહાત્માજીની નિરાશા દૂર થઈ. એમની આંખમાં મેં અંધકારને દૂર કરતી પેલી ચમક જોઇ અને મોં ઉપર પેલું મુગ્ધ હાસ્ય ફરી વળ્યું. જાણે એ આપણને આશીર્વાદ આપતા લાગ્યા. આમ મેં એમની સાથે આઠ દિવસ ગાળ્યા. હું અને મારું આખું કુટુંબ ત્યાંથી નવી પ્રેરણા લઇને આવ્યાં અને મને સંતોષ થયો. જે દોઢડાહ્યા લોકોએ ગૂજરાતની નાલાયકી વિષે એમના કાન ભંભેર્યા હતા તે હું દૂર કરી શક્યો. પછીથી પણ મહાત્માજીનો એક કાગળ આવ્યો હતો. એમાં એમણે એમ લખ્યું હતું કે " તમારી પાસેથી અમદાવાદની અને ગૂજરાતની વાતો સાંભળી સંતોષ થયો છે. પણ બહુ કરે તેની પાસે હું બહુ આશા રાખું છું. તમે કોઇ જંપીને બેસશો નહિ. સ્વરાજ્ય આપણે જરૂર લેવું છે. "

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ

# સમાજમાં સત્યાગ્રહ

ભાવનગરમાં કાઠિયાવાડ રાજકીય પરિષદ ભરવાનું ઠર્યું તે પ્રસંગે ગાંધીજીએ હાજરી આપવાનું સ્વીકાર્યું. તેમના સાબરમતી આશ્રમની સ્થાપના પછી તેઓ પહેલીજ વાર કાઠિયાવાડમાં આવતા હોવાથી તેમનાં દર્શન અને સમાગમ માટે જનતા તલપી રહી હતી પરંતુ ગાંધીજીએ એક શરત મૂકી કે પરિષદમાં હરિજનો વિનાસંકોચ કે વિનારોકટોક હાજરી આપી શકે તોજ તેમાં ભાગ લેશે. પરિષદના કાર્યકર્તાઓ એ એનો સ્વીકાર કર્યો પણ સનાતન ધર્મના કહેવાતા ધુરંધરોમાં અને જ્ઞાતિઓના રક્ષકોના દળમાં મોટો ફફડાટ થયો કે આ રીતે સમાજ બધી ભેળાઈ જશે અને આજ સુધી તેમણે ગોઠવેલા મોરચા ધૂળમાં મળી જશે.

એ પહેલાં ઘણી વખત ભાવનગર યશોનાથ મહાદેવના ચોકમાં ગાંધીજીની હરિજન પ્રવૃત્તિ સામે વ્યાખ્યાનો અને ઠરાવો થયેલા અને તેને તોડી પાડનારાં મંડળો પણ થયેલાં. બીજી તરફ દક્ષિણામૂર્તિ જેવી સંસ્થા ગૂજરાત વિદ્યાપીઠ સાથે જોડાઇ હતી એટલે તેના સંસ્થાપક શ્રી. નથુરામ શર્માના મુખ્ય અનુયાયીઓ છૂટા પડેલા. કૉલેજના અને શહેરના વિદ્યાર્થીઓ ગાંધીજીનું સમર્થન કરતા ત્યારે શાસ્ત્રીઓ, પંડિતો અને નાત પટેલો જોરશોરથી ધર્મના નામે ઝઘડો વધારતા.

રેલ્વે લાઇન પર વીરમગામથી આગળના પ્રવાસમાં ઢેડ ભંગી સાથે પ્રવાસ કરી શકતા પણ કાઠિયાવાડની હદમાં દરેક ટ્રેઇનમાં ઢેડા માટેજ એવાં પાટિયાંવાળા ડબ્બા રહેતા. શહેરોમાં તેમને ઇસ્પિતાલો, બગીચો કે જાહેર જલસામાં સામાન્ય મનુષ્ય જેમ ફરવાનો કે ઊભા રહેવાનો અધિકાર નહોતો. એટલે ગાંધીજીની હરિજન ઉદ્ધારની પ્રવૃત્તિ માટે કાઠિયાવાડમાં ઉગ્ર રોષ અને વિરોધ હોય તે સ્વાભાવિક હતું.

આવાં કારણથી કાઠિયાવાડ પરિષદમાં હરિજનોને છૂટથી પ્રવેશ મળશે એ વાત સનાતની વર્ગે જાણી એટલે તેમણે એક જબરજસ્ત આંદોલન કરી ચારે તરફથી મજબૂત સામનો કરવાની તૈયારી કરી. તેની આગેવાની ચોરાશી બ્રાહ્મણોના પટેલિયાઓએ લીધી અને એક વાડીમાં સભા ભરી

જ્ઞાતિઓએ ઠરાવ કર્યો કે જે કોઇ જ્ઞાતિજન આ પરિષદમા હાજરી આપે તેને જ્ઞાતિબહાર જાહેર કરવો. આવી રીતે બીજી સનાતની કોમોએ પણ ઠરાવો કર્યા

'કુમાર'ના તંત્રી તરીકે આ પરિષદનુ આમંત્રણ મને અમદાવાદમા મળ્યુ હતુ. જાહેર વ્યક્તિ તરીકે આવા ઘણા આમંત્રણો આવતા એટલે આ વખતે ભાગે જવાનો વિચાર નહોતો પરંતુ ભાવનગરના મિત્રોએ ઉપરની હિલચાલની ખબર લખી જણાવી ત્યારે તો મનમાં રોષ થયો કે આજના સુશિક્ષિત જગતમા મનુષ્યના સામાન્ય હક્કો માટે પણ જે સમાજ હઠીલાઇ કરે છે તેની સામે અભિપ્રાય અને નિશ્ચય બતાવવો જ જોઇએ. એટલે પરિષદની સવારે જ ભાવનગર (મારૂ વતન હોઇ) મારે ઘેર પહોચ્યો.

પિતાશ્રી મને એકાએક આવેલો જોઇ ચકિત થઈ ગયા. તેમણે પહેલોજ પ્રશ્ન કર્યો કેમ એકાએક? 'પરિષદનુ નિમંત્રણ હતુ' એટલોજ જવાબ વાળ્યો પણ મને ખબર નહિ કે સનાતની સભાએ તેમને પણ મંત્રી લીધા હતા આવ્યા વિના ચાલે નહિ એવુ તારે શુ અટક્યુ હતુ? ખબર નથી? કે અહીં પરિષદમા હરિજનો ભળવાના છે અને જે કોઇ હાજરી આપે તેને બહિષ્કૃત કરવાનો ચોરાશી નાતનો ઠરાવ છે. વળી મે પણ તેમા હાજરી આપી હતી અને ઠરાવ પર સહી કરી છે એટલે મારી સ્થિતિ કેવી થશે?

આ વસ્તુ મારા જાણવામા આવી છે પણ એક જાહેર સેવક તરીકે હુ તેની સામે મારો વિરોધ દર્શાવવાનેજ હાજર થયો છુ. અને હુ પરિષદમા જવાનો છુ

તારાથી ત્યા નહિ જવાય હુ મનાઇ કરૂ છુ. તમારા અમદાવાદમા ગમે તેમ હશે પણ અહીં હુ એ નહિ ચાલવા દઉ

મારાં બેન નર્મદાબેન આ પ્રસંગમાં હાજરી આપવા ઇચ્છતા હતાં પણ મારી શી વલે થાય છે તેની તેઓ રાહ જોતા હતાં. આખરે મેં પૂ પિતાશ્રીને કહ્યુ કે 'આપની ધર્મભાવના હુ દૂભવવા માગતો નથી. હુ હમણાજ મારો બિસ્તરો સ્ટેશન પર પાછો મૂકી આવીશ અને પરિષદમાથી આજે સીધો અમદાવાદ જઇશ એટલે જ્ઞાતિજનો ભલે મને એકલાને બહાર મૂકી દે એ રીતે હુ આપની આજ્ઞા પાળીશ અને આપની ધર્મનિષ્ઠા સચવાશે

એમણે કહ્યું ' તું જઈશ તો હું આજે ઉપવાસ કરીશ.'

' ઉપવાસ તો મારે જ કરવાનો છે કારણ કે નહિ તો આ ઘર અભડાઈ જાય. એટલે હું જાઉં છું ' મેં કહ્યું.

દસ વાગ્યા હતા. મારાં બાએ હું આવ્યો એટલે મિષ્ટ રસોઈ તૈયાર કરી હતી એવામાં હું નીચે ગયો અને બિસ્તરો બાંધવા લાગ્યો તે એમણે જોયું એટલે બહુ દુઃખી થઈ ગયાં અને ઉપર જઈ પિતાશ્રીને સમજાવવા લાગ્યાં કે આ છોકરો ભૂખ્યો ને ભૂખ્યો જાય છે અને એ જરૂર ચાલ્યો જશે તમે એને સમજાવો. તેઓ નીચે આવ્યા. માતાએ રસ્તો કાઢ્યો કે હજુ તે પરિષદમાં ગયો નથી ત્યાં સુધી જ્ઞાતિનો ઠરાવ કેમ લાગે ? સાંજે ભલે તે જાય. પિતાશ્રીએ કહ્યું 'જમી લે.' મેં કહ્યું સાથે પાટલે બેસો તો જ જમું. આખરે પિતાનો જીવ. સવારે સાથે જમ્યા. અને તરત હું પરિષદ તરફ ગયો. સાથે મારાં બેન પણ આવ્યાં.

પરિષદ મંડપના દરવાજા પાસે જ્ઞાતિના જાસૂસો કોણ કોણ અંદર જાય છે તેની નોંધ કરતા હતા.

ગામના ખબરોમાં સાંભળ્યું કે કઈક સગાં સંબંધીઓમાં આ પ્રસંગે તકરારો અને મનદુઃખ થયાં હતાં. મારી જેમ બહારગામથી આવેલ એક યુવાનમિત્ર તેના સંબંધીની ખડકીમાં પેસવા ગયો કે તરત ગૃહપત્નીએ ખડકી બંધ કરી કહ્યું કે આ વખતે નાતનો ઠરાવ થયો છે માટે અમારે ત્યાં ઉતરશો નહિ. એ ભાઈને ધર્મશાળામાં રાત ગુજારવી પડી.

ગામના જ એક બે પ્રગતિમાન વિચારો ધરાવતા જુવાન મિત્રો દરવાજા આગળ મારી રાહ જોતા હતા કે હું અંદર જાઉં તો તેઓ અંદર જઈ શકે એટલી સ્થાનિક વડીલોની ધાક હતી. મારી ગેરહાજરીમાંય આવી રીતે તેઓ દંડાયા હોત તો હું તો તેમના જ પક્ષમાં રહેત. પણ મંડપની અંદર ગયા પછી જણાયું કે જ્ઞાતિ જનોના બખાળા નકામા ગયા હતા. બહારગામના પણ બ્રાહ્મણ જ્ઞાતિના એક બે અધિકારીઓ પણ અંદર દાખલ થયા હતા અને ગાંધીજીનું દર્શન અને વાણીનો પરિચય પામી કૃતાર્થ થયા હતા. ધર્મ અને આચારનો દંભ સેવનારા જડપ્રદીઓએ બિચારા કંઈક ઘેટા જેવા નરનારીઓને એ ભવ્ય પ્રસંગથી વંચિત રાખ્યાં. શક્તિ, સાધના કે તપ વિનાનો સમાજ શું પામે !.

રવિશંકર મહાશંકર રાવળ

# સ્વતંત્રતા તો આવી પણ હવે ?

એક સાચા સંતના તપોબળથી કહો કે પરિસ્થિતિના દબાણથી કહો પણ ભારતની પ્રજા સ્વતંત્ર થઈ. અંગ્રેજો ગયા, ભારતમાં નવા યુગના મંડાણ મંડાયા, ભારતે ઉત્સવ ઊજવ્યો. ભારત પ્રજાના હૃદયમાં—આનંદોર્મિનું એક પ્રબળ મોજું ઉછળ્યું ને સ્વતંત્ર બનવાનો સંતોષ માન્યો.

પણ સ્વતંત્રતાના સૂર્યોદયને થોડાક મહિનાઓ, થોડાક દિવસો ય નહિ થયા હોય ત્યાં સ્થળે સ્થળે કોમવાદના રમખાણો શરૂ થયા. શોણિતની સરિતાઓ વહેવા લાગી. સ્થળાંતરનો, ઇતિહાસે નહિ જોયેલો વિકટ પ્રશ્ન નવા પ્રધાનમંડળને હાથ ધરવો પડ્યો અનેક કુટુંબો પાયમાલ થયા, લાખો સ્ત્રીઓનાં અપહરણો થયા, કરોડો રૂપિયાની મિલકત પાયમાલ થઈ ને પંજાબ અને બંગાળ એક જીવતું નરક બની ગયા •

બીજી બાજુ વિદેશી રાજ્યઅમલમાં હતો તેવોજ જીવનનિર્વાહની વસ્તુઓનો ત્રાસ ચાલુ રહ્યો. અંકુશની નાગચૂડ વધુ વિકટ બની પ્રજાના ચોતરફના પુકારો હોવા છતાં, આંકડાના કોઠામાં અટવાઈ ગયેલા લોકપ્રિય પ્રધાનો, અભિમન્યુની વિહ્વળતા અનુભવવા લાગ્યા. શું કરવું ને ક્યાંથી બહાર નીકળવું, પ્રજાને કઈ રીતે રાહત આપવી તે તેમને ન સૂઝયું. આ પ્રધાનો પરદેશી ન હતા, આ પ્રધાનોને હૈયે પ્રજાહિત ન હતું તેમ પણ ન હતું પણ વિદેશી સરકારે પાથરેલી કારકૂનોની જાળ એવી વિકટ હતી, વિદેશી સરકારના સિંચેલા વિષ એવા કાતિલ હતા કે લોકોત્તર બુદ્ધિ—શાળી પ્રધાનોય મિથ્યાપ્રયત્ન બની દિગ્મૂઢતા અનુભવવા લાગ્યા અને જો પૂ. બાપુજી લોકોની વહારે ન ધાયા હોત તો આ વિષમ પરિસ્થિતિમાં કચડાતી પ્રજા વગર મોતે મરણ પામી હોત

ત્રીજી બાજુ સત્તા પર આવ્યા પછી એજ કૉંગ્રેસના કાર્યકરોમાં સ્મૃતિભ્રંશ થયો સ્વાતંત્ર્ય યુદ્ધના સમય દરમ્યાન તેઓ જોરશોરથી બોલતા હતા કે અમારે **સ્વરાજ્ય** નથી જોઈતું પણ **સુરાજ્ય** જોઈએ છે. અને સુરાજ્ય એટલે જેમાં પ્રત્યેક વ્યક્તિ પોતાનો સર્વ-દેશીય વિકાસ સુગમતાથી સાધી, શકે તેવી સ્વતંત્રતા, લોકોમાં આવેલી અસમાનતા દૂર કરી,

વ્યક્તિ માત્રમાં સંતોષ, સ્વાસ્થ્ય ને સ્વાતંત્ર્યની ભાવના જાગ્રત કરવાની હતી. બીજા શબ્દોમાં–પૂ. બાપુજીના શબ્દોમાં–આપણે જોઈતું હતું **રામરાજ્ય** પણ સ્વરાજ્ય મળ્યા પછીનો ઇતિહાસ તપાસીશું તો જણાશે કે અંગ્રેજો જવા છતાં તેઓએ પોષેલી ભાવના નથી ગઈ, દોઢસો વર્ષથી તેમણે આપેલી તેમની સંસ્કૃતિ હજુ તેવીને તેવીજ આપણા લોહીના બિંદેબિંદુમાં વ્યાપેલી છે. સ્વરાજ્ય મળવા છતાં હજુ આપણે એજ પુરાણી પદ્ધતિ ચાલુ રાખી છે. અને તે એટલી હદે કે રાષ્ટ્રપિતા પૂ. મહાત્માજીને પણ દુઃખદ હૈયે કહેવું પડયું કે હવે તેમનું કોઇ સાંભળતું નથી. એટલે સ્વરાજ્ય આવવા છતાં સુરાજ્ય નથી આવ્યું પછી રામરાજ્યની તો વાતજ કયાં ?

આ હકીકત વધુ સ્પષ્ટ સમજવા આપણે બંને સંસ્કૃતિ વચ્ચે રહેલો મૂળભૂત ભેદ તપાસીએ. એક બાજુ પશ્ચિમની સંસ્કૃતિ છે બીજી બાજુ આર્ય સંસ્કૃતિ છે. પાશ્ચિમાત્ય સસ્કૃતિનું એકમ છે. વ્યક્તિ Individual તેનું ધ્યેય છે, વ્યક્તિ–સ્વાતંત્ર્ય અને ભૌતિક ભોગ–વિલાસની–વિપુલતા. તેનાં સાધનો છે. રાજસત્તા, પરિગ્રહની પરાકાષ્ટા. તેનો મંત્ર છે Earn more and spend more ખૂબ કમાઓ ને ખૂબ વાપરો. અને આને માટે અસંતોષ ખૂબ વધારો. જાણે અજાણે તે એકજ મંત્ર જપ્યા કરે છે "હું જ જીવું. હું જ સુખી થાઉં. આખા જગતના ભોગે પણ હું જ સુખી થાઉં અને મારા પછી મારો દેશ ને મારો જ દેશ. સર્વસત્તાધીશ બને." આ છે પાશ્ચિમાત્ય સંસ્કૃતિના પડછાયા. બીજી બાજુ આર્ય સંસ્કૃતિનું એકમ છે વિશ્વભાવના Universal consciousness તેનું ધ્યેય છે મુક્તિ અને આધ્યાત્મિક આનંદની નિરવધિ પ્રાપ્તિ: તેનું સાધન છે ત્યાગ, સર્વસ્વનું બલિદાન. તેના વેદજૂના મંત્રો હજુય વાતાવરણમાં ગુંજી રહ્યા છે ને સાંભળનારાને કહે છે કે **तेन त्यक्तेन भुंजीथाः** અને તે માટે તે આદેશ આપે છે અપરિગ્રહનો. તેને સ્વતંત્રતા જોઇએ છે પણ સ્વતંત્રતાની તેની ભાવના જુદી છે. જ્યારે પશ્ચિમની પ્રજા ઇંદ્રિયોને ખૂબ બહેકાવી, તેની ઇચ્છાઓની તૃપ્તિમાં સ્વતંત્રતા માને છે ત્યારે આર્ય ઋષિ મુનિઓની જ્ઞાન–દૃષ્ટિ ઇંદ્રિયોના સંયમમાંજ આત્માની ખરી સ્વતંત્રતાનો અનુભવ કરે છે. પરિણામે એકને જ્યારે ભોગ જોઇએ છે ત્યારે બીજાને જોઇએ છે તપ. એકને વિલાસ જોઇએ છે ત્યારે બીજાને જોઇએ છે વૈરાગ્ય. એક ઇંદ્રિય સુખ માટે અધીરો છે ત્યારે બીજો આત્માનંદની ઇચ્છા કરે છે. અને

અંધ અનુકરણ થતુંજ દેખાય છે, " ઉત્પાદન ખૂબ વધારો," "લશ્કર ખૂબ વધારો," "ખૂબ પરિગ્રહ કરો" નાજ પોકારો સંભળાય છે. આપણા પ્રધાનો પણ આ જ કાર્ય માટે કટિબદ્ધ બન્યા છે એટલુંજ નહિ પણ રાજકરણમાં પણ માત્ર પશ્ચિમનુંજ અનુકરણ થઇ રહ્યું છે. સત્તા ધર્મ માટે છે. ધર્મ-સત્તા માટે નથી તેવું સાદું સત્ય પણ આજ નથી સમજાતું, **धर्मो रक्षति रक्षितः** ॥ ધર્મનું રક્ષણ કરશો તો તેજ ધર્મ તમારૂં-પ્રજાનું રક્ષણ કરશે. જો ધર્મનું રક્ષણ નહિ થાય તો-વર્ણ સંકરતાનો રાક્ષસ આખીય પ્રજાને ભરખી જશે એ ઋષિ મુનિઓની અનુભવ વાણીના સ્થાને આજ તો સમાજવાદીઓ તો ખાનગી શિક્ષણ સંસ્થામાંથી પણ ધર્મ-શિક્ષણને દેશવટો આપવાની હિમાયત કરતા સંભળાય છે. રાજસત્તા આવ્યા પહેલાં, અંગ્રેજો સામેના સત્યાગ્રહના જંગમાં, વિદેશી સત્તાના અમલમાં, નિર્ભય ફરતા આપણા પ્રધાનોને આજ સત્તા આવ્યા પછી, અંગ્રેજો ગયા પછી, પોતાનાજ દેશબાંધવોનો ભય લાગવા માંડ્યો છે ને તેમના રક્ષણ માટે સંખ્યાબંધ સૈનિકોના પહેરા મૂકવા પડ્યા છે. ખરો ભય તો વિદેશી સત્તા સામે સ્વતંત્રતાનું યુદ્ધ જાહેર કર્યું તે વખતે હોવો જોઇએ, સ્વતંત્રતા મળ્યા પછી નહિ. છતાં આજ તો સ્વરાજ્ય મળ્યા પછી ભયની શરૂઆત થઇ છે. આ પરિસ્થિતિનો વિચાર કરીશું તો સુસ્પષ્ટ જણાશે કે આપણે મેળવેલી સત્તાના પાયામાં અહિંસા ને સત્ય નથી. સ્વતંત્રતાના જંગમાં આપણે ગમે તેટલા જોરશોરથી સત્ય ને અહિંસાની બાંગો પોકારતા હતા; છતાં તે આપણો માત્ર દંભ હતો એ વાત આજની પરિસ્થિતિથી પૂરવાર થઇ છે. જો આપણે મેળવેલી સત્તાના પાયામાં સત્ય ને અહિંસા હોત, જો સત્તાનો લોભ ન હોત, તો આજ ભયનું કારણ ન રહેત. આપણે મેળવેલી સત્તા પાછળ વિશ્વપ્રેમ હોત તો આજ એકને બીજા વિરુદ્ધ ફરિયાદ કરવી ન પડત. એટલે એક વાત તો હવે સ્પષ્ટ બની ચૂકી છે, પરિસ્થિતિથી પૂરવાર થઇ ચૂકી છે કે, આપણને સ્વરાજ્ય મળ્યું છે, પણ સુરાજ્યની હજુ વાર છે. સ્વતંત્રતા મળી છે પણ સ્વતંત્રતાનું માનસ મળવાની હજુ વાર છે.

અને તો પછી આજ આપણા માટે,—પૂ. બાપુજીના પ્રશંસકો કે પૂજારીઓ માટે તો આ પ્રશ્ન ઉત્તર માગતો ઉપસ્થિત થાય છે કે સ્વતંત્રતા તો મળી પણ હવે શું ?

હા, રાજસત્તાને બદલવી કે તેની પાસે આપણું કહેવું કરાવવું તે આપણા હાથની વાત નથી અને જે વાત આપણા હાથની નથી તેનો વિચાર કરવાની પણ આજ જરૂર નથી આજ તો એકજ જરૂર છે કે આ પરિસ્થિતિમા આપણે શુ કરીશુ? આપણુ શુ કર્તવ્ય છે?

જો આપણે પૂ. બાપુજીના સિદ્ધાંતો સમજ્યા હોઈશુ ને તે પચાવ્યા હશે તો તો એક વાત સમજની મુશ્કેલ નહિ પડે કે સાચા સુખની ચાવી સાચી સ્વતંત્રતા છે ને સાચી સ્વતંત્રતા એટલે કોઈ પણ વસ્તુ માટે પરાવલબી નહિ બનવુ તે. ઇંદ્રિયોની ગુલામીમાથી છૂટ્યા વિના, સયમી બન્યા વિના, સાચા સુખની આશા રાખવી વ્યર્થ છે જેટલી તૃષ્ણા વધારે તેટલી પરતંત્રતા પણ વધારે. જેટલો પરિગ્રહ વધારે તેટલુ દુ:ખ પણ વધારે ઇંદ્રિયોને કદી સતોષ થતોજ નથી આજનો ભિખારી કાલે દસ હજાર મળતા તેને લાખ રૂપિયાની ભૂખ લાગશે ને પછી કરોડ રૂપિયા પણ તેને તુચ્છ લાગશે અસતોષની આગ કદી ધરાતીજ નથી એટલેજ સાચા સુખની ચાવી જીવનની જરૂરિયાતો વધારવામા નહિ પણ બને તેટલી ઘટાડવામા છે. ઇંદ્રિયોની જરૂરિયાતો ઘટતા અસતોષની આગ પણ ઓછી થશે ને તે સાથેજ આત્માનો આનદ શરૂ થશે, અને આ જરૂરિયાતો ઘટતા, ઇંદ્રિયોની આ ગુલામીમાથી છૂટતા સ્વાભાવિક રીતેજ આપણે પરિસ્થિતિ ઉપર પણ કાબુ મેળવી શકીશ જો આપણી જરૂરિયાતોજ ઓછી હશે—અને તે ઓછી જરૂરિયાતો આપણે જાતેજ ઉત્પાદન કરી પૂરી કરી શકીશુ—તો વિશ્વની કોઈ પણ સત્તાથી ભય પામવાનુ કારણજ નહિ રહે પછીજ આપણામા સાચી નિર્ભયતા આવશે આટલી સાદી વાત સમજાશે તો, અને તોજ, આપણને સાચી દિશામા કામ કરવાની સમજ પડશે નહિ તો આપણા સુખ માટેના પ્રયત્નો દુ:ખમાજ પરિણામ પામશે, પ્રજાને સુખી કરવા જતા તેને વધારે દુ:ખી કરીશુ—રોગનુ સાચુ નિદાન કર્યા વિના ઔષધિનુ સેવન કરવાથી રોગ ઘટવાને બદલે વધે છે તેમ

પણ આ વસ્તુની સાચી સમજણ ધર્મ વિના બીજા કશાથી નહિ આવે અથવા આ વસ્તુની સાચી સમજણ એટલે જ ધર્મ. ધર્મજ આપણને શીખવશે કે સુખ સત્તામા નથી પણ સયમમા છે. સુખ બહાર નથી પણ અદર છે સુખ ઇંદ્રિયોની ગુલામીમા નથી પણ આત્માની સ્વતંત્રતામા છે, ને આત્માની સ્વતંત્રતા એટલે ઇંદ્રિયોનો સયમ, ને ઇંદ્રિયોની

સ્વચ્છંદતા એટલે જ આત્માની ગુલામી, અને જેનો આત્મા ગુલામ છે તેને સુખ કે શાંતિ કયાંથી ?

એટલે આપણે જો પૂ. બાપુજીને આપણામાં અમર કરવા હશે, જો તેમના અગાધ ઋણનો યતકિંચિત પણ બદલો આપવો હશે તો, તેમનાં પથ્થરનાં સ્મારકો કરવાને બદલે, આપણે તેમનો ભેખ ધારણ કરી, તેમના સિદ્ધાંતોને જ પ્રજામાં પ્રસરાવીએ. તેમનો સત્ય ને અહિંસાનો સંદેશો ગામે ગામ, ઘેરે ઘેર, ઝૂંપડે ઝૂંપડે આપણા વર્તનની અવાક વાણી વડે સંભળાવીએ. આપણે આપણા પોતાના જીવનથીજ પ્રજાને સ્વતંત્રતાનો સાચો મંત્ર શીખવીએ. આપણે જાતે આપણા જીવનની જરૂરિયાતો ઓછી કરી પ્રજાને અપરિગ્રહ વ્રતનો આનંદ શીખવીએ. આપણે જાતે સાદાઇથી રહીએ અને પ્રજાને પણ સાદાઇની ભવ્યતા શીખવીએ. આપણે જાતે સ્વાવલંબી બની પ્રજાને પણ સ્વાવલંબી બનતાં શીખવીએ. અને આ રીતે આપણે જાતે નિર્ભય બની પ્રજાને પણ નિર્ભય બનાવીએ. પૂ. બાપુજીનું આ જ સાચું સ્મારક છે. આ જ સ્વતંત્ર પ્રજાનો પ્રજાધર્મ છે. જગતગુરુ બનવાના કોડધારી રાષ્ટ્રસેવકોએ તો હવે એકજ મંત્ર ઉચ્ચારવાનો અને જગતભરને સંભળાવવાનો કે ;–

" सह नौ भुनक्तु ॥ "

આપણે જે કાંઈ ભોગવીએ તે સાથે સાથે સહિયારુંજ, ભોગવીએ, અમારી સઘળી સમૃદ્ધિ તમારા ચરણે છે. આપણે તે ભેગા મળી સાથે સાથે ભોગવીએ–અસ્તુ.

આ કાર્ય માટે આપણે રચનાત્મક કાર્ય કઇ રીતે કરી શકીએ તેની વિગતો તો એક સ્વતંત્ર લેખ માગી લે છે. પ્રભુ કૃપા હશે તો અન્ય કોઇક પ્રસંગે એક સ્વતંત્ર લેખ દ્વારા આપણે આપણા ધ્યેય માટે આપણા ગૂજરાતમાં કઇ રીતે કામ કરીશું તેની ચર્ચા કરીશું. આજ તો હૃદયમાં એકજ મંત્ર ગુંજ્યા કરી તેના આલાપથી હૃદયને અને ભારતને ભરી નાખીએ કે :—

मा विद्विषा वहै ॥

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

ડાહ્યાલાલ હીરાલાલ દેસાઇ

# દેવાધિદેવ ગયા ચાલી

શુકરવારની સાંજ ગોઝારી, સતનો ડૂબ્યો સૂર,
ગોઝારાની ગોળીએ ડૂબ્યાં, માનવતાનાં નૂર;
સાગર સમતાનો સુકાણો,
ભાનુ ભલપણનો ભુસાણો .... .... ૧

રવ ઊઠયો ક્રૂર રેડિયોથી, ભય ભરતો દશોદિશ,
"ગાંધી બાપુ પર ગોળીઓ ચાલી પ્રાર્થના સભાવીચ;
શબ્દ છેલ્લો ન બોલાણો,
દીવો સતધર્મનો હોલાણો" .... .... ૨

વિશ્વ ઉપર જાણે વીજળી તૂટી, વસમો વજ્રાઘાત,
ભૂમિ રસાતાલ ભાગતી આ શું ? અવનિ થઇ અવાક;
પ્રલયના વાગતા પાવા,
વરસે હા ! હા ! વ્યોમથી લાવા .... .... ૩

શે'ર રૂવે રૂવે ગામડાંરે, રૂવે ધરતી ને રૂવે આભ,
આભનો ઘુમ્મટ ગુંજતો રે, ઘોર શોકને ઘેરે સાદ;
હૈયાફાટ રડતા હિંદી,
થઈ માનવતા શરમિંદી .... .... ૪

મોભી પડયો આજ માતનોરે એની લાજનો રાખણહાર,
આંસુનો લૂછનારો પડયો, એની બેડીઓ ભાંગણહાર;
રૂદન મા કારમું કરતી,
ભરે ઊર શોકની ભરતી. .... .... ૫

વીર તણા એ વીર બાપુજી ! ધીર તણા એ ધીર,
અજાતશત્રુ સંત બાપુજી ! હિંદમૈયાનું હીર;

હત્યારાને હાય ! શું કહેવું ?
કર્યું કામ કારમું કરવું ? .... ... ૬

ઘોર ગુલામીમાં ઘેરતા રે આડાચીડ હતો અંધાર,
પોરબંદરમાં પ્રગટ્યો ત્યારે પ્રકાશ પારાવાર;
મોહનની મોરલી વાગી,
ડોલ્યો દેશ નીંદરા ત્યાગી. .... .... ૭

બુદ્ધ ઈસુના સંઘનો એ, સુકરાતનો સાથીદાર,
પ્રેમને પંથે પરવર્યો રે એની આંખમાં અમૃતધાર;
ગરીબીશું ગોઠડી કીધી,
ધજા હાથ ધરમની લીધી. .... .... ૮

માટીમાંથી એણે માનવી કીધા, પથ્થરે પૂર્યા પ્રાણ,
સત સમશેરે ઝૂઝતાં રે પછી ઘોર માંડયાં ઘમસાણ;
વેરીડા એ વીરને વંદે,
તલવારો ને તોપ ત્યાં ભંજે. .... .... ૯

મહા મહેરામણ મંથીયોરે એણે આઝાદી અમૃતમાટ,
આઝાદી સાથે ઉમટી પણ કોમી ઝેરની કાળી આગ;
આગ એણે એકલે પીધી,
સુધાકૂપી સર્વને દીધી. .... .... ૧૦

એના પ્રાણના લોભીને પ્રેમથીરે એ તો દેતો સુધાનાં દાન,
ઝેર પાનારાને દૂધડાં પાતો, ગાતો એનાં ગુણગાન;
બાપુ નિજ બાળના માટે,
હવિ દીધો દેહનો હાથે. .... ... ૧૧

પૂર્ણ પયોનિધિ પ્રેમનો બાપુ અહિંસાનો અવતાર,
દુઃખ દેખીને દ્રવતો રે નિરાધાર તણો આધાર;

દુઃખી દીન હીનનો બેલી;
ગયો આજ રડતાં મેલી. .... .... ૧૨

આજ અવતારી આથમ્યોરે આજ રણ પડયો રણધીર
જોદ્ધા હજાર જુદ્ધનો રે પડયો વિજયી ક્રાંતિવીર;
શૂરોપૂરો સ્વર્ગના ઘાટે,
ચાલ્યો વૈકુંઠની વાટે. .... .... ૧૩

માણસાઇનો મેરુ તૂટીયોરે ધરા ધરમનો તૂટયો સ્તંભ,
આજ કલિકાળ કારમો રે થતો અવનિમાં આરંભ;
પાખંડીને પાપીઓ રાચે,
ભયંકર ભૂતડાં નાચે. .... .... ૧૪

પૃથ્વીનો પુત્ર પાટવી હા ! શુચિ સાધુ શિરોમણિ સંત,
સ્વર્ગને આંગણ સંચર્યો રે મહામાનવી મહિમાવંત;
દેવી દેવ નાચતાં ગાતાં,
સામૈયાં સ્વર્ગમાં થાતાં. .... .... ૧૫

ભાગ્ય ફૂટયાં આજ ભોમકાનાં ભર દરિયે ડૂલ્યાં વહાણ,
રાષ્ટ્રપિતાને રક્ષી શકયો નહિ હતભાગી હિંદવાણ;
રૂવો રૂવો નર ને નારી,
દેવાધિદેવ ગ્યા ચાલી. .... .... ૧૬

ડાહ્યાભાઈ મો. વકીલ

# ભલા થવાનું જોખમ ?

મહાત્મા ગાંધીજીની હત્યાના સમાચાર પોતાને સંભળાવનાર પત્રકારને ઉદ્દેશીને જગપ્રસિદ્ધ નાટ્યકાર જ્યૉર્જ બર્નાર્ડ શૉએ ફક્ત આટલું જ કહેલું: " અતિશય ભલા થવામાં કેટલું બધું જોખમ રહેલું છે તે એ દેખાડી આપે છે. " આથી વધારે કંઇ પણ કહેવાની એમણે ના પાડી દીધેલી.

અવળવાણી જેવાં લાગતાં બર્નાર્ડ શૉનાં વચનો ગંભીર અર્થવાળાં હોય છે અને કેવળ રીતિને કારણે વિશિષ્ટ એવાં એ વચનો શૉની માન્યતાઓનાં પણ દ્યોતક હોય છે એ વાત જાણીતી છે. એમનાં ઉપરનાં વચનોને એમની અવળવાણીનો નમૂનો ગણવો કે નહિ એ પ્રશ્ન ઉપસ્થિત કરવાની પછી જરૂર નથી રહેતી.

ગાંધીજીની હત્યાના પ્રસંગને અનુલક્ષીને શૉએ જે બોલ કાઢ્યા તેમાં જગરીતિની ટીકા હતી કે ગાંધીજીની જીવનરીતિની ટીકા હતી ? કે પછી એમાં વસ્તુસ્થિતિનો–માનવીથી જે અન્યથા થઇ શકે તેમ નથી, જેને માનવીએ વશ વર્તવાનું છે કે અનુકૂળ થવાનું છે એ વિધિઘટનાના સ્વરૂપનો ખાલી નિર્દેશ હતો ?

સંભવ છે કે એમાં આ ત્રણેય વાનાં હોય. એ સંભવને સ્વીકારીને એ વચનોનું વિવરણ કરવાનો યત્ન આ લેખમાં કર્યો છે. એ નિમિત્તે એ જ વિધિઘટનાના સ્વરૂપનો ગાંધીજીએ કેવો તાગ લીધો હતો તે કહેવું ફાવી રહેશે.

શૉનાં આ વચનો ગાંધીજી પાસે કોઇ રીતે પહોંચ્યાં એમ ક્ષણભર માનીએ. તો ગાંધીજીનો પ્રતિભાવ કેવો થાય ? હું માનું છું કે ગાંધીજી એ સાંભળીને ખડખડ હસી પડે. શૉની માન્યતાના અમુક અંશ સાથે તો ગાંધીજી મળતા થાય જ. તે એ કે જેવા છે તેવા આ જગતમાં શુભ અને અશુભ બન્નેને વાસ્તે છે. આવા દ્વંદ્વની ગોઠવણ સ્રષ્ટાએ કયા હેતુથી કરી હશે એ વિષે અનેક તર્કો થયા છે. શ્રદ્ધાળુ પોતપોતાને રુચતો તર્ક પોતાનો કરી લે છે. અશ્રદ્ધાળુને અનિર્ણય જ પીડયા કરતો હોય છે. છતાં માનવ જીવન ગીતા–પ્રોક્ત દૈવી અને આસુરી સંપત્તિની યુદ્ધભૂમિ છે એ વિષે

ભાગ્યેજ એ મત સંભવે છે. કશું દૈવી નથી, કશું આસુરી નથી અથવા શબ્દફેરે કશું સારું નથી, કશું ખરાબ નથી, જે છે તે છે એ માન્યતાને તત્ત્વદર્શનની ભૂમિકાએ અવકાશ જરૂર છે, પણ વ્યવહારજગતમાં ઇષ્ટ અનિષ્ટના, ગ્રાહ્ય અગ્રાહ્યના, સારુ ખરાબના ભેદ કર્યા વિના ચાલે તેમ નથી ગાંધીજીના અતિશય ભલાપણાનો ગાંધીએ ઉલ્લેખ કર્યો તેમાં પણ ફરકનો એટલો સ્વીકાર રહેલો છે જ

માનવજગતની જડતાને પોતાની નિરતિશય ભલાઇથી આઘાત આપનારા સંતોની જે ગરદની પર પગ રખાઇ છે તેમાં કેટલાકને ભાગે પ્રાણનું બલિદાન આપવાનું પણ ક્યાં નથી આવ્યું ?

ગાંધીજી પહેલા હુતાત્મા નથી પરંતુ સ્વભાવથીજ હુતાત્માઓની કોટિમાં તેઓ ક્યારના બિરાજતા હતા અભાનમાં નહિ પણ ભાનમાં જ તેઓ એ કોટિના રહ્યા હતા, હમણાના નહિ, પણ દક્ષિણ આફ્રિકામાં એમનું જીવનકાર્ય શરૂ થયું ત્યારના રહ્યા હતા મરણની એમને ફિકર નહોતી

અને સૌની સાથે એમનો મતભેદ પણ ત્યાંથી જ શરૂ થાય છે તાત્પર્ય કે ગાંધીજી નિરતિશય ભલાઇને જોખમરૂપે જોતા નહોતા આરામ, યશ, કે બાહ્ય પરિસ્થિતિએ આપેલા અભય વચનની શરતે એ ભલાઈ આચરતા નહોતા એવી ભલાઇની એમને મન ક્યાં કિંમત પણ ન જ હોય ને ? એમને અભય વચન મળ્યું હતું પણ તે બહારથી નહિ અંદરથી એમના અંતરાત્માએ, એમના ઇશ્વરે એમને અભય વચન આપ્યું હતું એ જે કંઈ કરતા તે સત્ય પ્રીત્યર્થે અને સત્ય એજ એમનો ઇશ્વર હોવાથી ઇશ્વર પ્રીત્યર્થે કરતા જગજ્જનો પ્રત્યે એમને નિરવધિ પ્રેમ હતો, પરંતુ એમની પ્રીતિ સંપાદન કરવા માટે ઇશ્વનાની વિરુદ્ધ જવાનું, જગતને અનુકૂળ થવાનું, એમને ક્દાપિ મંજૂર નહોતું વૈરાગ્નિની જ્વાળાઓની વચમાં ઊભા રહીને નિર્ભયપણે એમણે અહિંસાનો પ્રેમનો, મંત્ર જપવા માંડ્યો તે આ જ કારણે જ્વાળાઓ એમને ભરખી જાય તેની એમને જરા જેટલી ફિકર નહોતી

પણ સૌને કદાચ બીજું કહેવું હોય એને એ કહેવું હોય કે જગતની ઘટનાના રહસ્યો સમજીને ભલાઇને મર્યાદિત કરી ઘટે જે પ્રાથમિક પ્રાકૃતિક આવેગો હજુ સુધી સંસ્કૃત કહેવાતા મનુષ્યને પ્રેરે છે તે એવા

અંધ છે કે ભલાઈ, પ્રેમ કે કર્તવ્યને નામે કરેલું ગમે તેવું ભવ્ય પ્રાણાર્પણ પણ એળે જાય, એ લેખે ન લાગે; એને મરવા જીવવાનો પ્રશ્ન નહિ પણ સિદ્ધ અસિદ્ધનો પ્રશ્ન બનાવવો જોઈએ; એ અંધ બળો સજ્જનની ક્ષમાથી નહિ પણ એના દંડના આઘાતથી, એના ઉગ્ર તાપથી જ પાછાં પડે કે જેર થાય એમ છે. એમ કહેવું તેમાં સજ્જનતાનો વિરોધ નથી, પણ વસ્તુસ્થિતિનો જ સ્વીકાર છે.

પણ ગાંધીજીએ આવું કદી માન્યું નથી. એ તો વાઘના મુખમાં ગાયોની ગાયોનો પ્રવેશ કરાવીને વાઘની હિંસ્ર વૃત્તિને અજીરણ થાય એવું કરવામાં માનતા હતા. ઘટનાના સ્વરૂપની તાત્વિક સમજનો આ એક ભેદ હશે. પણ ગાંધીજી માનતા હતા કે બુરાઈ પર હંમેશાં ભલાઈ વિજય મેળવે જ છે એટલે પ્રતિપક્ષ જેમ વધારે બૂરો. તેમ પોતે વધારે ભલા થતા જવું એ જ એક રસ્તો છે. એમ કરતાં મરણ આવે તો એથી સત્યના પક્ષને કંઈ જ હાનિ નથી, કેમકે મરણ પોતે હાનિ નથી, એ તો 'મીઠી નિદ્રા' છે. ચેતનજગતને વૃદ્ધિ અને ક્ષયના જે કાનૂન લાગ પડે છે તેથી આવશ્યક ક્રમમાં પણ જો મરણ આવવાનું છે જ, તો આવશ્યક કાર્યમાં એ ભલેને આવતું !

વળી વ્યક્તિના મરણ આગળ એના જીવનની ને કાર્યની પરિસમાપ્તિ થઈ જાય છે એમ પણ ગાંધીજી નહોતા માનતા. જો મરણ આગળ જીવનનું પર્યવસાન હોય તો તો મરણ જોખમરૂપ લાગે. પણ ગાંધીજીને મરણોત્તર જીવનમાં શ્રદ્ધા હતી. એટલે પણ એ મરણને જોખમ શેનું માને ? એમને મતે તો એ પરજીવનનું પ્રવેશદ્વાર જ થયું.

એટલે કો ગમે તે માને, ગાંધીજી તો કર્યું છે તે જ કરે. અને પોતાની આસપાસ જેટલી સજ્જનતા એ સંગઠિત કરી શક્યા હતા. આસુરી તત્ત્વો પર દૈવી સંપત્તિનો પ્રભાવ સ્થાપી શક્યા હતા તે પણ વિશ્વની એમની નૈતિક સમજનું સમર્થન કરે છે. એમનું કાર્ય, એમની ભલાઈ, એમનું મરણ સુદ્ધાં, એળે ગયાં નથી. એમણે જોખમ વહોર્યું હતું. પણ તે દુનિયાદારીની સ્થૂળ ગણતરીએ જ જોખમ કહેવાય. બાકી એમણે તો અખાની રીતે 'અભિનવો આનંદ' માણ્યો હતો.

યશવન્ત શુક્લ

# ગાંધી પયગંબર થયા

મારા મિત્ર પેલા અંગ્રેજ કવિની પંક્તિને આજે મેં ખોટી પડતી જોઈ. એને માનવની મહત્તાનું ભાન જ નહિ હોય. નહિ તો એ શા માટે લખે ?

" માનવના મૃત્યુ પછી તેના અવશેષ પણ રહેતા નથી. " ખરેખર અવશેષ નથી રહેતા ? એના સ્થૂળ અવશેષ જરૂર નથી રહેતા. સૂક્ષ્મ સંભારણાંઓ અને સ્મૃતિઓ પ્રજાના જીવનને અને રાષ્ટ્રને ભરી દે છે, એ સત્ય તો ક્યાંથી ભૂલ્યું ભૂલાય ?

ગાંધીજીના મૃત્યુ પછીના દિવસોમાં આ વિચાર મારા મનમાં વધુ ને વધુ ઘોળાએ જતો હતો. કેમકે જે માનવીઓએ જીવનભરમાં ગાંધીજીના નામ સિવાય કશુંય સાંભળ્યું નહોતું, જેમણે દર્શન સુદ્ધાં પણ કર્યાં નહોતાં, એવા માનવીઓના વિચારો મને વધુ ને વધુ વિચારવંત કરી મૂકતા.

અને એ લોક કેવા ? આજ દિવસ તેઓ પ્રાંતના ગામડાઓમાં હળપતિ છે, ખેતી કરે છે અને ઉજળા લુગડાવાળાઓના લાંબાચોડા વાચાળ ભાષણોમાં ઇતબાર રાખી મજહબના નામ પર કુરબાની કરનાર. તેઓની પાસે એક જ નજર છે, અપના પાકિસ્તાન.

એવા એક જઈફ મુસલમાનના સંપર્કમાં આવ્યો. તે ભડિયાદી પીરના મેળે જતો હતો. અમે ગાડીમાં સાથે હતા. સ્વભાવમાં વધુ પડતું ઓલિયાપણું, ગામડાના માણસોમાં છે તેવી સ્વાભાવિક સરળતા અને જરા વાતોડિયો હતો. તે ઉભો હતો, એટલે મેં જગા કરી આપી બેસવાનું કહ્યું, અને બેઠા પછી વાત ઉપાડી. ' તમે ગાંધીમાં માનતા લાગો છો. ' મારો પહેરવેશ જોઇ વાત કાઢી.

' ગાંધીને મારી બહુ બૂરૂં કર્યું છે.'

મેં માથું ધુણાવ્યું.

' અમારો મુસલમાન બચ્ચો આવો ન નીકળે, રાંકને મારે, પણ રાંકના પાલનહારને ન મારે.'

હું ચમક્યો. મેં સીધો પ્રશ્ન કર્યો, 'એ ક્યાં રાંકનો પાલનહાર હતો ?'

'વાહ, માથે તાજ હોય તે જ રાંકનો પાલનહાર ? તે તો ઓલિયા હતા. અમારા ઉરસમાં જતા, મુસલમાનના કુરાનની દરરોજ બંદગી કરતા.'

'એમ ?'

'સાહેબ, સુણો. ગાંધી પાક માણસ હતા. અમારા મજહબમાં પાકમાં પાક કલંદર અને ઓલિયો લંગોટી મારે. ગાંધી લંગોટી મારતા. ગાંધી બકરી રાખતા, અમારા હુસેન બકરી રાખતા. તે મોટા ઓલિયા હતા.

અને ફિરસ્તાનું જ મૃત્યુ જુમાના દિવસે બંદગી વખતે થાય. એ માણસ અમારામાં પયગંબર થાય. ગાંધી પયગંબર થયા.

હું વિચારમાં પડી ગયો. પેલો અંગ્રેજ કવિ સાચો કે ખોટો ? પયગંબર કદી જીવનમાંથી વિસરાય ખરો કે ? આ જૈફ મુસલમાનના કથનમાં સત્ય કેટલું ?

ખરેખર મૃત્યુ પછી અવશેષ નથી જ ટકતા ?

પુષ્કર ચંદરવાકર

---

## જે સેવામાં આનંદ મળતો નથી તે ફળતી નથી

શુશ્રૂષાના મારા શોખે આગળ જતાં વિશાળ સ્વરૂપ પકડયું. તે એટલે સુધી કે તે કરવામાં હું મારો ધંધો છોડતો, મારી ધર્મપત્નીને રોકતો ને આખા ઘરને રોકી દેતો. આ વૃત્તિને મેં શોખ તરીકે ઓળખાવી છે, કેમકે હું જોઇ શક્યો છું કે આ ગુણો જ્યારે આનંદદાયક થઇ પડે છે ત્યારે જ નભી શકે છે. તાણીતૂશીને અથવા દેખાવ કે શરમને ખાતર થાય છે ત્યારે તે માણસને દબડી નાખે છે, ને તે કરતો છતાં માણસ કરમાય છે. જે સેવામાં આનંદ નથી મળતો તે નથી સેવકને ફળતી, નથી સેવ્યને ભાવતી. જે સેવામાં આનંદ મળે છે તે સેવા આગળ એશઆરામ કે ધનોપાર્જન ઇત્યાદિ પ્રવૃત્તિ તુચ્છ લાગે છે. – ગાંધીજી

# आपणुं सत्य

ગાંધીના મૃત્યુને દુનિયાના આગેવાનોએ તાર દ્વારા વિચાર કરવાનો પ્રસંગ બનાવી મૂકયો હતો. આ સદેશાઓમાં શું છે (દરેક માણસ પોતાની પાસે હોય તે જ આપે છે) તેનો અને ઉતાવળનો (આવા આડંબરભર્યા ખાલી પ્રશંસાવચનો ઉચ્ચારવા માટે તારનો ઉપયોગ શું કામ કરવો?) વિચાર બાજુએ રાખીએ તો આ પ્રહસનમાં બે વસ્તુ એવી છે જે જોઇને આપણને ગંમત પડે. એક તો એ કે કોઇ પણ રાજપુરુષને ખબર નહોતી કે પોતાનાં 'સાચા દિલનાં આશ્વાસન' કોને મોકલવાં. તેમને બધાને ખબર હતી કે ખોટ આખી માનવજાતને ગઇ છે. પણ દુઃખની વાત છે કે માનવજાતને સરકારમાં નોંધાવેલું કોઇ સરનામું નથી અને આંતર રાષ્ટ્રીય કરારો અનુસાર કોઇ પણ સરકારી સદેશાનો તે સ્વીકાર કરી શકતી નથી. આથી તેઓ ભારે મૂઝવણમાં પડી ગયા. અને પરસ્પર 'દુઃખ વ્યક્ત કરવા' લાગ્યા. બધાજ ગાંધીના દુશ્મનો. પસંદગીને અવકાશ જ નહોતો. હમેશ બનતું આવ્યું છે તે મુજબ સૌથી વધુ નિખાલસ એક અમેરિકન હતો. છાપાં જોગા પોતાના નિવેદનમાં ટ્રુમેન કહે છે. "આજે સવારે મહાત્મા ગાંધીના ખૂનના કરુણ સમાચાર સાંભળ્યા એટલે મેં અર્લ માઉન્ટ બેટનને સંદેશો મોકલ્યો..." ત્યાર પછી તે જણાવે છે કે ગાંધીજીની અસર "કેવળ રાજ્યને લગતી બાબતો ઉપર જ નહિ પણ આત્માને લગતી બાબતો ઉપર પણ પડતી હતી." આ શબ્દો કેવા હૃદયસ્પર્શી અને કેવા અમેરિકન-સહજ છે!

આ પ્રહસનની બીજી ગંમત એ છે કે, આ લોકો ગાંધીનાં વખાણ કરવા કેવા પડાપડી કરે છે! અને છતાં એ બધા જ જાણતા હતા કે ગાંધી તેમની ટીકા કરતો હતો; અને તેમના 'ડહાપણ'ને ખુલ્લી રીતે અને અકળાવી મૂકે એવી સ્પષ્ટ ભાષામાં વખોડી કાઢતો હતો, જ્યારે તેઓ તેના ડહાપણને અંતરમાં છૂપી રીતે વખોડતા હતા અને અંતરમાં છૂપી રીતે તેને બેવકૂફ માનતા હતા. અને આજે, અંતરમાં જેને બેવકૂફ માનતા હતા તેને તેઓ મુખરમાં મુખર અંજલિ અર્પી રહ્યા હતા. શું એ લોકો એટલું નહિ સમજતા હોય કે આથી તો ગાંધીના જે વિચારોને કારણે તેમણે અને

તેમના જેવાઓએ તેમને જેલમાં પૂર્યો હતો, માર્યો હતો અને સતાવ્યો હતો, તેને જ સમર્થન મળે છે? અહીં આપણે સરકારી ગુનાની જાહેર વ્યાપી કબૂલાત નથી જોતા?

ધારો કે વસ્તુસ્થિતિ આથી ઊલટી હોત, અને ધારો કે, ગાંધીને બદલે સ્મટ્સનું ખૂન થયું હોત (કેવી દુઃખની વાત છે કે એ સાચું નથી!) –દક્ષિણ આફ્રિકાવાળા સ્મટ્સનું, જેની દ્વેષભરી વર્ણભેદની નીતિ વિષે ગાંધીએ જિંદગીનું છેલ્લું નિવેદન કર્યું હતું, અને જેણે ગાંધીના એક બીજા દુશ્મનને મોકલેલા બેવકૂફીભર્યા તારમાં ઉતાવળમાં ને ઉતાવળમાં ગાંધીને 'માનવોમાં શિરમોર' કહ્યો છે, તે સ્મટ્સનું ખૂન થયું હોત તો ગાંધીએ શું કહ્યું હોત?

સૌથી પહેલી વાત તો એ કે ગાંધીએ ગાંધીની પેઠે જ બોલવું ચાલુ રાખ્યું હોત (સ્મટ્સ તારમાં સ્મટ્સની રીતે બોલ્યો નથી), તેણે જેમ હિંસાનાં બધાં કૃત્યો વખોડી કાઢ્યાં હતાં તેમ સ્મટ્સના ખૂનને પણ વખોડયું હોત. અને ત્યાર પછી તેણે એમ કહ્યું હોત કે, "જે માણસની સમજ જ ઓછી હતી તેને વિષે આપણે ખરાબ ન બોલીએ. જેઓ અવસાન પામ્યા છે તેમનાં પાપ ગમે તેટલાં મોટાં હોય તોયે આપણે માફ કરવાં જોઈએ."

એટલે બીજી રીતે કહીએ તો ગાંધીએ સંયમ જાળવ્યો હોત. સ્મટ્સના હિંસાજન્ય મૃત્યુ પછી તેના હિંસક જીવન દરમિયાન ગાંધી જે કહેતો આવ્યો હતો તે ફરી ન કહેત, પણ આપણે એવું તો કલ્પીજ ન શકીએ કે ગાંધી સ્મટ્સનાં અથવા આજે જેઓ જરા પણ શરમાયા વગર ગાંધીને અંજલિ અર્પી રહ્યા છે તે જાહેર ગુનેગારોમાંના કોઈનાં વખાણ કરે. અને દુનિયાના બાકીના માણસો આ કરુણ પ્રસંગે કેવી રીતે વર્તે છે? જેમને જુલમ વેઠવો પડતો નથી એવા લોકશાહીમાં માનનાર, સત્યનો પક્ષ લેનાર અને છાપવા યોગ્ય બધી ખબરો છાપનાર લોકોની હું અહીં વાત કરું છું.

'ન્યૂયોર્ક ટાઈમ્સ' ઉપર એક ઉડતી નજર નાખીશું તોયે આપણી ખાતરી થશે કે તેમને કશી પડી જ નથી. આ કરુણ બનાવના સમાચાર પછી તરત જ મોટાં મથાળામાં એવું લખ્યું હોત, કે એ બેવકૂફના મૃત્યુને ઝાઝું મહત્ત્વ આપવાની જરૂર નથી, તો તેથી ભવાડામાં

કશો વધારો થવાનો નહોતો. અને તેમ છતાં ગાંધીના ખૂનના સમાચારવાળા જ આગલા પાના ઉપર નીચેના સમાચાર છપાયા તેથી કોઈને ચીડ ચડી લાગતી નથી.

" **કોંગ્રેસ પક્ષે નક્કી કરેલી કાર્યનીતિમાં અણુશક્તિના ઉપયોગમાં શસ્ત્રોને પહેલી પસંદગી.** અણુશક્તિ વિષે વિચાર કરવા નિમાયેલી સંયુક્ત સમિતિએ આજે એવી દૃઢ નીતિ નક્કી કરી છે કે અણુશક્તિનો શાંતિના કાળમાં શો ઉપયોગ થઈ શકે તેની શોધ પાછળ મથવા કરતાં અણુશસ્ત્રો બનાવવાં એ અમેરિકાનું નજીકના ભવિષ્યનું પ્રાણરૂપ કાર્ય હોવું જોઈએ." ( આ અવતરણ ચિહ્નો મૂળનાં છે અને અહીં 'ઘાતક'ને બદલે 'પ્રાણરૂપ' વિશેષણ શા માટે વાપર્યું છે તે સમજાતું નથી ) એ સમિતિએ એવું પણ જાહેર કર્યું છે કે અણુશક્તિ સમિતિ તરફથી મળતી ' કટોકટી 'ની અથવા લશ્કરી સગવડો ' અવિરત ચાલુ ' રહે એ " રાષ્ટ્રની સલામતી માટે એટલું તો જરૂરી હતું કે મજૂરોને અંગે ગમે તેવી પરિસ્થિતિ ઊભી થાય તો, આ કામ ચાલુ રહે એવો કોઈ માર્ગ શોધી કાઢવા માટેની તપાસનું કાર્ય ચાલુ જ છે. "

આ સાચા સમાચાર છે અને અણુશક્તિ સમિતિ આ જ કરવાની છે. યુદ્ધ ચાલુ રહે તેટલા ખાતર કામ ચાલુ રાખવું. વળી ગાંધીનું ખૂન થયું તે પણ સાચા સમાચાર છે, યુદ્ધ ચાલુ રહે એની ખાતરીબંધ જોગવાઈ કરનારા આ ધાડપાડુઓના અંતરના ઊંડાણમાં પણ એ સાચા સમાચાર છે. આપણને નવાઈ એ લાગે છે કે ગાંધીનું મૃત્યુ એ ખરેખર કરુણ ઘટના છે એ સત્ય, **आपणुं सत्य**, છાપવાનો આ છાપાંવાળાઓને શો અધિકાર છે ! તેઓ તો ગાંધીને બેવકૂફ કહે, અને તે પણ ઝીણા અક્ષરોમાં તથા છેલ્લે આડત્રીસમે પાને તો જ પોતાની જાતને વફાદાર રહ્યા કહેવાય. ( અમેરિકાના ત્રૈમાસિક ' રિપબ્લિક ' માંથી )

મૂળ લેખક : **નિકોલો ટુચ્ચી**
અનુવાદક : **નગીનદાસ પારેખ**

# " આમાર જીવન આમાર બાની "

मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम् ।
वचस्यन्यद् मनस्यन्यद् कर्मण्यन्यद् दुरात्मनाम् ॥
—નલચંપૂ

( મહાત્માઓનાં વિચાર, વાણી અને કર્મની એકતા હોય છે, જ્યારે દુરાત્માઓનાં વિચાર. વાણી અને કર્મની વિભિન્નતા હોય છે. )

નવખાલીના પગપાળા પ્રવાસ દરમિયાન કોઇએ મહાત્માજી પાસે સંદેશો માગ્યો ત્યારે તેમણે, ૭૮ વર્ષની વૃદ્ધ વયે પણ જે બંગાળી ભાષાનો અભ્યાસ પોતે વિકસાવી રહ્યા હતા તેમાંજ સંદેશો લખી આપ્યો કે **" આમાર જીવન આમાર બાની "** ( મારું જીવન એજ મારો સંદેશ છે. ) જગતભરના સર્વ મહાન પયગંબરોની જેમ મહાત્માજી જે ઉપદેશતા તેજ આચરતા-બલકે ઉપદેશતા તે કરતાંયે અદકું આચરતા. કેવળ બોલવાના સદાચારથી તેમને કદી સંતોષ થતો નહોતો. તેમનો સદાચાર એ વિચાર અને આચારનો સંપૂર્ણ સુમેળ હતો. એજ કારણે તેમને કશું છુપાવવાનું નહોતું. દુનિયાના રાજકીય ઇતિહાસમાં તદન નવતર પ્રકારનાં અહિંસક યુદ્ધો તેઓ જીવન પર્યંત લડ્યા, પણ સામાન્ય હિંસક યુદ્ધોમાં બને છે તેમ એમને કદી પણ પોતાની યોજનાઓ છુપાવવાની નહોતી. એમની બાજી હંમેશાં ખુલ્લી રહેતી.

વિચાર, વાણી અને કર્મની મહાત્માજીએ પોતાના જીવનદ્વારા ઉપદેશેલી એકતા કેવળ વ્યક્તિને માટે નહોતી, સમષ્ટિને માટે પણ હતી. બુદ્ધ અને મહાવીરે મુખ્યત્વે વ્યક્તિજીવનમાં અને સમાજજીવનમાં અહિંસાની પ્રતિષ્ઠા કરી; પણ મહાત્માજીએ પોતાના પુરોગામીઓથી આગળ જઇને તાલીમબદ્ધ અહિંસક સૈન્યો તૈયાર કર્યાં ! સૈન્યો, અને વળી અહિંસક ! યુદ્ધવાર્તાઓથી ટેવાયેલા આપણા પ્રાકૃત કાનને હજુયે જાણે કે એ વિસંવાદી વાક્ય લાગે છે ! પણ વાસ્તવમાં એમાં જ રાષ્ટ્રીય નહિ, આંતરરાષ્ટ્રીય કલેશોનો પણ એક માત્ર ઉપાય રહેલ છે. આપણા દેશમાં પણ ઠેઠ કૌટિલ્યના સમયથી 'દ્વૈધીભાવ '—કહેવું એક અને કરવું બીજું એ

પ્રકારનું આચરણ રાજકારણી વિચારસરણિના મૂળમાં રહેલું છે. એક અથવા બીજા સ્વરૂપે એ સિદ્ધાંત આખાયે જગતના રાજકારણમાં પ્રાચીન કાળથી વ્યાપેલો છે, અને છેલ્લાં બે વિશ્વયુદ્ધોમાં તથા તે પછીયે અનિવાર્ય રીતે ચાલુ રહેલી મહાસત્તાઓની ખેંચતાણમાં એનાં અત્યંત દારુણ પરિણામો નજરે પડે છે. વિશ્વશાંતિની પુનઃસ્થાપના માટે રચાયેલા સંયુક્ત રાષ્ટ્ર-સંઘનો દરબાર પણ જાણે કે એક નવા વિશ્વયુદ્ધનું બીજારોપણ કરવાના ક્ષેત્રરૂપ થઇ પડ્યો છે. આ વિષમતાનું કારણ શું? યુરોપ કે અમેરિકામાં આજે પ્રમાણભૂત ગણાતા, રાજકીય સિદ્ધાંતનિરૂપણના કોઇ ગ્રંથમાં કૌટિલ્ય કે ઇટાલીના મેકિયાવેલીએ ખુલ્લી રીતે ઉપદેશેલી પદ્ધતિઓનો સ્પષ્ટ રીતે પુરસ્કાર કરવામા આવેલો નથી એ ખરું, પણ મહાન સત્તાઓના પરરાષ્ટ્રીય રાજકારણમાં એવીજ અથવા એ કરતાંયે ભૂંડી પદ્ધતિઓનો આશ્રય લેવાઇ રહ્યો છે એ સર્વવિદિત છે. એનો અર્થ એ કે આટલા સૈકાઓના અનુભવ પછી સંસ્કારી કહેવાતા માણસોએ, દેશોએ દંભી બનવાની કળા કેળવી.

વ્યક્તિગત અને સામાજિક જીવનમાંજ નહિ, પરંતુ એક દેશ સાથેના બીજા દેશના સંબંધોમાં પણ એ દંભનો ઉચ્છેદ કરવાનું મહાત્માજીએ પોતાના જીવનદ્વારા શીખવ્યું છે. વ્યક્તિજીવનમાં એ દંભ હરેક પ્રકારના તમસને પોષીને આત્માના ઊંચ્ચ ગુણો ઉપર રજોટી પાથરી દે છે, સામાજિક જીવનમાં સ્વાર્થાંધતા અને દુરાચારને મોકળે મહાલવાનો અવકાશ આપે છે, અને એક દેશના બીજા દેશ સાથેના સંબંધમાંયે 'દ્વૈધીભાવ'ના પરિણામરૂપ તમામ અનિષ્ટોને જન્મ આપીને છેવટે યુદ્ધોને નોંતરે છે. યુદ્ધોને કારણે વળી સામાજિક જીવનનું અધિકતર નૈતિક પતન થાય છે અને સમાજના અંગરૂપ વ્યક્તિ પણ નિંદ્ય આચારોની કરાડમાં ગબડી પડે છે. આ પ્રકારનું દુષ્ચક્ર નિરંતર ચાલ્યા કરે છે.

એ ભયાનક દુષ્ચક્રને અટકાવવાનો—તેનો નાશ કરવાનો પદાર્થપાઠ મહાત્માજીએ જીવીને અને મરીને આપ્યો છે. દંભને સ્થાને સત્યની પ્રતિષ્ઠા કરવાનું તેમના જીવને અને એ જીવનના કળશરૂપ તેમના મહાવીરોચિત મરણે અભૂતપૂર્વ વેગથી સર્વને પોકારીને કહ્યું છે, અને એનાં સ્પંદનો સારાયે વિશ્વમાં પ્રસર્યાં છે. વિચાર, વાણી અને કર્મની એકતા એટલે દાંભિકતાનો વિનાશ અને સત્યની પ્રતિષ્ઠા. અને મહાત્માજીએ અનેકવાર કહ્યું છે તેમ,

સત્ય એજ ઇશ્વર છે. સત્યનું પ્રતિષ્ઠાપન એજ ઇશ્વરોપાસના. એને અભાવે બીજી પ્રવૃત્તિઓ વૃથા છે.

મહાત્માજી અત્યંત સખત કામ લેનાર હતા. એમના ઉપદેશોના—એટલે કે સત્યના આચરણના, વિચાર અને આચારના સંયોગરૂપ સદાચરણના પ્રત્યક્ષ જીવનમાં વિનિયોગ સિવાય બીજા કશાથી—અંજલિઓથી, અને સ્મારકોથી—એમને કદાપિ સંતોષ ન થાય. માટે આપણે જે ક્ષેત્રમાં કામ કરતા હોઇએ ત્યાં સત્યની પ્રતિષ્ઠાનો પ્રબળ પ્રયત્ન ચાલુ રાખીએ. મહાત્માજીની સંપત્તિ એજ હતી, અને તેમના અવસાન પછી તો એ સારાએ બ્રહ્માંડમાં વિસ્તરી ચૂકી છે. એ સંપત્તિનું જતન અને વૃદ્ધિ એજ સર્વોદયનો માર્ગ, અને એ એમના જીવનકાર્યનું સાતત્ય.

ભોગીલાલ જ. સાંડેસરા

---

# ગાંધીજીનું વહાલું ગીત

ઊઠ ! જાગ મુસાફિર ભોર ભઇ,
અબ રૈન કહાં જો સોવત હૈ;
જો સોવત હૈ વહ ખોવત હૈ,
જો જાગત હૈ વહ પાવત હૈ ... ...ઊઠ૦

ટુક નીંદ સે અંખિયાં ખોલ જરા,
ઓ ગાફિલ રબ સે ધ્યાન લગા;
યહ પ્રીત કરન કી રીત નહિ,
સબ જાગત હૈ તું સોવત હૈ ... ...ઊઠ૦

અય જાન ભુગત કરની અપની,
ઓ પાપી પાપ મેં ચૈન કહાં;
જબ પાપ કી ગઠરી શીશ ધરી,
ફિર શીશ પકડ ક્યોં રોવત હૈ ... ...ઊઠ૦

જો કાલ કરે વહ આજ કરલે,
જો આજ કરે વહ અબ કરલે;
જબ ચીડિયન ખેતી ચુગ ડારી,
ફિર પછતાયે ક્યા હોવત હૈ ... ...ઊઠ

# अद्रोहेण च भूतानाम् ।

વિચારક મનુષ્યને " **मन्मीलने नयनयोर्न हि किञ्चिदस्ति** " અથવા " **आप मुआ पीछे डूब गई दुनिया** " એ વાતની સંપૂર્ણ ખાતરી છે. પરંતુ ત્યાર પછી શું તેની મોટે ભાગે તેને ખબર નથી હોતી, અથવા હોય છે તો તે કલ્પનાત્મક, નિશ્ચયાત્મક નહિ. જાતને પારાવાર કષ્ટ આપી પૈસા કમાયા, મકાનો બંધાવ્યાં પરંતુ મર્યા પછી આપણી જાતને એ કામ નથી આવતાં એ સૌ કોઇ સમજુ આદમી સમજે છે. તો પછી એ પૈસા અને એ મકાનો પાછળ જે મહેનત કરી તેનો શાશ્વત લાભ તો આપણને ન મળ્યો ! તો પછી આવી નિરર્થક મહેનત કરવીજ શા માટે ? ખૂબ પરિશ્રમ કરી, આંખો ગુમાવી વિદ્યા પ્રાપ્ત કરી; અને વિદ્યા પ્રાપ્ત કરી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. પરંતુ તેથી આપણે મરીએ પછી આપણને શો લાભ ? સ્મશાનયાત્રામાં કે સ્મશાનભૂમિમાં ભલે પ્રશંસા થાય, પરંતુ મડદાને કાને તે શબ્દો કાંઇ પડવાના નથી. તો આવી પ્રતિષ્ઠા પાછળ પણ આટલી બધી મહેનત શા માટે ? આવા પ્રશ્નો જેના મનમાં ઘોળાતા હોય તેને એમ લાગે કે : દેહ ભલે નાશ પામે પરંતુ તે દેહમાં રહેલ આત્મા નાશ નથી પામતો. તે ફરી ફરી જન્મ લે છે. એક શેઠ પોતાના દીકરાને ત્યાં પાછો દીકરો થઇને આવે અને પોતાની કમાણીનો લાભ ઉડાવે વિદ્યાભ્યાસીને બીજા જન્મમાં વિદ્યા સહેલાઇથી પ્રાપ્ત થાય અને નવા જન્મમાં અધિક વિદ્યા પ્રાપ્ત કરી અધિક પ્રતિષ્ઠા મેળવે. પરંતુ આવું બધુ " લાગે ", આ બાબતની તેને " ખાતરી " નહિ. અને આ બાબતની " ખાતરી " કરવા માગતો હોય હોય તો મનુ-સ્મૃતિમાં તેને માટે એક ઉપાય બતાવ્યો છે. **वेदाभ्यासेन सततं शौचेन तपसैव च । अद्रोहेण च भूतानां जातिं स्मरति पौर्विकीम्** ॥ એટલે કે સતત વેદાભ્યાસ, સતત શારીરિક પવિત્રતા, સતત તપ, અને ભૂતપ્રાણી-માત્ર પ્રત્યે અદ્રોહ એટલે દ્વેષરાહિત્ય અને તે પણ સતત-આ બધી વસ્તુઓને લઇ જેનું અંતઃકરણ શુદ્ધ થયું છે તેને પોતાનો પૂર્વજન્મ યાદ આવે છે. આ યાદગીરી કલ્પનામાત્ર નથી હોતી. પોતાના મૃત્યુ વખતે બધું કાંઈ નાશ નથી પામતું. સગાંઓ, મકાનો વગેરે અનેક પાછળ રહે છે. આ બધું તેને યાદ આવે છે અને ત્યાં ત્યાં જઇ તે બાબતની તે તપાસ કરે છે ત્યારે

તેને પોતાને જે યાદ આવે છે તે બરોબર છે એવી ખાતરી થાય છે. આ ખાતરી થતાં તેને અંતઃકરણથી નિશ્ચય થઇ જાય છે કે; આત્મા એકજ નિત્ય વસ્તુ છે, અને આત્મગુણલાભ અથવા આત્મગુણવિકાસ એજ કામની વસ્તુ છે; બાકી બધું અનિત્ય છે, અને તેની પાછળ મહેનત લેવી એ રેતીના ઢગલા ઉપર ઘર બાંધવા જેવું છે. આવી ખાતરી થયા બાદ તે આત્મોન્નતિને માર્ગેજ ચાલે છે અને લૌકિક વસ્તુનો મોહ તેને નથી રહેતો. અત્યારના વિદ્વાનો કે વિચારકોને આત્મા બાબતની ખાતરી નથી માટેજ તે મોહમાં ફસાયેલા જણાય છે. બાકી ધન છોડીને કોઇ દેખાળો લે?

હવે, આ ખાતરી થવા માટેના જે ઉપાયો મનુસ્મૃતિમાં કહ્યા છે, તે સંબંધી વિચાર થોડો કરવાનો છે. પ્રથમ, સતત વેદાભ્યાસ. 'વેદ' શબ્દનો વિસ્તૃત અર્થ 'અનુભવથી પ્રાપ્ત કરેલું ખાતરીપૂર્વકનું જ્ઞાન' એ પ્રમાણે છે. એટલે જેણે પરમસત્યનાં દર્શન કર્યાં છે તેની તે પરમસત્યનું વર્ણન કરતી વાણી એ વેદ. પછી તે પરમસત્યના દર્શન ચાહે તે પ્રકારે થયાં હોય. કોઇ બારીમાંથી સૂર્યોદય જુએ, કોઇ બારણામાં ઊભો રહી જુએ, કોઇ અગાસી ઉપરથી જુએ, કોઇ ખેતરમાં રહી જુએ, અને કોઇ ઝાડવાં ઉપર ચડીને જુએ. પરંતુ જુએ છે સૌ સૂર્યોદય. પ્રકારમાં ન ફસાઇ તે તે પ્રકારે પ્રાપ્ત થયેલું પરમસત્ય જે સર્વ દેશોમાં, સર્વ સમયોમાં, અને સર્વ ધર્મોમાં એકસરખું છે તેનું જ્યાં જ્યાં વર્ણન હોય તે વેદ. તેનો સતત અભ્યાસ. ત્યાર બાદ શારીરિક પવિત્રતા. ખોરાકની અસર મન ઉપર છે. ન હોય તો દારૂડિયો ભાન કેમ ભૂલે? ખોરાકમાં બે તત્ત્વો છે. સ્થૂળ અને સૂક્ષ્મ હોટલમાં અને મા પીરસે તેમાં સ્થૂળ તત્ત્વ સરખું છે. હોટલવાળો મા જે ભાવથી પીરસે છે એ ભાવથી નથી પીરસતો. આ ભાવ એ સૂક્ષ્મ તત્ત્વ. આ બન્ને તત્ત્વોની શુદ્ધિ અને તે અંગેની બીજી શુદ્ધિઓ તે શારીરિક પવિત્રતા. ત્યારબાદ તપ. તપ એટલે કામ, ક્રોધ વગેરે મનોવેગો ઉપર જય. પછી ઘરમાં રહો કે જંગલમાં રહો. અને ત્યાર પછી ભૂત-પ્રાણી માત્ર પ્રત્યે અદ્રોહ. બધા ઉપાયોમાં આકરામાં આકરો આ છે. અપકારી અપકાર કરતો ચાલે છતાંયે ઉપકારી તેના ઉપર ઉપકાર કરતો રહે તેનું નામ તે સાચો અદ્રોહ. કહ્યું છે કે **उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः । अपकारिषु यः साधुः स साधुः सद्भिरुच्यते ॥** એટલે ઉપકાર કરનાર ઉપર ઉપકાર કરે એમાં શી નવાઇ? સાચો સાધુ તો તે

કે જે અપકાર કરનાર ઉપર પણ ઉપકાર કરે. આ છેવટનો આકરાંમાં આકરો ઉપાય જેને સર્વથા હસ્તગત એવા ક્ષરદેહે ભૂતકાલીન પરંતુ અક્ષરદેહે સદાસર્વદા વર્તમાન આપણા **મહાત્મા ગાંધીજી.**

નાગરદાસ કા. બાંભણિયા

---

# માનવેન્દ્ર

લોક કહે સ્વર્ગથી ઊતરીને,
ભૂલો પડ્યો દેવ અહીંજ આવ્યો;
દેખી દુઃખો માનવકુલ કેરાં,
હિંદે વસ્યો દુઃખનું મૂળ કાઢવા.

બીજા કહે ના પ્રભુ એજ સાચો,
ગીતા દીધો કોલ પૂરોજ પાડવા;
અધર્મ દેખી હદથી વધેલો,
અવતાર લીધો જગમાંહી એણે.

હૈયે તું મારે રહ્યો માનવેન્દ્ર,
લાધ્યું તને સત્ય બધું સનાતન;
એ સત્યને જીવનમાં ઊતારી,
કલ્યાણનો માર્ગ દીધો ઉજાળી.

અહિંસાથી જીતી હિંસા, 'રામ'થી મૃત્યુ ભેટીને,
વિશ્વનું તેજ વિલાયું, હાહાકાર મચ્યો બધે.

છોટુભાઈ પંડિત

# લોકશિક્ષણ

પ્રજાજીવનના ઘડતરમાં શિક્ષણનું મહત્વ બધા સ્વીકારે છે. શિક્ષણમાં મોટે ભાગે શાળા મહાશાળામાં જતા વિદ્યાર્થીઓનો સમાવેશ થાય છે. પણ આપણા દેશમાં હજુ ભણેલાની સંખ્યા સેંકડે ૧૦–૧૫ ટકા કરતાં વધી નથી. સ્વરાજ્ય સરકારની નીચે તે ઘણી વધશે. ભણવા લાયક ઉંમરનો કોઈ છોકરો કે છોકરી પંદરેક વરસની ઉંમર સુધી અશિક્ષિત નહિ રહે એવી આશા આપણે રાખી શકીએ, પણ જે ૯૦ કે ૮૫ ટકા અત્યારે અશિક્ષિત છે તેઓનો પ્રશ્ન પણ અત્યારે તો મોટો છે. તેઓને અક્ષરજ્ઞાન આપવા માટેના પ્રયત્નો તો થયા છે અને હજુ પણ થશે. પણ અક્ષરજ્ઞાન એ સાધ્ય નથી: જીવન માટેનું અમુક અમુક જ્ઞાન મેળવવા માટેનું તે એક સાધન જ છે. જીવન કે વ્યવહાર માટેના આ જ્ઞાનને માટે અહીં 'લોકશિક્ષણ'. શબ્દ વાપર્યો છે. આ પ્રકારના જ્ઞાનની મહત્તા બધા જ દેશસેવકો સ્વીકારે છે.

લોકશિક્ષણના એકજ વિભાગની ચર્ચા અહીં કરીશું, કારણકે આખો પ્રશ્ન બહુ મોટો છે. શિક્ષણમાં ચારિત્ર્ય, બૌદ્ધિક જ્ઞાન, આરોગ્ય, વગેરે ઘણી બાબતો આવી જાય છે. આમાંથી જેને આપણે બૌદ્ધિક જ્ઞાન કહીએ છીએ તેની, વ્યવહાર પૂરતી, પ્રાપ્તિ વિષે અહીં વિચાર કરીશું.

અત્યારના શિક્ષણની એક મોટી ખામી એ છે કે તે વિદ્યાર્થીના મનમાં શારીરિક મહેનત માટે અણગમો ઉત્પન્ન કરે છે. આપણા ગ્રામવાસીઓને જો આવું શિક્ષણ મળે, તો તેથી તેઓને અને દેશને નુકસાનજ થાય. આપણા શિક્ષિત સમાજની રહેણીકરણી તરફ નજર કરવાથી આ વાત સમજાશે. સમાજનો આટલો ભાગ બગડ્યો છે, પણ મોટો ભાગ બગડે એ આપણને પાલવશે નહિ.

બીજી તરફ વિચાર કરીએ તો આપણાં ગ્રામવાસીઓનું કેટલીક બાબતોમાં અજ્ઞાન ઘણું મોટું છે, અને તે દૂર કર્યા સિવાય તેમનું જીવન બરાબર સુખી નહિ થાય. વ્યવહારની કેટલીએ મહત્વની બાબતોને વિષે તેઓ અજ્ઞાન છે, તેથી તેઓ પૈસાદાર, શિક્ષિત અને સત્તાધારી લોકોને હાથે લુંટાય છે. તેઓનું આ અજ્ઞાન તો જરૂર દૂર કરવું જોઈએ.

આ પ્રશ્ન ખાસ કરીને અત્યારે ખૂબ ગૂંચવણવાળો છે. લગભગ પંદર વરસની ઉંમર સુધીના દરેક છોકરા અને છોકરીને મફત અને ફરજિયાત શિક્ષણ મળે, અને તે શિક્ષણ તેઓના જીવનને માટે બરાબર યોગ્ય હોય એવી આશા સ્વરાજ્ય સરકાર પાસેથી રાખી શકાય, પણ આ નવીન પ્રજા મોટી થઇને દેશનું કામકાજ ઉપાડે ત્યાં સુધીમાં અને ત્યાર પછી પણ થોડા વખત સુધી દેશમાં જે જૂની પેઢી છે અને રહેશે, તેની ઉપેક્ષા કર્યે નહિ ચાલે.

આ જૂની પેઢીને વ્યવહાર પૂરતી જ્ઞાનવાન કોઇક રીતે તો બનાવવીજ પડશે. આના બે રસ્તા છે. (૧) એક અક્ષરજ્ઞાનથી અને (૨) બીજો અક્ષરજ્ઞાન વગર. પહેલો રસ્તો એકંદરે સારો છે પણ મોટી ઉંમરના માણસો પુસ્તકો વાંચીને તેમાંથી જોઇતું જ્ઞાન મેળવી લે, તેટલા પૂરતો અક્ષરજ્ઞાનનો અભ્યાસ કરવો એ બહુ ધીરજની વાત છે અને થોડાજ માણસો એની પૂરી મજલે પહોંચશે એમ અત્યારે લાગે છે, જો કે વાંચવા લખવા સુધીનું અક્ષરજ્ઞાન તો બધાને આપવામાં મોટી મુશ્કેલી નહિ પડે એમ લાગે છે. હું ધારું છું કે મારું કહેવાનું સ્પષ્ટ થયું હશે. કાગળપત્ર અને રોજનો હિસાબ કરી શકાય એટલું અક્ષરજ્ઞાન પુસ્તકોમાંથી અમુક વિષયને સારી પેઠે શીખવા માટે પૂરતુ નથી. નિશાળમાં વિદ્યાર્થી પ્રાથમિક વાચન, લેખન અને ગણિત ઉપરાંત બીજું ઘણું મોઢેથી શીખે છે, અને તેને વાચનનો મહાવરો પણ એટલો બધો થાય છે કે તેની મારફતે તે પુસ્તકોમાંથી કોઈ પણ વિષયનું સામાન્ય જ્ઞાન મેળવી શકે છે. પ્રૌઢ માણસમાંથી બહુ થોડાઓનેજ વાચનનો આટલો મહાવરો કરવા પૂરતો સમય મળી શકે છે.

આથી પ્રૌઢ વયના લોકો માટે અક્ષરજ્ઞાનની સાથે અથવા તે સિવાય પણ વિષય શિક્ષણની કોઇ સ્વતંત્ર વ્યવસ્થા થવાની જરૂર છે. પૃથ્વીની સામાન્ય ભૂગોળ, આરોગ્ય અને સ્વચ્છતા, દુનિયાના મુખ્ય મુખ્ય ધંધાઓ વિષે પ્રાથમિક અને પોતાના ધંધા વિષે પૂરતું જ્ઞાન, રાજવહીવટની મોટી મોટી વ્યવહારૂ બાબતો, દુનિયાના બધા ભાગોમાં બનતા મોટા મોટા બનાવો, વગેરે શિક્ષણ પ્રૌઢને ( તેમજ વિદ્યાર્થીઓને ) માટે ખાસ જરૂરી છે. આવું જ્ઞાન પુસ્તક સિવાય મેળવવાના માર્ગોનો વિચાર આપણે કરવો જોઇએ.

આવી પદ્ધતિઓની વિગતવાર ચર્ચામાં આપણે અહીં નહિ ઉતરીએ. મોઢેથી સમજૂતી, ચિત્રો, પ્રદર્શનો, સંગ્રહસ્થાનો, જાદૂઈ ફાનસ, સિનેમા.

રેડિયો, વગેરે અર્વાચીન સાધનોનો આમાં ઉપયોગ કરી શકાય. પુસ્તકો કરતાં આ સાધનોમાં કંઈક વધારે ખર્ચ થાય છે અને તેથી એ સાધનોનો ઉપયોગ કરવામાં કંઈક મુશ્કેલીઓ છે જ, પણ પ્રયત્ન કરવાથી આવા કોઈ સાધનનો ઉપયોગ આપણે કરી શકીશું.

નિશાળો અને મહાશાળાઓમાં ઊનાળાની લાંબી રજા પડે છે. તેમાંથી થોડા દિવસ વિદ્યાર્થી આરામ, પ્રવાસ વગેરેમાં જરૂર ગાળે, છતાં તે કેટલાક દિવસો બચાવીને લોક શિક્ષણનું કંઈ કામ કરે; એકલા ન બને તો થોડા ભેગા થઈને કરે; કોઈ સંસ્થા મારફતે અથવા કોઈ અનુભવીની દોરવણી નીચે કરે. જેને કામ કરવું છે, તેને કોઈને કોઈ રસ્તો જરૂર મળી રહેશે.

દરેક સમાજમાં ધનવાનોનો ગરીબો પ્રત્યે ભણેલાઓનો અભણ પ્રત્યે, સબળાઓનો નબળાઓ પ્રત્યે અને સુખીઓનો દુઃખીઓ પ્રત્યે કંઈક કરવાનો ધર્મ રહેલો છે. એમાંથી જેટલું આપણાથી બની શકે તેટલું આપણે કરવું જોઈએ.

હરિહર પ્રાણશંકર ભટ્ટ

---

# ક્ષણે ક્ષણે દાકતરને ત્યાં દોડવાથી જીવન ટૂંકું થાય છે

મારી માન્યતા છે કે મનુષ્યોને દવા લેવાની ભાગ્યેજ જરૂર રહે છે. પથ્ય અને પાણી, માટી, ઇત્યાદિના ઘરગથ્થુ ઉપચારોથી એક હજારમાંથી નવસો નવાણું કેસ સારા થઈ શકે છે. ક્ષણે ક્ષણે વૈદ્ય, હકીમ અને દાક્તરને ત્યાં દોડવાથી ને શરીરમાં અનેક વસાણાં અને રસાયણો ભરવાથી મનુષ્ય પોતાનું જીવન ટૂંકું કરે છે, એટલુંજ નહિ પણ પોતાના મન ઉપરનો કાબૂ ખોઈ બેસે છે, તેથી મનુષ્યત્વ ખોઈ બેસે છે, અને શરીરનો સ્વામી રહેવાને બદલે શરીરનો ગુલામ બને છે. — ગાંધીજી

નારાઓને લાગ્યું છે. તે સાચું હોય કે ખોટું હોય પણ મ. ગાંધીજી આપણી વચ્ચેથી ગુમ થયા છે. તેમણે હિંદને સ્વતંત્રતા અપાવી છે, એ ઋણ કદાપિ વિસરાય તેમ નથી અને તેટલા માટે તેઓ ચિરકાળ સ્મરણીય રહેશે. પ્રભુ તેમના વાસનામય જીવને શાંતિ આપે."

અગાઉ જણાવ્યું તેમ આવી જાતની વિચારસરણીએ મૃત્યુ પહેલાં અને એમના છેલ્લા ઉપવાસ બાદ મોટા ભાગના હિંદુઓને ઘેરી લીધા હતા. એમનામાં પૂર્ણ શ્રદ્ધા ધરાવનાર કોંગ્રેસવાદીઓનાં મન પણ શિથિલ થઇ ગયાં હતાં. જે કારણેજ ઉપરના લખાણમાં તરી આવતી મનોદશાવાળા યુવાન ગોડસેને એક પરમ ધાર્મિક પુરુષના દેહને નષ્ટ કરવાની પ્રેરણા થઇ. એમના મૃત્યુ બાદ આપણે વિચારવાનું જરૂર રહે છે કે ઉપર દર્શાવેલ વિચારોમાં કેટલી તથ્યતા રહેલી છે.

ધાર્મિક અને તાત્વિક દૃષ્ટિએ વિચાર કરનાર મુસલમાનો એમ જરૂર સમજે છે કે પાકિસ્તાનના નેતાઓએ ધર્મના નામનો દુરુપયોગ કર્યો છે. પોતે ધર્મ આચરતા નથી અને અજ્ઞાન મુસ્લિમ જનતાને ઊંધે રસ્તે દોરી રહ્યા છે. તે તેઓ એ સમયે પણ માનતા અને જેઓ નહોતા માનતા તે પણ વિચાર કરી આજે માનતા થયા છે, એટલે ધાર્મિક અને તાત્વિક દૃષ્ટિએ પાકિસ્તાનના નેતાઓનો રસ્તો ખોટો હતો અને છે. કટ્ટર સંપ્રદાયવાદી મનોદશાવાળા હિંદુઓ સાચા ધાર્મિક પૂ. ગાંધીજી પાસે એવી ઊંધી દોરવણીની આશા રાખે અને તેમાં નિષ્ફળ થાય તો એ આશ્ચર્યજનક નથીજ.

તેમણે હિંદુ ધર્મને વગોવી ભેદ પડાવ્યો એ વાત ધાર્મિક અને તાત્વિક દૃષ્ટિથી વિચાર કરનાર કોઈ પણ વ્યક્તિ ન જ કહે. હિંદુ ધર્મનું રક્ષણ કરવા આ યુગમાં પૂ. ગાંધીજી જેવો ભગીરથ પ્રયત્ન કોઇએ પણ કર્યો નથી. એ વસ્તુ સાચી છે કે એમણે હિંદુ ધર્મની સાંપ્રદાયિકતા કે જે હિંદુ ધર્મની સારી બાજુ નથીજ તે દૂર કરવા અવશ્ય પ્રયત્ન કર્યો છે. તેમાં અનેક વિઘ્નો હતાં. ઘણે અંશે સફળ પણ થયા. આ સાંપ્રદાયિકતા કે જે સંકુચિત મનોદશામાંથી ઉત્પન્ન થાય છે તથા જે દ્વેષ-મૂલક છે તેણેજ એમના દેહનો નાશ કર્યો છે.

તાત્વિક દૃષ્ટિએ વિચાર કરીએ તો જણાશે કે ધર્મ શબ્દનો ઉપયોગ બહુ ખોટી રીતે કરવામાં આવ્યો છે. ધર્મ તથા સંપ્રદાય એ બે તદ્દન જુદી વસ્તુ છે. અત્યારે ચાલતા ધર્મો હિંદુ, ઇસ્લામ, ખ્રિસ્ત, જૈન.

પારસી, બૌદ્ધ, શીખ, વગેરે ધર્મો નજ ગણાય. કારણ ધર્મનું તત્વ એકજ સનાતન સત્ય રહ્યું છે. એ ધર્મનું આચરણ ન કરતાં એના બાહ્યાચારનું જ આચરણ કરવામાં આવે છે ત્યારે ધર્મને નામે ફક્ત સંપ્રદાય ચાલુ થાય છે. આ કારણેજ સંપ્રદાયના અનુયાયીઓની સંખ્યામાં ગમે તેટલો વધારો થવા છતાં ધાર્મિક પુરુષ કોઇકજ નીકળે છે. અનુયાયીઓની સંખ્યા એ ધર્મનું બળ છે એમ માનવાની ભૂલ આ જમાનામાં વિચારવાન વ્યક્તિ નજ કરી શકે.

આ રીતે વિચાર કરતાં પૂ. ગાંધીજી એક સાચા હિંદુ હતા જેમણે ધર્મને જીવનમાં ઉતાર્યો હતો. હિંદુ-સપ્રદાયમાં એવી બીજી વ્યક્તિઓ પણ હશે કે જેઓએ આવી રીતે ધર્મનેજ જીવનમાં ઉતાર્યો હશે પણ તે વિરલજ. ધર્મનો ઉપદેશ કરવો અને આચરવો એ બે વસ્તુ જુદી છે. સંપ્રદાયવાદી, ધર્મને નામે ઇતર સંપ્રદાય પ્રત્યે દ્વેષનો ઉપદેશ કરી શકે છે. એને માટે સાચા ધર્મનું આચરણ કરવાની એને આવશ્યકતા નથી હોતી. ધાર્મિક દૃષ્ટિએ મનુષ્યો બધાજ સમાન છે. ઉચ્ચ નીચ કે ગરીબ તવંગરનો ભેદ તથા સંપ્રદાયોનો ભેદ એ મનુષ્યોની કૃતિ છે, ઇશ્વરની નહિ. ધર્મ પણ સંપ્રદાયવાદને ઉત્તેજન નથી આપતો. પણ ધર્મને નામે ધર્મને સાચી રીતે નહિ સમજનારા તથા સાચા ધર્મનું આચરણ નહિ કરનારાઓ જ સંપ્રદાયની યોજના ઘડે છે. આ કારણેજ ધર્મના નામે વિશ્વમાં અનેક હિંદુ, ઇસ્લામ, ખ્રિસ્તી વગેરે મુખ્ય સંપ્રદાયો તેમાં પણ નાના નાના સંપ્રદાયો એવાં વડનાં ઝાડો ઊભાં થયાં છે.

પૂ. ગાંધીજી આ સંપ્રદાયવાદ કે સાંપ્રદાયિકતાના કટ્ટર વિરોધી હતા. અને પોતે જન્મથી વૈષ્ણવ હિંદુ હતા એટલે પોતાના સંપ્રદાયની સાંપ્રદાયિકતા દૂર કરવી અને સાચો ધર્મ સમજાવવો એ એમણે એમની ફરજ સમજી હતી. એ ફરજ બજાવતાં મૃત્યુ આવે અર્થાત્ ધર્મ આચરતાં અને સાચા ધર્મનો ઉપદેશ આપતાં આ નશ્વર દેહનો ભોગ આપવો પડે તો તેની પરવા તેમને નહોતીજ. અને એ વસ્તુ એમણે આચરી બતાવી છે.

ઉપર ટાંકેલા લખાણમાં જે ત્રણ ચેતવણીની વાત એ કાંઇ ઇશ્વરી ચેતવણી નથીજ. મહાપુરુષોનાં જીવનજ અનેક સંકટોથી ભરેલાં હોય છે. એમના નશ્વર દેહને નષ્ટ કરવાનો પ્રયત્ન તો આ પહેલાં ઘણીય વાર કરવામાં આવ્યો છે. પણ એવાં સંકટોથી મહાપુરુષો ડરતા નથી. ભગવાન બુદ્ધ, શંકરાચાર્ય, સ્વામી દયાનંદ, ઇશુ ખ્રિસ્ત વગેરેના દેહોનો નાશ પણ આવી

રીતેજ થયો હતો. સત્યના અને તે પણ જનતાને ન ગમે એવા સત્યના ઉપદેશકોના દેહનો નાશ બિમારીની શય્યામાં લખાએલ નથી હોતો. એવા મહાપુરુષો માટે તો વીર મૃત્યુજ લખાએલું હોય છે અને એવું મૃત્યુજ મહાત્માજીએ મેળવ્યું એ એમની મહત્તા છે.

**यद्यपि शुद्धं लोक विरुद्धं ना करणीयं ना चरणीयम्** એ વ્યવહારનીતિનું સૂત્ર એ સત્યનેજ બધા કરતાં પ્રથમ સ્થાન આપનાર મહાપુરુષો માટે નથી. પણ લોકો ઉપર પોતાનો કાબૂ લોકોને ગમે એવીજ વસ્તુ કહીને રાખવાને ઇચ્છતા રાજકીય નેતાઓ, મઠાધિપતિઓ, ગાદીપતિઓને માટે છે. કારણ તેવા નેતાઓ જે બોલે છે તથા જે વિચારે છે તે પ્રમાણેજ આચરતા નથી હોતા. તે માટે લોકમાં પોતાનું સ્થાન ટકાવી રાખવા માટે આ રસ્તો કોઈક નીતિગ્રે સૂચવ્યો છે. આખા વિશ્વ કરતાં પણ સત્યની ઉપાસનાને પ્રથમ સ્થાન આપનાર પરમ ધાર્મિક પુરુષો માટે નથીજ એ સમજવું જરૂરી છે.

અંતે, એટલુંજ કહેવાનું રહે છે કે પૂ. મહાત્માજી જન્મે હિંદુ સંપ્રદાયના હતા અને જીવનભર એમણે સાંપ્રદાયિકતાનો વિરોધ કર્યો એ માટે કોઇ પણ હિંદુને કોઇ પણ દિવસે શરમાવું નહિ પડે પણ આ દુનિયામાં બીજા કોઇ પણ સંપ્રદાયની કે દેશની વ્યક્તિ સામે, આવા પરમ ધાર્મિક તથા ધર્મને સાચી રીતે સમજનાર તથા આચરનાર મહાપુરુષના દેહનો નાશ એક કટ્ટર સાંપ્રદાયિક, દ્વેષથી ભરપૂર હિંદુને હાથે થયો છે એટલાથીજ શરમાવું પડશે.

ઉપરના અવતરણમાં કર્યો છે તેવો લૂલો બચાવ કરનાર દુનિયાના ઇતર સંપ્રદાયની વ્યક્તિનો તિરસ્કાર-પાત્રજ બનશે. માટે ધર્મને ન સમજનાર એવા સંપ્રદાયવાદીઓ પૂ. ગાંધીજીના મૃત્યુ બાદ પણ ધર્મ એ શી વસ્તુ છે એ સમજવા પ્રયત્ન કરશે તો જણાશે કે તેઓ પોતે ખોટે રસ્તે જઇ રહ્યા હતા અને તે રસ્તેથી એમને પાછા વાળવાનો ભગીરથ પ્રયત્ન કરતાં કરતાં જ એમણે એમનો દેહ અર્પ્યો છે. આમ હિંદુ ધર્મને ખાતરજ એમણે એમના દેહનું સ્વાર્પણ કર્યું છે. આ વસ્તુ જો સાંપ્રદાયિકો સમજશે તો મહાત્માજીના દેહની શી કિંમત હતી તે એમને સમજાશે. આપણી તો ઇશ્વર પ્રત્યે એજ પ્રાર્થના છે કે આપણને આટલું સમજવા જેટલી સદ્‌બુદ્ધિ આપે.

જિતેન્દ્ર જોશી

# મુક્તિ પ્રભાત

આજ હિમાલયને શિખરથી વિજય નગારાં વાગે
આજ મુક્તિની ભેરી વાજે નિદ્રિત ભારત જાગે
મુક્તિ આજ પધારે
ભારતને દ્વારે .... .... ૧

આજ ગગનની દિશદિશથી મરુત વહે સ્વાતંત્ર્ય સુવાસ
આજ મલયથી, હિમઆલયથી અનિલલહર લાવે ઉલ્લાસ
સચરાચર પુલકે
માનવગણુ મલકે. ... .... ૨

યુગયુગ ડંખ્યાં ઘોર ગુલામીનાં બંધનની અંતઘડી
યુગયુગ ઝંખી સ્વાધીનતાની કૂચકદમ આજે ઉપડી
પરાધીનતા પ્રજળી
ક્રોડક્રોડની આશ ફળી. .... .... ૩

કાલિદાસ, તુલસી, રવીન્દ્ર, ઇકબાલ શ્વાસ મુખરિતા
કવિવરગણુને રસનાગ્રેથી કથિત, દયિત, વંદિતા
સ્વાધીનતા આવે
કવિઉર પુલકાવે .... .... ૪

કૃષ્ણુચંદ્રની કથિત ગીતાની મુક્તિનું ફળ ગણું
નિશા પરાધીનતાની પૂરી, સ્વતંત્રતાનું વ્હાણું
રક્તછોળ ઝલતાં
મુક્તિદ્વાર ખુલતાં. .... .... ૫

આજ સ્વર્ગને રંગમંચથી પુલકિત પૂર્વજ તોષિત થાય
સ્વાધીનતાના શહીદગણુનાં પુણ્ય શ્રાદ્ધ સાચાં ઉજવાય

એ બલિદાન ફળતાં
સ્વાધીનતા મળતાં. .... .... ૬

જાગો, હે પીડિત જગનાં, હે જાગો શોષિત રાષ્ટ્ર ગુલામ
આજે કૂચ જગતની ઉપડે સ્વાધીનતાની આ અવિરામ
એમાં સાથ પૂરાવો
કદમે કદમ મિલાવો. .... .... ૭

પૃથ્વી, પર્વત, વન વીંધીને સૂસવતા આ સમીર,
નદીઓનાં વહેતાં, સાગરનાં ઘૂઘવતાં આ નીર,
એજ સંદેશ વહો
ભારતની જય હો ! .... .... ૮

પ્રેમ, અહિંસા ને સત્યના ત્રિવિધ ફેલાવો સંદેશ
એજ અમારી મુક્તિસુવાસે મહેકો દેશેદેશ
ભારતની આઝાદી
વિશ્વની આબાદી. .... .... ૯

'વિદ્યાપતિ રાજ'

# લોકસંગ્રહી મહાત્માજી

ધાર્મિક, રાજકીય, રાષ્ટ્રીય, સામાજિક, કૌટુંબિક, વૈયક્તિક એમ જીવનના દરેક ક્ષેત્રમાં પૂ. મહાત્માજીએ કામો કરેલાં છે. આટલાં વિશાળ કામો અત્યાર સુધી કોઇએ કરેલાં નથી. તેજ પ્રમાણે જીવનના દરેક અંગ અને પ્રશ્ન વિષે તેમણે જેટલો વિચાર કરેલો છે તેટલો પણ અત્યાર સુધી કોઇ તરફથી થયો નહિ હોય. જીવન સાથે સબંધવાળા દરેક પ્રશ્નની તેમણે ચર્ચા કરેલી છે અને તે બાબતમાં સુધારણા કરવાનો તેમણે પ્રયત્ન કરેલો છે. ઔષધિ, ચિકિત્સા, નિસર્ગોપચાર, આહાર, પોષાક તથા લગ્ન-પ્રથાના જેવા નાના મોટા શાસ્ત્રમાં અને વિષયમાં પણ તેમણે પોતાના મત પ્રમાણે સુધારણા અને ક્રાંતિ કરવાનો પ્રયત્ન કરેલો છે. સ્વચ્છતા જેવા મહત્વના પરંતુ સમાજ જે વિષે બેદરકાર છે તે પ્રશ્નોયે તેમણે ઘણો ઊંડો વિચાર કરેલો જણાઇ આવે છે. સ્ત્રીઓ, અસ્પૃશ્યો, આદિવાસી, પરદેશના આપણા દેશબાંધવો વગેરે બધાની સ્થિતિ સુધારીને, તેમને ઉન્નત કરીને, તેમને જગતમાં મનુષ્ય તરીકેના હક્કો પ્રાપ્ત કરી આપવામાં તેમણે આજ સુધી જેટલું સહન કર્યું છે, જેટલો પરિશ્રમ કર્યો છે અને જેટલો પ્રયત્ન કર્યો છે તેટલો આજ સુધી કોઇ પણ દેશમાં કોઇએ કર્યો હોવાની આપણને જાણ નથી. જીવનની દૃષ્ટિએ મહત્વનો નાનો મોટો કોઇપણ પ્રશ્ન તેમણે પોતાના કર્તવ્યક્ષેત્રમાંથી અલગ રાખેલો નહોતો. આ બધા કારણોને લઇને દેશપરદેશના, સ્વધર્મ પરધર્મના એકંદરે જગતના અસંખ્ય માણસો સાથે ઘણોજ નિકટ સબંધ તેમને થયેલો હતો. અસંખ્ય કુટુંબો સાથે પોતાના ઘરના એક પ્રમુખ અને પૂજ્ય વ્યક્ત તરીકે તેમનો સબંધ થયેલો હતો. કોઇના મિત્ર તો કોઇના સલાહકાર, કોઇના રાષ્ટ્રીય આગેવાન તો કોઇ સાથે રાજકીય મસલત કરનાર, કોઇના ધાર્મિક માર્ગ-દર્શક તો કોઇના આરોગ્યપથપ્રદર્શક એમ અનેક જુદાં જુદાં કારણોથી માનવ જાતિ સાથે તેમનો અનેક પ્રકારે સબંધ જોડાયેલો હતો. તેમની સલાહ લેવા માટે રાજકારણી મહાન મુત્સદ્દીથી માંડીને સાધારણ ગૃહસ્થ, શ્રીમંતથી માંડીને ગરીબ, રાજાથી માંડીને રંક, ધર્મનિષ્ઠથી માંડીને પતિત, ધર્મગુરુથી માંડીને અન્ત્યજ, મહાપંડિતથી માંડીને નિરક્ષર એમ આબાલ વૃદ્ધ સ્ત્રી પુરુષ આવતા હતાં. અને તે બધાને પોતપોતાના વિષયમાં યોગ્ય

સલાહ તેમના તરફથી મળતી હતી. કોઇ પણ પોતાની અડચણ સંકોચ વગર તેમને કહી શકતું. જેમનો જેમનો તેમની સાથે એક વાર સંબંધ થયો તેમને તેઓ પોતાનાજ લાગતા હતા. આ બધાનું મુખ્ય કારણ એજ કે તેઓ બધાને પોતાના માનતા હતા.

ધાર્મિક, રાજકીય, રાષ્ટ્રીય, સામાજિક, આર્થિક એમ અનેક જુદા જુદા એક એક ક્ષેત્રમાં પ્રચંડ કાર્ય કરનારી વ્યકિતઓ જગતમાં બીજા દેશોમાં થઇ ગયેલી છે. પરંતુ આ બધા ક્ષેત્રોમાં એકજ વ્યકિતએ વિશાળ કામ કર્યું હોય એવી મહાત્માજી સિવાય બીજી કોઇ જણાતી નથી. જગતમાં મહાન ધર્મપ્રચારકો થઇ ગયા, વિખ્યાત રાજકારણી થઇ ગયા, મોટા મોટા રાષ્ટ્રોદ્ધારક નિર્માણ થયા, સમાજસુધારક થયા, પરંતુ જીવન વિષેના દરેક નાના મોટા ક્ષેત્રમાં ઊંડો અને દીર્ઘપણે વિચાર કરનારી અને દરેક નાની મોટી વ્યકિતઓ સાથે ગાઢપણે સંપર્કમાં આવેલી અન્ય વિભૂતિ મળવી મુશ્કેલ છે. જીવનનું દરેક ક્ષેત્ર સુધરે એવી તેમની ઇચ્છા અને પ્રયત્ન હતો. અનેક વિધ પ્રવૃત્તિઓ તેમણે નિર્માણ કરી, તેને વધારી, અગણિત લોકોને તેમણે રાષ્ટ્રીય પ્રવૃત્તિ તરફ વાળ્યા. જગતમાં નિઃસ્વાર્થતાના પાઠ શીખવ્યા. બધાના કલ્યાણ માટે સદૈવ પરિશ્રમ કર્યો. આવા તેમના પ્રયત્નને લઇને અને તેમની વ્યાકુળતા અને પુરુષાર્થને લઇને સારા રાષ્ટ્રને તેઓ પિતાતુલ્ય લાગ્યા. તેમનો સંબંધ વિશ્વવ્યાપી થયો. તેઓ વિશ્વકુટુંબી થયા.

તેમનામાં આટલી વ્યાપકતા આવવા માટે તેમની સેવાપરાયણતા, રાષ્ટ્ર વિષે વ્યાકુળતા, પોતાની ઉન્નતિની ઉત્કંઠા વગેરે અનેક નાના મોટા સદ્‌ગુણો કારણ છે જ. પરંતુ તેમના જીવનનો આટલો વિકાસ થવા માટે તેમની લોકસંગ્રહીવૃત્તિ એ મુખ્યતઃ કારણ હોય એમ લાગે છે. દરેક માણસને પોતાની સાથે જોડી લેવો, કદી કોઇ સાથેનો સંબંધ તોડવો નહિ એવી જાતનું તેમના વર્તનનું ધોરણ હતું આ એકજ સદ્‌ગુણ સદૈવ જાગ્રત રાખવા માટે માણસે કેટલાયે સદ્‌ગુણો પ્રાપ્ત કરવા પડે છે.–તે રાખવા પડે છે–તેમની વૃદ્ધિ કરવી પડે છે. ત્યારેજ લોકસંગ્રહ થાય છે. વૈરાગ્યવૃત્તિ ધારણ કરીને નિરુપાધિક થઈ પોતાની જ શાંતિ પ્રાપ્ત કરવી એ સહેલું છે પરંતુ લાખો લોકોનો સંગ્રહ કરીને–તેમને ભેગા કરીને, તે બધાને એકજ પવિત્ર ઉદ્દેશ ધારણ કરાવીને, તેમને તે માર્ગ પર લાવવા–તેમની પાસેથી

મહાન કાર્ય કરાવવું એ પરમ દુ:સાધ્ય વાત છે. એ દુ:સાધ્ય વાત મહાત્માજીએ પોતાના જીવનમાં સિદ્ધ કરી બતાવી. તેમની વિશેષતા અને ભવ્યતા આ મહાન સદ્‌ગુણમાં છે. તેમના જીવનમાં તેમના પ્રયત્નને આવેલા યશની ચાવી તેમના લોકસંગ્રહીપણામાં છે. આ લોકસંગ્રહીપણાને લઈને અસંખ્ય માણસોનાં અંત:કરણ તેમના યશનું ચિંતન કરતા હતા. અસંખ્ય આંખો તેમના યશની ગઢ જોતી હતી.

જો કોઈ એકજ સદ્‌ગુણમાં મહાત્માજીના સાગળે જીવનની ઓળખ કરી લેવાની હોય અને તદ્‌દર્શક વિશેષણ તેને લગાડીને તેમને સંબોધવાનું હોય તો '**લોકસંગ્રહી મહાત્માજી**' એટલાથી તેમના જીવનની ખરી ઓળખ સહજ જ થાય એવી છે.

કેદારનાથ

---

# ખાવાનું ભૂલીએ, રેંટિયો થોડો જ ભુલાય છે?

દેશમાં અંધાધૂંધી ફેલાઈ છે, તે વખતે ખાદીની વાત કાઢવી, એ બેહદું છે, એમ 'હરિજન સેવક'ના વાચકો જરૂર કહી શકે, કેમકે, તેમાંના ઘણા ભાગના શહેરોમાં રહેવાવાળા છે. અને અત્યાર સુધી શહેરો સુધીજ હુલ્લડો પહોંચ્યાં છે, એ ઈશ્વરની મોટી રહેમ છે. પણ શહેરોમાંયે શું બધા હુલ્લડમાં થોડા જ પડ્યા છે? વળી ખાદીના વિચારમાં જ સુલેહશાંતિનો વિચાર પણ આવી જાય છે. આખરે જુઓ, તો કાં તો કરોડો ખાદી અપનાવશે અથવા આપણે સ્વરાજની વાત માંડી વાળવી જોઈશે. તેથી, ગમે તેવા તોફાનમાં ગમે તેટલા લોકો ફસાયા હોય, તો પણ જેમને શાંતિ પર ઈતબાર છે, તે રેંટિયાને ને ખાદીને કેમ ભૂલશે? **ખાવાનું આપણે ભૂલીએ કે છોડીએ, રેંટિયો થોડો જ ભુલાય છે કે છોડાય છે?** આ વાત નજરમાં રાખીને ચરખા સંઘ તરફથી નિવેદન કરવામાં આવ્યું છે: બીજા ખાદીપ્રેમીઓએ પણ એવાંજ નિવેદનો કર્યાં છે. તેથી, આ દૃષ્ટિથી જોનારા બધા ફેદા રેંટિયાજયંતીને માટે સૂતર કાંતતાજ રહેશે અને ચરખા સંઘના દાગનો અમલ કરશે.

— ગાંધીજી

# બાપુના પંથે

'ગાંધી સ્મારક ગ્રંથ' માટે લખવા પત્ર આવ્યો. ગાંધીજી સંબંધી એટલું બધું સાહિત્ય છે અને એમની જુદી જુદી પ્રવૃત્તિઓ સબંધી તેમના લેખો એટલા બધા છે કે જેની અંદર સહેજ ડૂબકી મારીએ તો મોતી, સાચાં અને કિંમતી મોતી વગર બીજું કાંઇ ન મળે. તેમણે આપેલી સલાહમાંથી જરા આપણે માનીએ તો આપણું જે વામન સ્વરૂપ છે તે તદ્દન બદલાઈ જશે.

સૌથી પહેલાં મારી નજર જો તેમની પ્રવૃત્તિઓમાંથી કોઇના ઉપર પડતી હોય તો તે સામાન્ય જનતાના ઉદ્ધાર માટેની છે. સૌથી નીચલી સ્થિતિ ઉપર ઉભો રહેલો ભંગી તે તેમને મન વહાલામાં વહાલો ભાઇ છે અને તેની જો સાચા દિલની સેવા કરવામાં આવશે તો સૌનો ઉદ્ધાર થશે અને હિંદ આખું ઊંચી કક્ષા ઉપર આવી જશે. આજે આપણે બિરાદરીની વાતો કરતા હોઇએ પણ જો આપણે ત્રીસ કરોડ હિંદીઓ તરફ પ્રેમભાવ રાખીએ અને એકમેકના કલ્યાણ માટે જો પ્રયત્ન કરીએ તો જે તોફાનો, મિલકતોના નાશ અને વૈરભાવ વધતો જાય છે અને ગાડીમાં મુસાફરી કરતાં પણ હવે બીક લાગવાની શરૂઆત થઈ છે. તે ન થાય. કોમી એકતાની વાતો કરીએ છીએ, તેની માળા ફેરવીએ છીએ, તેના સંબંધી ભાષણો અને લેખો લખીએ છીએ પણ આપણે દૂર ને દૂર જતા રહીએ છીએ. આજે તો જ્યાં એકતા હતી ત્યાંથી પણ નાશ પામવા માંડી છે. હિંદુ મુસ્લિમની કોમી એકતા તો નથી પણ મહેસાણા પ્રાંતમાં રજપૂત, ઠાકોરો, રબારીઓ, હરિજનો, વગેરેના ભાગલા પહેલાં કરતાં વધતા નથી? ગોધરામાંના શહેરો શહેરમાં તો પછાત વર્ગના ભાઇઓએ રોષમાં ઊંચા ગણાતાં ભાઇઓ અને બહેનોનાં મકાનો બાળી નાખ્યાં છે. અને તેથી સૌથી જરૂરિયાતની ચીજ એ છે કે આપણે આપણા દેશમાં વસતા સૌ ભાઈ બહેનો વચ્ચે જાણે માડીજાયા આપણે હોઇએ તેવું કરવું જોઇએ.

આજે મૂડીવાદ અને સામ્યવાદની વાતો થઇ રહી છે અને વર્ગ વિગ્રહની વાતો કરીએ છીએ. પણ સાચી વાત તો એ છે કે એ એકે રસ્તો નથી. એમાં તો એકજ રસ્તો હોય કે આપણે મૂડીવાદ ઉપર આધાર

રાખવો ન જોઈએ. પણ ગમે તે ઉપાયે આપણા ગામડાના ઉદ્યોગો અને ઝૂંપડાના ઉદ્યોગો ઉપર ખૂબ ધ્યાન આપવું જોઈએ. અને એ કરીશું ત્યારેજ આ પ્રશ્નનો નિકાલ થાય. તે વગર થવાના નથી.

મહાત્માજીએ અંકુશો દૂર કરવા તજવીજ કરી. આજે આપણે મહાત્માજીના પ્રયત્નો નિષ્ફળ કરીએ છીએ અને આખા હિંદની પ્રતિષ્ઠા જોખમીએ છીએ.

આજ આપણે જો કોમી એકતા લાવી શકીએ, આપણા ગ્રામઉદ્યોગોને સચેત કરી શકીએ, અને આપણી સંસ્કૃતિ પ્રમાણે સાદું અને ઉચ્ચ વિચારોથી ભરેલું જીવન ગાળીએ, તો મહાત્માજીને આપણે થોડા થોડા સમજીએ છીએ એમ લાગશે. બાકી "ગાંધીજીની જે" કહીને આજે ગામડાં લૂંટાય છે તેવી રીતે જો આપણે વર્તીશું તો આપણી આઝાદી નિષ્ફળ જવાની છે. પ્રભુ ! ગાંધીજીના પંથે ચાલવાની બુદ્ધિ અને શક્તિ અર્પણ કર.

ચુનીલાલ પુ. શાહ

---

# બળાત્કાર વખતે પુરુષે શું કરવું ?

પુરુષ પ્રેક્ષક મટીને રક્ષક થશે. એ ઊભો રહ્યો સાક્ષી નહિ રહે. એ પોલીસને ગોતવા નહિ જાય. એ રેલવેની સાંકળ તાણીને પોતાને કૃતાર્થ નહિ માને. તેને અહિંસા આવડે તો તો તેનો ઉપયોગ કરતાં મરશે ને જોખમમાં પડેલી બહેનને ઉગારશે. અહિંસાથી નહિ તો હિંસા કરતો બહેનને બચાવશે. અહિંસા કે હિંસામાં છેલ્લી વસ્તુ તો મરણ છે. મારા જેવો ઘડપણથી અશક્ત થઈ ગયેલો, દાંત વિનાનો બુઢ્ઢો પણ જો એવે સમયે 'એમાં હું કમજોર શું કરી શકું ? મને તો અહિંસા જ આવડે,' કહીને છૂટી પડે તો તેનું માહાત્મ્ય તો તેજ ક્ષણે ઘવાયું ને વગોવાયું. કેમકે જો તે એ વખતે મરી પડવા તૈયાર થઈ જાય ને વચ્ચે પડે તો પેલી બહેન તો બચીજ સમજવી. એના માનભંગનો સાક્ષી તે નહિ રહે.

આ પ્રેક્ષકને વિષે. પણ જો વાતાવરણમાં એવી માન્યતા દાખલ થઈ જાય કે હિંદુસ્તાનનો કોઈ પણ પુરુષ કોઈ સ્ત્રીનો શિયળભંગ કદી સહન નહિ કરે, તો પશુસિપાઈ પણ હિંદુસ્તાનની સ્ત્રી ઉપર હાથ નાંખવાનું ભૂલી જશે.

— ગાંધીજી

# મહાત્મા ગાંધીજીના પ્રસંગમાંથી થતો સંકોચ અને આનંદ

ઇ. સ. ૧૯૨૧ થી જ્યારે અમદાવાદ જવાનું થાય અગર વડોદરા રાજ્ય પ્રજામંડળ કે પુસ્તકાલય પ્રવૃત્તિ અંગે અમરેલી કે મહેસાણા પ્રાંતમાં જવાનું થાય ત્યારે જગતવંદ્ય મહાત્મા ગાંધીજીના દર્શને તેમજ સત્યાગ્રહ આશ્રમ તથા ગૂજરાત વિદ્યાપીઠની રાષ્ટ્રપ્રવૃત્તિના દર્શને સાબરમતી આશ્રમમાં બનતા સુધી જવાની અને પ્રાર્થનામાં પણ ભાગ લેવાની તેમજ મહાત્માજીની યુવાનને પણ શરમાવે તેવી સતત અને શ્રમભરી દિનચર્યા જોવાની અને વાર્તાલાપો સાંભળવાની ટેવજ પડી ગયેલી. એમાંથી ત્યાં જોવા-જાણવા મળેલાં અનેક વિરલ દશ્યોમાંથી કેટલાય પ્રસંગો જીવનભર યાદ રહેશે.

વીસેક વર્ષનો આ પ્રસંગ છે. આશ્રમને રસોડે મહાત્મા ગાંધીજી સાથે ભોજન કરવાના પ્રસંગે મોળું અને બાફેલું ભોજન, કાચી કચુંબર કે જેમાં બધાં પોષક તત્વો સચવાયલાં હતાં એ સાથે જમવાનો લહાવો લેતાં મહાત્માજીના મધુર અને આહ્લાદક વાર્તાલાપનો લાભ લીધેલો એ પ્રસંગે એક પ્રૌઢ વ્યક્તિ મહાત્માજી સમીપ બેસી અનેક સૂચનો ઝીલી રહી હતી અને એક:દાસાનુદાસની નમ્ર શ્રદ્ધાથી પ્રશ્નો પૂછી લઇ તેના ઉકેલ પણ મેળવી રહી હતી. મને વણઓળખ્યે એમના તરફ અતિ માન ઉપજ્યું.

મારે ઉતાવળ હતી અને જતાં જતાં મહાત્માજીને મારા હાથના કાંતેલા સૂતરનો હાર પહેરાવી લેવો હતો. મહાત્માજીનું ભોજન જરા અધુરૂં હતું ને મેં એમના ગળામાં હાર આરોપી દીધો. મહાત્માજીએ મને કહ્યું કે " આમ કદી ન કરીએ. " મેં પશ્ચાતાપપૂર્વક કહ્યું કે " બાપુ મારે ગાડી પકડવાની ઉતાવળ છે એટલે આ ભૂલ કરી છે. માફ કરશો. " બાપુએ એક અમીભરી નજર કરી ને મેં વંદન કરી રજા લીધી. આ હારના પ્રસંગમાંથી શરમ અને આનંદ બન્ને અનુભવતો તેમજ મહાત્માજી પાસે બેસીને અતિ નમ્ર ભાવે પ્રેરણા ઝીલતી પેલી પ્રૌઢ વ્યક્તિને જાણે નજર સામે જોતો અને યાદ કરતો સાબરમતી સ્ટેશને ગાડીમાં બેઠો.

. મારી પાછળ આશ્રમવાળી એજ પ્રૌઢ વ્યક્તિએ આવી મારી સાથેજ ત્રીજા વર્ગના ડબામાં જગ્યા લીધી. હું એમની સાથે જરા વાતે વળગ્યો. તેઓશ્રી મારી સાથે ' જી ' અને ' આપ ' કહીને હિંદીમાં વાત કરી રહ્યા હતા. હું તો ' જી ' કહીને વાત કરવા ટેવાયલો નહિ એટલે સહેલાઇથી જીભ પર ' જી ' આવે નહિ અને સાંભળીને સંકોચાયા કરું. આ વ્યક્તિ કોઇ પ્રતાપી લાગી અને તેમનું નામ જાણવાની જિજ્ઞાસા થઈ. દેશનેતાઓના ફોટા જરા ધ્યાન પર આણી લીધા અને અમદાવાદ ઉતરતાં તેઓશ્રીને આસ્તેથી પૂછી લીધું "આપ જમનાલાલજી હો ?" જવાબ મળ્યો ' જી, હા. ' ફરીથી મારા સંકોચનો અને આનંદનો કંઇ પાર ન રહ્યો મારી નજર સામે શ્રી. જમનાલાલ બજાજ જેવા એક કરોડપતિ-મહા શ્રીમંત, ત્રીજા વર્ગનો ડબો, સેવકના પણ સેવક જેટલી નમ્રતા, વિનય વિવેકનો ભંડાર, મહાત્માજીના જીવનમંથનમાંથી લાધેલાં આવાં અનેક રત્નોમાંનું આ એક મહામૂલું રત્ન હમેશાં યાદ આવ્યાજ કરે છે. અને જ્યારે કોઈ બે પૈસા ફેરવતી વ્યક્તિને ઘમંડ કરતી જોઉં છું અગર મારામાં કંઇક નમ્રતા છે કે સેવાકાર્ય કરી રહ્યો છું એવો મિથ્યા ખ્યાલ આવે છે ત્યારે પરમપૂજ્ય બાપુજી અને પૂ. જમનાલાલજીનુ આત્મભાન કરાવતું પ્રેરણાત્મક દૃશ્ય નજર સામે ખડું થાય છે.

પ્રભુ આપણને સૌને આવાં સુસ્મરણોમાંથી હંમેશાં કર્તવ્યભાન કરાવે એજ પ્રાર્થના.

**ચીમનલાલ હ. અમીન**

# બાપુનું સ્મારક

બાપુના અવસાનનું પ્રથમ સાંભળ્યું ત્યારે મને થયું " દાદાનું શું ? " બાપુ ઘણાઓની જેમ દાદાનાં જીવનમાં એવા ઓતપ્રોત થઇ ગએલા છે કે બાપુ વિના દાદા શું કરી શકે તેની કલ્પનાજ ન આવે.

બાપુના ગયા પછી થોડાજ દિવસે દાદા આવ્યા. બાપુના ગયા પછી દાદા શું કરતા હશે, તેમના મગજની શું સ્થિતિ હશે, એવા અનેક વિચાર આવ્યા કરતા પરંતુ દાદાને આજે પ્રત્યક્ષ જોયા ત્યારે ગીતાના સ્થિતપ્રજ્ઞ નજર સમક્ષ ખડા થયા નહોતો એમનામાં શોક, નહોતી ચિંતા, નહોતી વિહ્વળતા. એમનામાં તો દષ્ટિગોચર થતી માત્ર એક તમન્ના અને તે બાપુએ આદરેલું કામ પૂરૂં કરવાની.

" બાપુના ગયા પછી થોડા કલાક તો હું શૂન્યવત રહ્યો. અને ખૂબ વિચાર આવ્યા. રાતના આવીને એ વિચારમાં ને વિચારમાં આશ્રમમાં સૂતો. સવારમાં ઊઠયો ત્યારે તો હું ખૂબજ આનંદમાં હતો. મને થયું કે હવે તો બાપુને મળવા વર્ધા જવાની કે દિલ્હી દોડવાની જરૂર નથી. હવે તો આંખો મીંચું ને બાપુ મારી નજર સમક્ષ ખડા થાય છે. બાપુએ તો આપણને કહેવાનું અને કરવાનું એટલું બધું કહી દીધું છે કે એના સોમા કે હજારમા ભાગનું પણ આપણે કરીએ તો આપણું જીવન ધન્ય થાય અને બાપુના આત્માને સંતોષ થાય. "

આવી આવી કૈંક વાતો એમણે કરી. બાપુના ગયા પછી આપણે શું કરવું એ વિચાર સહુને આવે અને તેમાં સાચું માર્ગદર્શન મળે એવા આ દાદાના વિચારો છે તેથી આજે તે જનતા સમક્ષ મૂકું છું.

બાપુએ તો આપણને કરવાનું ઘણુંએ કહ્યું છે. કોઇ મનુષ્ય એવો ભાગ્યેજ મળી આવે જે તેમણે ચીંધેલા રાહ પર સંપૂર્ણ રીતે રહી શકે. છતાં બધાં એ રાહને લક્ષ્ય બનાવી યથાશક્તિ તેમણે બતાવેલું કામ કરી શકે.

ઘણા આજે બાપુના સ્મારકની વાતો કરે છે. બાપુનું સાચું સ્મારક એટલે તેમણે ચીંધેલું કામ પ્રમાણિકપણે કરવાનો પ્રયત્ન.

આજે માણસમાંથી માણસાઇ જતી રહી છે ધનલોભ આજે એટલો વધતો જાય છે કે તેની આગળ આજે ન્યાય નીતિ, સત્ય, અહિંસા, અપરિગ્રહ, આ બધા તો કલ્પનાના પ્રદેશમાંજ વસતા થઇ ગયા છે સમગ્ર જગતમા અંધકાર ભામે છે. જ્યા જોઇએ ત્યા લડાઇની, ખૂનની, માગ-માર્ગીની કાપાકાપીની, છેતરપીંડીની, દંભ, ધન અને કીર્તિના મોહની અને આવીજ બધી વાતો ચાલે છે આવે વખતે પામર માણસ મુઆઇ જાય એ સ્વાભાવિક છે. આવે વખતે બાપુને હૃદયમા વસાવી એમણે ચીંધેલા માર્ગે જવાનો આપણે સહુ પ્રયત્ન કરીએ અને સાચી માણસાઇ પ્રાપ્ત કરી વિશ્વમા શાંતિ અને સત્યનુ સામ્રાજ્ય ફેલાવવામા આપણે યતકિંચિત ફાળો આપીએ એજ બાપુનુ સાચુ તર્પણ એજ બાપુનુ સાચુ સ્મારક

વિજયકુમાર માધવલાલ ત્રિવેદી

---

# I Surrender

"Then Gandhiji started on his immortal march to Dandi Chenghis and Napoleon enforced conscription at hhe point of the dagger and the bayonet But this man's method of conscription was worse, it tortured not the body but the soul Every day of his march brought me tense excitement and insufferable agony I felt like a thrice-cursed slave tied to a millstone of luxurious living, destined to grind and to grind for ever, Why was I not in my country's service? Why was I not ready to stand for the ideals which I always cherished? Why had I not the courage even of an ordinary Gujarati villager? When Gujarat was rising like one man, why was I, who always talked of its greatness, staying away from the fight? When the nation had declared a war, why was I thinking of sneaking away to Kashmir? I could not resist this any longer, and surrendered"

K M MUNSHI

# પુણ્યશ્લોક બાપુ

મહાત્માજી દેવ કે મનુષ્ય? જેવી જેની દૃષ્ટિ. ભગવાનશ્રી કૃષ્ણ જ્યારે કંસના દરબારમાં ગયેલા ત્યારે, મલ્લોને વજ્ર જેવા, સજ્જનોને નરશ્રેષ્ઠ, શત્રુઓને કાળ, એમ જુદા જુદા માણસોને જુદે જુદે રૂપે દેખાયેલા. એવી જ રીતે રાજકીય દૃષ્ટિએ, કલાની દૃષ્ટિએ, સાહિત્યની દૃષ્ટિએ, ન્યાય અને નીતિની દૃષ્ટિએ જોનારાઓ એમને જોઇ શકે. એ હતા મનુષ્ય અને થયેલા દેવ.

મહાત્માજીના જીવનનો એક પ્રસંગ છે. વર્ધામાં એક સર્પનિષ્ણાત આવ્યા. એમની પાસે અનેક સર્પો કરંડિયામાં ભરેલા હતા. પ્રત્યેકની ખાસિયત, સ્વભાવ, વગેરેનું તેઓ વર્ણન કરતા અને એક પછી એક સર્પ મહાત્માજીના ખોળામાં મૂકતા. બાપુજી તે સર્પોને પ્રેમથી પંપાળતા. પંડિત જવાહરલાલ, સરદાર સાહેબ અને બીજા દેશનેતાઓને આ ગમ્યું નહિ. મહાત્માજીનું જીવન એ તો દેશનું ધન. એને કેમ જોખમાવાય? કોઇ ઝેરી સર્પ એની જાત પર ગયો તો? એમણે બાપુને સમજાવ્યા, વીનવ્યા, પણ બધું નકામું. આત્માના અમરત્વનો સાક્ષાત અનુભવ કરનારને અને વિશ્વપ્રેમની મશાલ ધરનારને નશ્વર દેહનો મોહ થોડોજ હોય? આખરે એમણે પેલા સર્પવિજ્ઞાની પર એવું દબાણ કર્યું કે મહાત્માજીની સર્પો સાથેની રમત અટકી ગઇ. પણ આખરે થવાનું હતું તેજ થયું!

મહાત્માજીના ન્યાય અને નીતિના વર્તાવમાં તથા અસાધારણ ધર્મ-સહિષ્ણુતામાં, કેટલાંક વિકૃત માનસોને હિંદુત્વ અને હિંદુ સંસ્કૃતિનો લોપ થતો લાગ્યો. અને એવા મનુષ્યદેહધારી ઝેરી સર્પોએ પોતાનામાંથી એક સર્પને ઉશ્કેર્યો, અને એ કાળ સ્વરૂપે મહાત્માજીની જીવનજ્યોત બુઝાવી!

હિંદુ સંસ્કૃતિનું એક અનુપમ પ્રતીક જગતની સ્થૂળ દૃષ્ટિ આગળથી ખસી ગયું!

ધર્મના સનાતન સત્યોને શાસ્ત્રના નામે વિકૃત કરી નાંખનારા ગ્રંથો કે આચાર્યો કે ઉપદેશકો પાસેથી ધર્મના શુદ્ધ સ્વરૂપની તારવણી દુર્ઘટ હતી. અને તેથી તો કંટાળીને કહેવું પડેલું કે;—

धर्मस्य तत्त्वं निहितं गुहायाम्
महाजनो येन गतः स पन्थाः

આપણા સદ્‌ભાગ્યે આપણને એક પ્રાણવાન પોથી મળી તે આપણે ગુમાવી બેઠા ! !

હવે એના પર પ્રશંસાનાં પુષ્પો વેરવામાં ઇતિકર્તવ્ય નથી.

સત્ય અને અહિંસાના એ પૂજારીએ દર્શાવેલ માર્ગે પ્રયાણ કરવામાંજ, હિંદનું, માનવજાતનું અને જગતનું કલ્યાણ છે.

આપણે પ્રાર્થીએ કે શરીરના ક્ષુદ્ર આવરણથી મુક્ત થયેલી એ પ્રેમળ જ્યોત આપણા આત્માને આવરી લઇ આપણને કર્તવ્યના પંથે પ્રેરે !

છોટુભાઇ પંડિત

---

# મૂઠી હાડકાંના આ માનવીને અમે સૌ પ્રણિપાત કરતા હતા

" મૂઠી હાડકાંના આ નાનકડા માનવીમાં કંઇક વજ્ર જેવું રહેલું હતું, ભૌતિક શક્તિઓ ગમે તેવી સમર્થ કેમ ન હોય તો પણ તેને ન ગણકારે એવી અદમ્ય આત્મશક્તિ તેમનામાં હતી, અને ઉપરથી કશી અસર ન કરે એવો દેખાવ છતાં, તેમના લંગોટ અને ઉઘાડા શરીર છતાં તેમનામાં કંઇક એવું પુરુષસિંહપણું હતું, રાજવીપણું હતું કે જેને લીધે સૌ આપોઆપ તેમની આગળ પ્રણિપાત કરતા હતા. તેમણે જ્ઞાનપૂર્વક નમ્રતા અને નિરાભિમાન કેળવ્યાં હતાં, પણ તેમનામાં સત્તા અને અધિકારનો પાર નહોતો. આ વાત ગાંધીજી પોતે પણ જાણતા હતા, અને ઘણી વાર તેઓ બાદશાહની જેમ હુકમ કરતા કે જેનો ઇન્કાર કરવાની કોઇની મગદૂર ન હતી. તેમની શાંત ઊંડી આંખો સામાને પકડી લેતી અને તેના હૃદય સોંસરવી અજાણી રીતે ઊતરી જતી. તેમની સ્પષ્ટ અને કોમળ વાણી હૃદયને ચોરી લેતી અને પ્રતિધ્વનિ મેળવતી. તેમના શ્રોતાઓ એક હોય કે હજાર, દરેક તેમનાથી મંત્રમુગ્ધ થતા, અને દરેક તેમની સાથે અનુસંધાન અનુભવતા. "

—જવાહરલાલ નેહરૂ

# ગાંધીવાદનો વિકાસ

" ગાંધીજીનું કાર્ય એમના શ્વાસ અટકયાથી અટકી નથી ગયું. એમનો દેહ પડ્યો પણ એમનું કાર્ય તો ચટ્યું જ છે. જે ક્ષણે મહાત્મા ગાંધી ગુજરી ગયા તેજ ક્ષણે મુક્તાત્મા ગાંધીજીએ અસંખ્ય હૃદયોમા જન્મ લીધો છે. અને તેઓ હવે અસંખ્ય હૃદયોમાં અનંત રીતે કામ કરવાના. "
(સંસ્કૃતિ) કાકા કાલેલકર

" ગાંધીજીએ જીવીને તેમજ મરીને નવી માનવતા સરજી છે. એ માનવતામાં ધર્મભેદ નથી રંગભેદ નથી. પ્રજાભેદ નથી, રાષ્ટ્રભેદ નથી. એમાં ઊંચ નીચના વર્ગ નથી. ધનિક ગરીબના વાડા નથી. રાજા પ્રજાની અલગ ન્યાત નથી. ગાંધીજીના સ્પર્શ તેમના મૃત્યુ આગળ અટકી જશે તો ગાંધીજીના સ્પર્શને, ગાંધીજીના જીવનને અને ગાંધીજીના મૃત્યુને આપણે નિરર્થક બનાવીશું. " રમણલાલ વ દેસાઈ

" હું એમના મૃત્યુને રડતો નથી. પણ આપણે એમણે આપેલા શિક્ષણમાંથી કેટલું ગ્રહણ કર્યું છે અને કેટલું ગ્રહણ કરવાના છીએ તેના વિમાસણમાં છું. " રવિશંકર મહારાજ

"આવા જીવનવિધાયકોને શબ્દની સંપૂર્ણ શક્તિ આવાહન કરીને અંજલિઓ આપી શકાતી હોય તો પણ તે છેવટે ઓછીજ પડે છે. કેમકે તેઓ શબ્દ શ્રાદ્ધથી રીઝે એવા નથી. પ્રત્યક્ષ આચરણ કરતાં કશું ઓછું સ્વીકારવાથી એમને પરિતૃપ્તિ થતી નથી. " ઉમાશંકર જોષી

" એ આઝાદીનો આખો પંથ તમારે સમજવો જોઇએ અને એ પંથની નેતાગીરી તમારે સમજવી જોઇએ. અને એને માટે તમારે ગાંધીજીનું અત્યાર પહેલાં પ્રસિદ્ધ થએલું સાહિત્ય પણ વાંચવું જોઇએ. અને એમાંથી પ્રેરણા લઇ સત્ય, અહિંસા, નિર્ભયતા, વગેરે જગતના કલ્યાણની શકિતઓ ખીલવવી જોઇએ. " રામનારાયણ પાઠક

ઉપરનાં વાકયોમાં ગાંધીવાદના વિકાસની પ્રતીતિ છે, તેમ પ્રતીક્ષા પણ છે, માર્ગદર્શન પણ છે. તા. ૪-૪-૪૮ ના હરિજનમાં ગાંધીજીના

સિદ્ધાંતોનો ફેલાવો કરવા સર્વોદય સમાજનું બંધારણ અને તે સ્થાપવાનાં સાધનો આવ્યાં છે. દરેક વિદ્યાર્થી વિચારે કે તેમાંથી એ શું અપનાવે તેમ છે. રાષ્ટ્રપિતાના શ્રાદ્ધ બદલ આ વર્ષમાંજ તેમાંનું કંઇક સિદ્ધ કરી લેવાનો કેમ સંકલ્પ ન કરે ?

બાપુની વાત નીકળતાં કોણ કહેતું નથી કે ઇશુ, બુદ્ધ, મહાવીર, જેવા તે અવતારી પુરુષ હતા. આની પાછળ રહેલો પૂજ્યભાવ ઇચ્છનીય છે પણ બાપૂએ સિદ્ધ કરેલા ગુણો અવતારી પુરુષનેજ સાંપડે, આપણાથી કઇજ બને નહિ. સત્ય, અહિંસા વગેરેથી ન ચલાવાય રાજ્ય કે ન ચલાવાય વ્યહવાર. આવી ઊંડી ઊંડી પણ વિચારસરણી હોય તો બાપુનું જીવન અને મરણ કોઇક દિવસ વ્યર્થ ગયાં લેખાશે.

બાપુના પરિચયમાં આવેલા ગૃહસ્થો પાસેથી બાપુ વિષે થોડું ઘણું જાણવા મળ્યું તેમાંથી પણ તેમણે સિદ્ધ કરેલા ગુણો નીતરી આવે છે. 'સત્યના પ્રયોગો'માં સ્વહસ્તે દર્શાવેલા પ્રસંગોમાંથી તરતો ભાવ આવા પ્રસંગોમાં પણ જણાઇ આવે છે. જીવનવિકાસના જિજ્ઞાસુને આવા પ્રસંગોમાંથી ઘણું જાણવાનું મળી રહે.

પં. શંકરલાલ બેંકરે એમનાજ અનુભવની વાત કરી હતી. ૧૯૨૧ ની સાલમાં ગાંધીજી સાથે એ પણ સાબરમતી જેલમાં હતા. બાપુજીએ રોજ સો દ્રાક્ષ પલાળી તેનો શરબત પીવાની મંજૂરી જેલર પાસેથી મેળવી લીધી હતી. તે અનુસાર રોજ દ્રાક્ષ ગણી, ધોઇ પલાળીને બીજે દિવસે તેનો શરબત બનાવી આપવાનું કામ બેંકરને સોંપ્યું હતું. બાપુની સેવામાં રહેવાનો અલભ્ય લાભ બેંકરે સાનંદ સ્વીકાર્યો એ ચાર દિવસ તો દ્રાક્ષ ગણીને પલાળી પછી થયું કે આ ગણવાની માથાકૂટ શા માટે ? રોજ મૂઠી ભરીને પલાળવા માંડી એ ચાર દિવસમાં બાપુની ઝીણી નજરમાં આવ્યું કે કાંઇક ગોટાળો થાય છે. એક દિવસ સવારમાં એમણે પલાળેલી દ્રાક્ષ બેંકરને ગણવાનું કહ્યું. તો નીકળી સો ઉપર. બેંકરે ખરી હકીકત કહી. સાચું બોલવાથી ગુનો સાબિત થાય પણ તેની માફી આપોઆપ મળે છે. બાપુનો જીવ ઊકળી આવ્યો. આ તો થયું અસત્યાચરણ, વિશ્વાસઘાત. ગુનો જેલર પાસે કબૂલ કરવો પડશે. પ્રાયશ્ચિત કરવું પડશે. ઉપવાસ કરવો

પડશે. યુવાન એંકર પાસે હવે અશ્રુ સિવાય કંઈ જવાબ નહોતો. બાપુએ જેલરને વાત કરી, અને એક દિવસ ઉપવાસ પણ કર્યો.

× × ×

બીજા પ્રસંગો પૂ. રવિશંકર મહારાજે કહેલા.

સદ્‌ગત મોહનલાલ પંડ્યા આશ્રમમાં શરૂઆતમાં રહેતા હતા. એક દિવસ જંગલ જઈ આવી ખેતરમાંથી સાબરમતી જતાં લોટો માંજવા એક માટીનું ઢેફું ઉપાડયું. બાપુની નજર પડી. બોલાવ્યા પંડ્યાજીને. 'પંડ્યાજી, 'આ ઢેફું શા માટે લીધું?' બાપુ એ તો લોટો માંજવા માટે.' 'પણ આટલું મોટું ઢેફું! માંજવા માટે કેટલી માટી જોઈએ તેનો કંઈ વિચાર કર્યો? અને આ માટી પાછી તમે થોડાજ ખેતરમાં નાંખવા જવાના છો?' પંડ્યાજી પાસે આનો જવાબ નહોતો. કૃષિવિશારદ પંડ્યાજીને જમીનમાંથી પાક મારફત લીધેલો કસ ખાતર નાખી પૂરો કરવાનું જ્ઞાન યાદ આવ્યું. પાછા ફર્યા અને જરૂર ઉપરાંતની માટી પાછી નાંખી દીધી.

× × ×

બાપુ પાસે એક નાની ટબુડી રાખતા. એ ચાંગળાં પાણી ભાગ્યે માય. સવારમાં ઉઠતે વેંત પથારીમાંજ પાણીથી પિચદાનીમાં મોં ધોઈ લેતા. મહારાજે એક વખત બાપુને પૂછ્યું, બાપુ, 'આટલા પાણીથી મોં શે ધોવાય!' 'અરે ભલા માણસ બધા મોં ધોવામાં એટલુંજ પાણી વાપરે છે, બાકી બધું તો ઢોળે છે. એટલુંજ મોં ધોવામાં તો કેટલું પાણી જોઈએ?'

× × ×

આફ્રિકામાં રહેતાં બાપુની રહેણીકરણી વિષે થોડું ઘણું જાણવા મળ્યું છે શ્રી. કલ્યાણદાસ જગમોહનદાસ મહેતા પાસેથી. સત્યના પ્રયોગમાં પ્રિટોરિયામાં પ્લેગ સાથે તેમનો સુંદર ઉલ્લેખ આવે છે બાપુ સાથે એ આફ્રિકામાં રહેતા હતા તે વખતે એમની બૅરિસ્ટરી ચાલુ હતી. રહેવાની જગાથી ઑફિસ દૂર હતી. રવિવારનો દિવસ હતો. કલ્યાણદાસ બહાર જવાની તૈયારી કરતા હતા. બાપુએ પૂછ્યું ક્યાં જાઓ છો? 'બાપુ, વાળ કપાવવા.' 'ત્યારે બેસો મારી પાસે, આજે મારે કામ નથી. હું જ વાળ કાપી આપીશ.' 'પણ તમે બાપુ!' 'હા, એમાં કંઈ ખરાબ કામ થોડું જ છે? તમે પણ શીખી લેજો. કામ લાગશે.'

× × ×

સદ્દગત ગોખલે હિંદના પ્રતિનિધિ તરીકે આફ્રિકા ગયા હતા. બાપુના તો એ ગુરુ. તેમને માન આપી દેશની રહેણીનું માન વધારવાનું હતું. બાપુએ નક્કી કર્યું કે પાર્ટી આપવી. શાકહારી ખોરાક પણ પીરસવાનો પાશ્ચાત્ય પદ્ધતિએ. રસોઇ કરવા બૅરિસ્ટર ગાંધી એપ્રૉન પહેરી તૈયાર થયા. અને ચૂલાઓ વચ્ચે ઘૂમવા માંડયા. ત્યાંના ગવર્નરે પણ તેજ દિવસે ગોખલેને પાર્ટી આપી હતી. મોટા માણસોને રૂબરૂ આમંત્રણ આપવું જોઇએ એટલે બાપુને આમંત્રણ આપવા ગવર્નરે મોકલ્યો તેમના મંત્રીને. ' મિસ્ટર ગાંન્ડી ! મિસ્ડર ગાંન્ડી !' ઘરમાં હોય તો જવાબ આપેને ! મંત્રી ગયા રસોઇ થતી હતી ત્યાં. મિસ્ટર ગાંન્ડીને બૂમ પાડતાં એપ્રૉન પહેરેલી એક વ્યકિત આગળ આવી અને તેમના હાથમાંથી આમંત્રણ પત્રિકા લીધી. મંત્રી વિચાર કરતા રહ્યા કે ગવર્નરે રૂબરૂ આમંત્રણ આપવા મોકલેલી મહાન વ્યકિત આજ હશે ?

× × ×

દેશમાં આવી શ્રી. કલ્યાણદાસ તો પડયા ધંધામાં મુંબાઇમાં. બાપુ મુંબાઇ આવે ત્યારે તેમની ખબર લેવી ભૂલે નહિ " કેમ કંઇ રળીને બચાવે છેને ? કોઇક દિવસ મને ખપ લાગશે. આ લોકોનું ભલું પૂછવું. વિફરે તો લાત મારી કાઢી મૂકે. " ટોળમાં કાઢી નાખેલા આ વાકય પાછળ રહેલા સત્યની કલ્પના નહોતી કલ્યાણદાસને, પણ હતી બાપુને, એમ તો સમૃદ્ધિની ટોચે યાદવકુળને લાવનાર યાદવોજ નહોતા દોડયા કૃષ્ણ બળદેવનો સંહાર કરવા પણ ભાગવતમાં એકાદશ સ્કંધમાં આવે છે તેમ બળદેવે સમાધિ ચડાવી દેહનો ત્યાગ કર્યો અને કૃષ્ણ મર્યા પારધીને હાથે.–યાદવોનો અંદર અંદર નાશ થયો. ઇતિહાસની પુનરાવૃત્તિ થાય છે ? થશે ? યાદવોનો નાશ થયો જાણી, કૃષ્ણ બળદેવનું નિર્વાણ થયું જાણી, સ્વજનો દુઃખમાં ડૂબી ગયાની વાત ભાગવતમાં આવે છે. અર્જુન પણ શોકસાગરમાં ડૂબી ગયા પણ ભગવાન કૃષ્ણે સ્વમુખે ઉપદેશેલી ગીતાનો બોધ તરતજ યાદ આવ્યો અને બાકીનું કામ સમેટવામાં તેઓ પ્રવૃત્ત થયા. સ્વરાજ્ય આવ્યું. પણ બાપુની કલ્પનાનું હિંદ–રામરાજ્ય–ઘડવાનું બાકી છે. અને એ ઘડવાનો ભાર રહેશે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ગાંધીવાદનો ઉપદેશ પામેલા અર્જુનો ઉપર.

સનત્કુમાર માધવલાલ ત્રિવેદી

# એ દિવ્ય જ્યોત માનવતાની દીવાદાંડી બનશે

શુક્રવારની એ સંધ્યાએ કાળ ટકોરા વાગે છે : ભારતના ભાગ્ય-વિધાતાનું તા. ૩૦–૧–૪૮ ના રોજ ૫ ક. ૪૦ મિનિટે અવસાન થયું છે : એકાએક વીજળી તૂટી પડે છે. ભારતનાં આબાલ વૃદ્ધ નરનાર શોકસાગરમાં ડૂબી જાય છે. આજ ભારત માતા અનાથ બની છે ! મા ભારતીનો પ્યારો પનોતો પુત્ર તેના અંકમાં ચિરનિદ્રામાં પોઢી ગયો છે. માતા ચોધાર આંસુએ રડી રહી છે. બાપુ સદાને માટે પોઢી ગયા !

બાપુજી ચાલ્યા ગયા ! આખું જગત કંપી ઊઠ્યું ! માનવકુળનો એ મહામણિ આમ ઓચિંતોજ જગતને રડાવી ચાલ્યો ગયો ! વિશ્વને અજવાળતો એ દેવ–દીવડો ઓલવાતાં પૃથ્વી પરની વનરાજી રડી ઊઠી ! વિશ્વને શાંતિનો પયગામ આપનારો એ સંત ચાલ્યો ગયો. શાંતિના એ દેવને, સત્યના એ ઉપાસકને, રાષ્ટ્રના એ પિતાને, ભારતના એ ફકીરને, દરિદ્રોના નારાયણને, દલિતોના દોસ્તને, હરિજનોના એ બેલીને કોણે છીનવી લીધો ?

બાપુજી ભયાનક અગ્નિજ્વાળાઓમાં ઘૂમ્યા અને અનેક કસોટીઓમાંથી પસાર થયા, ભવ્ય તપશ્ચર્યાઓ કરી સફળતાથી પાર થયા, વૈષ્ણવ બની જગતને વૈષ્ણવતાનાં દર્શન કરાવ્યાં, માનવપ્રેમી બની એમણે ચારે દિશાએ વિજય મેળવ્યો, કોમવાદનો નાશ કરવા એમણે ભગીરથ પ્રયત્ન આદર્યો. સમસ્ત જીવન એમણે માનવજાતના કલ્યાણમાં હોમી દીધું અને સારાયે વિશ્વમાં ભારતની સંસ્કૃતિનો ધ્વજ ઉન્નત બનાવ્યો એવો એ ભારતનો મહાન જ્યોતિર્ધર માતાની કૂખને દીપાવી અનંત નિદ્રામાં પોઢી ગયો !

ભારતનાં વર્ષો જૂનાં ગુલામીનાં વજ્રબંધન એ મહાપુરુષે છોડાવી દીધાં અને જગતને સત્ય અને અહિંસાનો ચમત્કાર બતાવી દીધો. '**હટી જાઓ હિંદમાંથી**' એ નાદ ગાજતો કરી પરદેશી સત્તાને વિદાય આપી, 'રામરાજ્ય'નાં સ્વપ્ન સેવતા એ સંતને એક હિંદુ નરરાક્ષસે ગોળીઓથી

વીંધી નાખ્યા ! સત્ય અને અહિંસાના ઉપાસકે પોતાના પ્રાણનુ બલિદાન આપ્યુ !!

હળાહળ ગરલનુ પાન કરી એ મહાત્માએ ભારતને અમૃત આપ્યુ, પરંતુ એ અમૃત આજ ઢોળાઇ ગયુ છે, હજારો વર્ષે, કોઇ ધન્ય ઘડીએ, પુણ્યભૂમિ પર આવા અવતારી પુરુષો જન્મ ધારણ કરે છે માનવજાતિના આ તારણહારને, પોતાના જ દેશબંધુએ વધસ્થભે ચડાવી ભારતને કલંકિત કર્યો છે જગતનો એ મહાન જ્યોતિર્ધર એક પાગલ હિંદવાસીના હસ્તે જ વતની વેદિ પર હોમાઇ જાય એ કેટલુ અસહ્ય-વેદનાભર્યુ છે ! આ મહાકલંક કદાપિ નહિ ભુસાય

ઇતિહાસ કહે છે કે, જગતના મહાપુરુષો માનવસમાજની-દેશની સેવા કરતા દૂરના જ પોતાના દેશબાધવોને હાથે હોમાઇ ગયા છે મહાત્મા ઇશુ પ્રેસિડેંટ લીંકન, મહાન સોક્રેટિસ વગેરે માનવજાતિના પ્રેમીઓએ પોતાના દેહનુ બલિદાન આપ્યુ છે પૂ બાપુજી પણ ઇશુને પગલે એક હત્યાગારની ગોળીઓથી વીંધાઇ અજર-અમર બન્યા છે

× × ×

પૂ બાપુજી રોજના નિયતક્રમ પ્રમાણે પ્રભુપ્રાર્થના કરવા જતા હતા ત્યા જ એક ઝાલિમ મહારાષ્ટ્રીય હિંદુ યુવાને એ પુણ્યાત્માનો વધ કર્યો બાપુજી **"હે રામ"** કહી ધરણી પર ઢળી પડ્યા ! એ યુવાનના આ રાક્ષસી દૈત્યે ભારતની સંસ્કૃતિને કલંકિત કરી છે યુવાનના આ ઘોર પાપકૃત્ય માટે અત્યારે વિશેષ લખવુ ઉચિત નથી હિંદ સરકાર એને યોગ્ય શિક્ષા કરશેજ

કહેવાય છે કે આ બનાવ પાછળ ઘણુ ભેદી કાવત્રુ રચાયેલુ છે અને એ તમામ ભેદ નજદીકના દિવસોમાજ જગત જાણી જવાનુ છે રાષ્ટ્રપિતાના અવસાનથી સારુય હિંદ રડી ઊઠ્યુ છે ગરીબ અને અમીર, સંત અને ફકીર, નાના અને મોટા સૌ કોઈ કરુણ રુદન કરી રહ્યા છે આજ આપણા રાષ્ટ્રપિતાને ક્રૂર કાળે ઝૂટવી લીધા છે એ અનંત પંથનો યાત્રી આપણાથી દૂર દૂર ચાલ્યો ગયો છે માનવજાતિનુ કલ્યાણ કરતા કરતા બાપુજી મૃત્યુને ભેટ્યા છે તેમનુ મૃત્યુ ધન્ય થયુ છે !!!

× × ×

પુણ્ય સલિલા જમનાના તીરે જ્યારે એ સંતના અંતિમ સંસ્કાર થયો ત્યારનુ દશ્ય દેવોને પણ દુર્લભ હતુ વિરાટ માનવમહેરામણ,

બાપુના અંતિમ દર્શન કાજે રાજઘાટ પર ઊભરાયો હતો. સમ્રાટોનોએ સમ્રાટ ચંદનકાષ્ટની ચિતા પર શાંત ચિત્તે પોઢયો હતો. ભારતવાસીઓ રાષ્ટ્રપિતાનાં પુનિત દર્શન કરી પાવન થતાં હતાં. જ્યારે અગ્નિસંસ્કાર થયો ત્યારે દિશાઓ ડોલી ઊઠી ! જળ અને સ્થળ કંપી ઉઠયાં! પશુ અને પક્ષી રડી રહ્યાં ! મા ભારતીએ કરુણ આક્રંદ કર્યું ! ભારતની સમસ્ત જનતા આ સમયે ચોધાર આંસુએ રડતી હતી. જગતની પ્રત્યેક પ્રજા એ અવધૂતના અવસાનથી રડી ઊઠી હતી !

બાપુજી ચાલ્યા ગયા છે, પરંતુ ભારતને કાળાંતરે પણ ન ભુલાય તેવો અણમોલ વારસો આપતા ગયા છે. આપણે એમના દિવ્ય જીવનમાંથી મળી આવતા આદેશોનું મનન કરીએ, પ્રેમથી પાલન કરીએ તોજ એ ભારતના ભિષ્મપિતામહનું સાચું તર્પણ થયું ગણાય.

એ કર્મયોગીના વિયોગનું દુઃખ અસહ્ય છે, એની ખોટ માત્ર ભારતને જ નહિ પણ સમસ્ત જગતને રહ્યા કરશે. આ ખોટ કોઈ કાળે પુરાવાની નથી. આવા સંતો હજારો વર્ષે જગતને મળી આવે છે. એ પતિતપાવન વિભૂતિને હવે નથી જોઇ શકવાના, એ સંતની અમૃતવાણી હવે નથી સંભળાવાની પરંતુ એમણે બોધેલો તત્ત્વજ્ઞાન–ઉપદેશ, ચિંતન–સંદેશ સમસ્ત માનવજાતને માટે કલ્યાણપ્રદ હોઈ સાચા માર્ગે દોરનારો છે. એ સિદ્ધાંતોને જીવનમાં ઉતારવા એજ પૂજ્ય બાપુજીનું સાચું સ્મરણ છે.

આજના ' એટમ બોમ્બ ' ના યુગમાં બાપુજીએ માનવતાનો સંદેશો આપી ' સત્ય ' અને ' અહિંસા 'ના સિદ્ધાંતનો જયજયકાર કર્યો. જગતના ઇતિહાસમાં, વર્ષો પછી–યુગો પછી આવી વીરલ વિભૂતિ મેળવવાનું સૌભાગ્ય ભારતની ભૂમિનેજ મળ્યું છે, એ વિશ્વસંઘ વિભૂતિના આત્માને આપણા લાખ લાખ વંદન હો !

એ યુગાવતાર વિભૂતિનો જીવનપ્રકાશ સદાય જ્વાજ્વલિત રહ્યા કરશે. એ પ્રકાશમાંથી જ ભારતને–જગતને સાચો રાહ મળી રહેશે. એ દિવ્ય જ્યોત માનવતાની દીવાદાંડી બનશે અને પંથ ભૂલેલાઓને પથપ્રદર્શક બનશે.

બાપુજી અજર—અમર છે !
બાપુજી ઘણું જીવો !

લક્ષ્મીપ્રસાદ જમનાલાલ આચાર્ય

# બાપુનો આદેશ

હિંદુ મુસ્લિમ શીખ પારસી, એક માતનાં છોરું છો;
શાને કાજે લડો પરસ્પર, **કોમી એકતા** સાધી લો.

બ્રહ્મ ક્ષત્રિય વૈશ્ય શુદ્ર એ, એક દેહનાં અંગો છો;
હરિજનોને હૈડે ચાંપો, **અસ્પૃશ્યતાને** ટાળી દો.

ભાંગ ગાંજો અફીણ દારૂમાં, સપડાયાં કોટિ લોકો;
સેવા કરજો એ ભાંડુની, **દારૂબંધી** લાવી દો.

એકતા ને આર્થિક સ્વાતંત્ર્યનું, ખાદી શુભ ચિહ્ન માની લો;
આઝાદીનો પોશાક પહેરીને, **ખાદીને** અપનાવી લો.

યંત્રવાદે નાશ કર્યો છે, ભારતના ઉદ્યોગોનો;
**ગ્રામોદ્યોગની** ચીજ વાપરશું, એવા શપથ આજે લો.

ઉકરડા સમ લાખો ગામડાં, ખદબદે છે ચારે પાસ;
**ગામસફાઇ** ને હાથ ધરીને, ટાળી દો આ ભારે ત્રાસ.

ભવિષ્યના એ નાગરિકને, ભૂલી ગયે કેમ પાલવશે ?
**નવી તાલીમથી** કેળવશો તો, સાચો વારસદાર થશે.

અજ્ઞાનતાના અંધારામાં, દેશ બધો રીબાયે છે;
જ્ઞાનચક્ષુ **પ્રૌઢશિક્ષણથી** તો, આપોઆપ જ આવે છે.

પત્નીને ગુલામ નહિ પણ, સાચો સાથી માની લો;
**સ્ત્રીસન્માનના** આ યુગમાં તો, સમાન હક્કો આપી દો.

**તંદુરસ્તીના** નિયમોનું તો, ઘોર અજ્ઞાન છવાયું છે;
રોગ-ભોગ બનેલાઓને, આત્મશુદ્ધિ એ ઔષધ છે.

અંગ્રેજીની મોહકતાથી, ભૂલી ગયા માતૃભાષા;
જનતાથી વિખૂટા પડીયા, ભારતની રે આ જ દશા!

દેશ એક છે, ધ્વજ એક છે, વેશ એક છે અમારો;
રાષ્ટ્રભાષા પણ એક જ હોજો, હિંદુસ્તાનીને ઉદ્ધારો.

એક ઘેર મોટરું ઘોડે, બીજે કડાકા થાયે છે;
અસમાનતાને દૂર કરવાને, દેશસેવકો ધાયે છે.

બારડોલીના બહાદુર ખેડુતો, લડીને હક્કો મેળવે છે;
જગનો તાત આ જાગી ઊઠયો, સલ્તનત ડોલાવે છે

અમદાવાદનું મજૂર મહાજન, દેશ-દોરવણી આપે છે;
અનેક પ્રવૃત્તિ આદરીને એ, મજુર-દુઃખડાં કાપે છે

રાનીપરજ ને આદિવાસીઓ, હિંદ તણું એ અંગ જ છે;
તેની સેવા કરજો નિત્યે, ઠક્કર બાપા સંગે છે.

ભિખારી ને રક્તપિત્તીઆ, દેશ તણું જ કલંક ગણાય;
ખ્રિસ્તીઓ જો સેવે જેને, આપણાથી કેમ ભૂલાય?

આવતી કાલની આશસમા ઓ, વિદ્યાર્થીઓ મિત્રો આવો,
આવો મારી વિદ્યાપીઠમાં, સેવાનો લેજો લ્હાવો

રચનાત્મકનાં અઢાર અંગો, એક એકથી ચડી જાય;
અમલ જો તેનો કરશો તો, પૂર્ણ સ્વરાજ્યની ઝાંખી થાય.

સત્ય અહિંસાના આ માર્ગે, ચાલીસ કરોડ જો ચાલ્યા જાય;
'રામરાજ્ય' આવે ધસમસતું, ભારતનો જયજયકાર થાય.

'અજ્ઞાત'

# હું ગાંધીવાદી કેમ થયો ?

सत्संगाद्भवति हि साधुता खलानाम्। साधूनां नहि खलसंगमात्खलत्वम्॥
आमोदं कुसुमगतं मृदेव धत्ते। मृद्गंधं नहि कुसुमानि धारयन्ति॥

## : મારા જીવન ઘડતરનાં તત્વો :

મારા જીવન ઘડતરમાં જે મહત્વનાં તત્વો કામ કરી રહ્યાં છે તેની કલ્પના ઉપરના સુભાષિતમાં ગ્રંથિત થયેલી જણાશે. આજે લગભગ ૪૫ વર્ષથી મારૂં રહેઠાણ ગૂજરાતમાં છે. વડોદરા રાજ્યના મહારાષ્ટ્રીઓમાં હું એકલો ગાંધીવાદી–ગાંધીજીવી–છું એમ પણ લોકો માને છે અને તે માટે હું ગર્વ પણ અનુભવું છું. મારી માન્યતા પ્રમાણે પૂર્વસંસ્કાર અને સત્સમાગમનું એ ફળ છે. વ્યાપક સમાજ રચનાને સ્પર્શે એવી મહાત્માજીની પ્રત્યક્ષ ક્રિયાપ્રણાલિકા અને જીવનવ્યવહાર, ક્રિયાવિહીન બુદ્ધિવાદીઓને પસંદ નથી. રાજકારણ અને ધર્મકારણ અલગ રહી શકે નહિ એવી મહાત્માજીની અનુભવસિદ્ધ વિચારસરણી આજે બુદ્ધિવાદી માનતાજ નથી. હિંદુધર્મ–વિશ્વધર્મનાં જ બહુમલ્ય તત્વોને આજે મહાત્માજીએ સંચાલિત કરેલાં છે અને તેને ક્રિયાત્મક બનાવી આખા સમાજના રોજબરોજના વ્યવહારમાં જીવન ઉન્નતિકારક બનાવવાના પ્રયાસો મહાત્માજી આજીવન કરતા રહ્યા. ખાદીજીવન અર્થાત્ અહિંસક સમાજ રચના વિશ્વધર્મનું બહુમૂલ્ય સ્વરૂપ ગણાય. ખરો ધર્મ આપણે ભૂલી ગયા. તેને પરિણામે કૌટુંબિક, સામાજિક, રાજકીય અને રાષ્ટ્રીય અધોગતિ થઈ ખાદીજીવન અથવા બીજા શબ્દોમાં અહિંસક સમાજ રચના આ એકજ સાધન છે કે જેનાથી આપણી સર્વાંગી ઉન્નતિ સાધી શકાય એવી મારી ખાત્રી થવાથીજ ગાંધીજીના સિદ્ધાંતો મુજબ મારૂં જીવન વિતાવવાનો હું જ્ઞાનપૂર્વક આજે પચીસ વર્ષો થયા પ્રયાસ કરૂં છું. મહાત્માજીના સિદ્ધાંતો મુજબ નૈતિક તાકાત કેળવ્યા વગર સર્વાંગી અવનતિ અટકાવી શકાયજ નહિ. નૈતિક તાકાત વિકસાવવાના પ્રયત્નોમાં ભૌતિક સુખનાં સાધનો છેલ્લે સ્થાને રાખવાં જોઇએ. ભૌતિક સુખની પાછળ જે પડ્યાં છે તે સુખી થયાં નથી અને થવાનાં પણ નથી 'બીજાના સુખે સુખી અને બીજાના દુઃખે દુઃખી' (સુખની આ વ્યાખ્યા જેને માન્ય

હોય તેમને માટેજ આ સત્ય છે ) આવા આવા વિચારો કુમારઅવસ્થામાંજ મારા મનમાં આવતા. બાળપણથીજ મારૂં જીવન મહાત્માજીના સિદ્ધાંતોને અનુકૂળ એવું રહ્યું છે. આ સિદ્ધાંતો જીવનમાં ક્રિયાત્મક બનાવવા માટે જે વિધિ–વિધાનો મહાત્માજીએ નિશ્ચિત કર્યાં તેનું દોહન કરીને આચાર્ય વીનોબા ભાવેએ જીવનને પ્રાણવાન બનાવનાર અગિયાર વ્રતો ને નીચે પ્રમાણે શ્લોકબદ્ધ રચ્યાં છે.

> અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અસંગ્રહ,
> શરીરશ્રમ, અસ્વાદ, સર્વત્ર ભય વર્જન;
> સર્વધર્મ સમાનત્વ, સ્વદેશી સ્પર્શભાવના,
> હી એકાદશ સેવાવી, નમ્રત્વે વ્રત નિશ્ચયે.

આ અગિયાર વ્રતોના પાલન માટે મારા જીવનમાં અનુકૂળ એવા અનેક પ્રસંગો ઊભા થયા અને તેને લીધેજ મારો જીવન–પ્રવાહ સત્ય પ્રધાન ગુણોથી સમૃદ્ધ થતો ગયો એમ કહીએ તો તે ઉચિતજ ગણાય.

## : ગાંધીજી પ્રણિત જીવનસંસ્કૃતિ અને મારી જીવનસંસ્કારિતા :

હું કંઇ એકાએક ગાંધીવાદી–ગાંધીજીવી–નથી બન્યો. મારા જીવનના પહેલાં પચીસ વર્ષમાં જે જે પ્રસંગોથી મારૂં જીવન સમૃદ્ધ થતું ગયું તેનો વિચાર કરતાં એમ તારવી શકાય કે ગાંધીજી પ્રણિત જીવનસંસ્કૃતિ અને મારી જીવનસંસ્કારિતા એમાં કશોજ ફેર નથી. આ બધું મારા માટે સ્વભાવજન્ય જ બનતું આવ્યું છે. મારા મિત્રોને લાગે છે કે મારૂં જીવન ખડતલ છે. પરંતુ મને તો તે આનંદદાયી નીવડયું છે. સુખનાં ભૌતિક સાધનો મને આકર્ષી શકતાં નથી એ મારી સ્વભાવ વિશેષતા છે. મારા મિત્રોનો આગ્રહ છે કે મહાત્માજીની સ્મૃતિ તરીકે મારે આવા પ્રસંગો લેખનદ્વારા પ્રકાશિત કરવા. તેમના આગ્રહને વશ થઇનેજ આ લખાણ લખવા હું પ્રેરાયો છું.

**सारं ततो ग्राह्यमपास्य फल्गु । हंसैर्यथा क्षीरमिवाम्बुमध्यात् ॥**

મારૂં આજનું જીવન આશરે ૪૫ વર્ષોના નૈતિક પ્રયાસોનું ફળ છે. મને આજ સુધી જે લાભો થયા તેમાં પૂર્વસંચિત તો ખરૂંજ જ્યાં આજ સુધી મને માર્ગદર્શન પણ અનાયાસ અને સારૂંજ મળ્યું છે.

અને તે સમયે બંગભંગને લીધે બંગાળમાં થયેલા ક્રાંતિકારીઓના પ્રયાસોની થોડી ઘણી માહિતી મને મળેલી. દક્ષિણમાં સમર્થ વિદ્યાલય અને નર્મદા કિનારે ગંગનાથમાં ગંગનાથ ભારતીય વિદ્યાલયની માહિતી પણ મળેલી. મારી સામે તે સમયે જે સામાજિક ચિત્ર હતું તે જોઇને મારા મને એમ સ્વીકારેલું કે સુખથી સંસાર કરનારા લોકો દેશને અને ધર્મને ગુલામીમાં રાખે છે માટે મારે તો સંસારી નહિ બનતાં દેશસેવા કરવી. એટલે મેં કહ્યું કે, પરણવાનો આગ્રહ કઇ ન છોડે તો હું નાશી જઇશ. 'શુભ મંગલ સાવધાન્' એ શબ્દ સાંભળીને રામદાસ લગ્નમંડપમાંથી નાશી ગયા હતા. **મારે તો આજન્મ અવિવાહિત રહીને દેશસેવા કરવી છે.** બાર વર્ષની ઉંમરે આવા વિચારો મારા મનમાં આવ્યા કરતા. આ વિચારોને હું વળગી રહ્યો અને ખરેખર લગ્ન થતાં પહેલાંજ કુઆ તથા કઇની ઇચ્છા વિરુદ્ધ ગંગનાથ ભારતીય રાષ્ટ્રીય વિદ્યાલયમાં નર્મદા કિનારે હું ચાલ્યો ગયો. મને ખાત્રી છે કે આજના મારા વિચારોનો ઉદય ગંગનાથ ભારતીય વિદ્યાલયમાં થયો છે. પૂજ્ય મામા સાહેબ ફડકે, ચિંતામણ શાસ્ત્રી, જોષી, સ્વામી આનંદ અને અનંત રામદાસ ઉર્ફે બાબા મર્ઢેકર તથા અન્ય સેવકો પાસેથી મારા મનમાં તેમના રાજનૈતિક વિચારો કરતાં, સત્શીલ, સદાચાર, સદ્‌વિચાર, ઉદ્યમશીલતાનાં બીજ આ રાષ્ટ્રીય વિદ્યાલયમાંજ વવાયાં છે. રાજકીય પ્રવૃત્તિમાં હિંસાત્મક પ્રયોગો બંગાળમાં તથા અન્યત્ર થયેલા તેની ઘણી ખરી માહિતી અમને ત્યાં મળતી. સ્વરાજ્ય, સ્વદેશી, રાષ્ટ્રીય શિક્ષણ ઇત્યાદિ વિષયો ઉપર અવારનવાર ત્યાં ચર્ચા ચાલતી. દેશભક્તોનો છળ કેટલો થાય છે તે બાબત રસભરિત વર્ણનો તે સમયે મેં સાંભળેલાં. નિશ્ચય, નીડરતા, નિર્ભીકવૃત્તિ વગર દેશસેવક બની શકાયજ નહિ ઇત્યાદિ મુદ્દા ઉપરનાં વિવેચનો મને ઉત્તેજિત કરતાં. સ્વદેશીવ્રતપાલન ઉપર ખાસ ભાર મૂકવામાં આવતો. લોકમાન્ય તિલક મહારાજને છ વર્ષની સજા થયેલી તે વખતે આખા દેશમાં પુણ્યપ્રકોપ પ્રગટ થયેલો. તે વખતનાં ગીતો દ્વારા દેશને મુક્ત કરવા માટે હિંસાત્મક સાધનોનો ઉ[illegible] કરવા બાબત પ્રચાર ચાલતો. કેટલાક શિક્ષકોના વિચારો [illegible]

હતા. આ વિદ્યાલયમાં હું આશરે વર્ષ, સવા વર્ષ [illegible] સમયે મારા માનસ ઉપર જે સંસ્કારો પડયા તેના [illegible] કરી છે. રામદાસ જેવા સંત પુરુષોનાં વચનો, ધા[illegible]

કથાઓએ મારા ઉપર ઘણીજ અસર કરી છે. દેશસેવક બનવા માટે કઠોર નિયમપાલનની આવશ્યકતા પણ મેં તેજ સમયે સ્વીકારી છે. તે કાળમાં હિંસામાં માનનારા તો ઘણાજ હતા. બંગાળના ક્રાંતિકારીઓની હકીકતો સાંભળીને અમારી વૃત્તિ ઉત્તેજિત તો થતીજ છતાં બીજા કેટલાય વિદ્યાર્થીઓ જેવું ક્રાંતિકારી માનસ મારૂં ન હતું એ તો મારે કહેવું જોઇએ. આ બધું અત્રે નોંધવામાં મારો હેતુ એટલોજ છે કે, મહાત્માજીના અહિંસાના સિદ્ધાંત અને અહિંસક સમાજરચના માટે ગયા ૨૫–૩૦ વર્ષમાં મહાત્માજીએ જે કાર્યક્રમો આજ સુધી દેશ આગળ મૂકયા છે તેને અનુકૂળ એવુંજ મારૂં માનસ તે કાળથી ઘડાતું આવ્યું છે એ બતાવવું.

: સત્યાગ્રહ અને ત્યાગનાં જૂનાં સ્મરણો :

સન ૧૯૦૯ સાલમાં મારી સત્યાગ્રહીવૃત્તિ તૈયાર થઈ. તે સમયના દક્ષિણના પ્રસિદ્ધ યોગી શ્રીમત્ પરમહંસ વાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજનો સત્સમાગમ થવાથી સત્ય, અસ્તેય, અને ત્યાગ માટે મારૂં માનસ પૂર્ણપણે તૈયાર થયું હતું એમ કહેવાય. અપરિગ્રહવૃત્તિ માટે અને ધર્માંધતા તથા વહેમો નષ્ટ કરવા માટે સ્વામીજીનાં પ્રવચનો મને ખૂબજ ઉપયોગી નીવડયાં છે. બચપણના મારા કેટલાક દુર્ગુણોને લીધે મારી કઇ મારા ઉપર અવિશ્વાસ રાખતી. સ્વામીજીના સત્સમાગમ પછી હું નિઃસંશય પવિત્ર માનસનો અને સત્યાગ્રહી બનેલો. કઇના મનમાં પેઠેલો અવિશ્વાસ નષ્ટ થયેલો નહોતો. માટે સત્યાગ્રહીવૃત્તિને લીધે કેટલાક વર્ષ સુધી કઇના ઘરનો મેં ત્યાગ કર્યો હતો. કોંકણની અમારી અવિભકત કુટુંબની મિલકત તે સમયે આશરે પીસ્તાલીસથી પચાસ હજાર રૂપિયાની ગણાતી. પરંતુ આ બધી મિલકત મારા પિત્રાઇ ભાઇઓએ અન્યાય અને શોષણથી મેળવેલી અને વધારેલી. તેમાંનો મારો–ભાગ (વિદ્યાર્જન પૂરતોજ) મેળવવા મેં સત્યાગ્રહ જેવા શસ્ત્રનો ઉપયોગ કરેલો અને મને જરૂર જેટલીજ સાત–આઠ સોની રકમ લઇ ત્યાગપૂર્વક ત્યાગપત્ર લખી આપેલો હતો. સન ૧૯૧૩ સાલની એટલે મારી ઉંમરના ૧૮–૧૯ મા વર્ષની આ વાત છે. તે સમયે મહાત્માજીનું નામ, આફ્રિકાનો સત્યાગ્રહ વગેરેની થોડી માહિતી તો મેં સાંભળેલી ખરી. પરંતુ મને લાગે છે કે મારો અલ્પસંતોષી સ્વભાવ અને પૂર્વસંસ્કાર તથા સત્સમાગમને લીધેજ હું

આટલી ત્યાગવૃત્તિ બતાવી શકયો. મારા પડોશી ભાઇબંધે મારી પાસેથી મુખત્યારપત્ર મળે તો મારા પિત્રાઇ ભાઇઓ સાથે કોર્ટમાં લડીને મારો પૂરો હિસ્સો મેળવી આપવાનું પણ કબૂલ્યું હતું. પરંતુ મેં તેમને ચોકખી ના સંભળાવેલી. કારણ ઘરના ઝઘડામાં તટસ્થ વ્યક્તિને દખલગીરી કરવા દેવા જેટલું મારૂં માનસ હીન ન હતું. સત્યાગ્રહીને દીપાવે એવી ઉદારતા અને ત્યાગવૃત્તિ મારામાં તે સમયે પૂર્ણરૂપમાં હતી.

## સત્યનિષ્ઠા અસ્વાદ અને ચારિત્રમાં અગ્રસ્થાન હોય તોજ લોકસેવક શોભે

મારી ઉંમરના ૧૭ મા વર્ષે વેદશાસ્ત્રસંપન્ન એ નામાભિધાન તો મને સાર્થ રીતે મળ્યું હતું. પણ પછી કેવળ યોગાયોગને લીધે આ માર્ગ છોડી દઇ, ક્રિકેટ, ફુટબૉલ જેવી અંગ્રેજી રમતોને લીધે હું અંગ્રેજી કેળવણી તરફ આકર્ષાયો. અને ગૂજરાત-વડોદરાના એક અજોડ ક્રિકેટના ખેલાડી તરીકે નામના મેળવી છતાં જીવનની સાદાઇ અને આહારવિહારમાં નિયમનિષ્ઠા કોઇ દિવસ મેં છોડેલી નહિ. વડોદરાના રાજપુત્રો વચ્ચે રહીને રમતોમાં જે પ્રમાણે મેં અગ્રસ્થાન મેળવ્યું તે પ્રમાણે સત્યનિષ્ઠા, અસ્વાદનાં વ્રતો, ચારિત્ર વગેરેમાં હું અગ્રસ્થાનેજ રહ્યો છું. ખાસ દુર્ગુણોનો જ વિકાસ થાય એવા વાતાવરણમાં પણ હું પવિત્ર અને શુદ્ધ જીવન વિતાવી શકયો. મારા સંપર્કમાં આવનાર દરેક વ્યક્તિ ઉપર મારી નૈતિક છાપ તો હંમેશાં રહીજ છે. વડોદરા રાજ્યના નાના મોટા અધિકારી અને રાજકુટુંબીઓના મનમાં મારા વિષે ઘણુંજ માન છે. તેનું કારણ મારી ખેલાડી અને સ્વયંસેવકવૃત્તિની સાથે સાથે મારી તત્વનિષ્ઠા; ત્યાગી અને નિઃસ્વાર્થી વૃત્તિ તેમજ આચારવિચારોનું પાવિત્ર્ય એજ છે. વડોદરામાં હિંદ વિજય જીમખાનાની સ્થાપના અને ત્યાર પછીનાં દસ વર્ષ સુધી મેં સ્વયંસેવકવૃત્તિથી સફળ સંચાલન કર્યું અને સંસ્થાને કાર્યમાર્ગે ચડાવવામાં મને જે યશ મળ્યો તેનું કારણ પણ મારી ખેલાડી અને સ્વયંસેવકવૃત્તિજ છે એમાં શંકા નથી. લોકસેવક માટે મહાત્માજીએ જે આદર્શનો ચિતાર આપ્યો છે તે મુજબનું મારૂં જીવન પરિપૂર્ણ કરવા મેં સતત પ્રયાસો કરેલા છે. તે સમયે મહાત્માજીના સિદ્ધાંતો સાથે મારો પરિચય પણ નહોતો. છતાં અદશ્ય રૂપમાં મહાત્માજીના આફ્રિકાના જીવન સાથે મારો પરિચય થયેલો હતો એમ માનવું પડશે.

વલ્લભભાઇ વડોદરા આવેલા. કૉલેજ ટેનિસ કૉર્ટ ઉપર તેમનું વ્યાખ્યાન થયેલું. બહિષ્કાર ચતસ્રી એટલે સરકારી શિક્ષણ સંસ્થાઓ, તેમજ અદાલતોનો બહિષ્કાર, પદવીઓનો ત્યાગ અને પરદેશીનો પણ બહિષ્કાર એટલે સ્વદેશી વ્રતપાલન ઇત્યાદિ મુદ્દા ઉપરનું તેમનું ભાષણ અને સરદારે ( તે વખતે તે સરદાર નહોતા ) યુવકોને કરેલી હાકલ સાંભળીને મારા મને તે સ્વીકારી લીધી. અને કૉલેજ છોડીને હું મુંબાઇમાં લોકમાન્ય દૈનિક છાપામાં પૂ. કાકા સાહેબ ખાડિલકરના પ્રોત્સાહનથી, ઉપસંપાદક તરીકે કામે ચડી ગયો. સન ૧૯૨૧ ની અનત્યાચારી અસહકારની પ્રવૃત્તિમાં ગાંધીજીના વિચારો સાથે મારો ખૂબ પરિચય થયો. મલમપટ્ટા દ્વારા ભારતનું રાજકીય દુઃખ ઓછું કરવા માટે લોકમાન્ય તિલક મહારાજનું રાજકારણ રામબાણ હતું. ખાદીજીવન (અથવા આજના શબ્દોમાં અહિંસક સમાજ રચના ) રોગનું સમૂળ નિર્મૂલન કરવા ઉપયોગી તો ખરૂંજ. પરંતુ ત્યાર પછી કરોડો અર્ધભૂખ્યા અને અર્ધનગ્ન લોકોને સ્વાશ્રયી બનાવનાર અને તેમને સંગઠિત કરવાથી સમાજહાનિકારક રોગ પેદા ન થાય માટે ખાદીપ્રવૃત્તિનો સારામાં સારો ઉપયોગ ભાવિ કાળમાં થશે એવી મારી ખાત્રી થવાથીજ ખાદીશાસ્ત્ર આત્મસાત્ કરવાનો મેં નિર્ણય સન ૧૯૨૧ માં કર્યો. લોકમાન્ય તિલક મહારાજે સ્વદેશી અને સ્વરાજ્યનો મંત્ર આપ્યો અને પ્રજાની માનસિક જાગૃતિ કરી. સન ૧૯૨૦–૨૧ સાલના યંગઇંડિયા અને નવજીવન દ્વારા મહાત્માજીએ સ્વદેશીની ઘણીજ વિગતવાર ચર્ચા કરી છે. લોકમાન્યની તાત્વિક સ્વદેશી તો મેં ગંગનાથ ભારતીય વિદ્યાલયમાં સન ૧૯૦૬–૭ સમયમાંજ મારા જીવનમાં અમલમા મૂકી હતી. લોકમાન્ય છાપામાં નવજીવન અને યંગઇંડિયાના લેખોએ મારી સ્વદેશીની ભાવના પરિપૂર્ણ કરી અને મેં એકદમ ખાદીજીવન સ્વીકારી લીધું. સ્વદેશીનું પરિણત સ્વરૂપ એટલે ખાદી એવી વ્યાખ્યા મેં સ્વીકારી. સ્વદેશી કરતાં ખાદીમાનસ વધારે પ્રભાવી સાધન છે એમ લાગવાથી ખાદીનુ શાસ્ત્ર સન ૧૯૨૧ માં મેં આત્મસાત્ કર્યું. લોકમાન્યના સ્વદેશી મંત્રની સ્થાપના ખાદીજીવન દ્વારાજ થઈ શકે અને સ્વરાજ્યપ્રાપ્તિ પણ ખાદીજીવન દ્વારાજ થાય એવું મારૂં ચોક્કસ મંતવ્ય તે વખતે તૈયાર થયું. સન ૧૯૨૧ નું મુંબાઇનું મારૂં એક વર્ષનું રહેઠાણ મારા જીવનને માર્ગદર્શી બન્યું છે એમાં શંકાજ નથી. નવજીવન અને યંગઇંડિયામાંના લેખો દ્વારા મહાત્માજીએ

પ્રચલિત કરેલી વિવિધ પ્રવૃત્તિ, સત્યાગ્રહનું તત્વજ્ઞાન અનત્યાચારી અસહકારનો કાર્યક્રમ, ભારતના સામાજિક અને રાજકીય ઉદ્ધાર માટે હિંસા સામે અહિંસા, અનીતિ સામે નીતિ, અસત્યને સામે સત્ય ઇત્યાદિ સર્વોચ્ચ તત્વોનું જ્ઞાન એક વર્ષના મારા મુંબઇના રહેઠાણમાં મને આત્મસાત્ કરવા મળ્યું ગાંધીજીના સિદ્ધાંતો સાથે અને જીવન સાથે વાચન, મનન અને ચિંતન દ્વારા મારો પરિચય થયો અને હું માનું છું કે વડોદરા કૉલેજનો બી. એ. કે એમ. એ. થવાને બદલે ગાંધીજીવનનો હું બી. એ. અને એમ. એ. થયો.

## રાજદરબારમાં માન મેળવવાની કે અધિકારી બનવાની મારી ઇચ્છા નહોતી.

સન ૧૯૨૦ સાલમાં સરદાર વલ્લભભાઇના અને મહાસભાના આદેશ અનુસાર મેં જ્યારે કૉલેજને રામરામ કર્યા તે વખતે મારા ઘણા મિત્રો અને પ્રૉફેસરો મારા ઉપર ગુસ્સે થયા હતા. તેમને શું ખબર કે ગુલામ બી. એ. અથવા એમ. એ. થવાનું મારા ભાગ્યમાં નહોતું. હું તો સ્વાધીન ભારતની જીવન સંસ્કૃતિનો એમ. એ. થવાનો હતો. વડોદરા કૉલેજ ન છોડી હોત તો કદાચ મને રાજદરબારમાં માન અને ઉચ્ચ અધિકારીની જગ્યા મળી હોત. કારણ મેં સન ૧૯૧૬ થી ૧૯૨૦ સુધી ક્રિકેટને લીધે અને હિંદ વિજય જીમખાનાની પ્રવૃત્તિને લીધે ખૂબ પ્રતિષ્ઠા મેળવી હતી. પરંતુ સ્વભાવથીજ મને આ પ્રલોભનો તરફ જરા પણ આકર્ષણ નહોતું. અને એ વાત સન ૧૯૧૬-૧૭માં મારા ઘનિષ્ઠ મિત્રોને મેં સ્પષ્ટ રીતે કહી દીધી હતી રાજપુત્રો સાથે ક્રિકેટ રમતી વખતે બૂટ, પેંટ, નેકટાઇ, હૅટ વગેરે સાધનોની મારા મિત્રોને જરૂર જણાતી. રાજપુત્રો સાથેનો સંબંધ સાચવી રાખવામાં તે સાધનોનો ખરો ઉપયોગ છે એમ તેઓ માનતા પરંતુ રાજપુત્રો સાથે સંબંધ બાંધવા માટે કે સાચવવા માટે હું ક્રિકેટ નહોતો રમતો મારી રહેણીકરણી અને જીવન રાજપુત્રો સાથે સંબંધ ધરાવતા બીજા મિત્રો કરતાં જુદાં હતાં. હું ક્રિકેટનો અજોડ ખેલાડી હતો માટેજ. મને રાજપુત્રોના ક્રિકેટ સંઘમાં બોલાવવામાં આવતો. સન ૧૯૧૭ માં રાજપુત્ર યશવંતરાવે મારા માથા ઉપરની કાશ્મીરી ટોપી વિષે પૂછેલું. તે વખતે મેં એવો જવાબ આપેલો કે " મહારાજ, જેમ

તમારી ટોપી તમને પ્રિય છે તેજ પ્રમાણે 'મારા આદર્શ' મુજબ મારી ટોપી મને પ્રિય છે. તેમાં સાદાઈ, સ્વદેશાભિમાન અને ઉચ્ચ નીચતાનો અભાવ છે. યુરોપિયન હેટમાં તે નથી."

**: ખાદી એટલે દૈવી રાજય સ્થાપન કરનારી શક્તિ :**

ટ્રંકમાં કૉલેજમાં અને રાજપુત્રો વચ્ચે રહીને મને જે લાભ થયો હોત તેના કરતાં હજારગણો લાભ મુંબાઇમાં એક વર્ષ દરમ્યાન મળેલા જ્ઞાન અને અનુભવથી થયો. આ સમયમાં હું ગાંધીવાદીજ નહિ પરંતુ ગાંધીજીવી પણ બન્યો. ગાંધીજીના ધાર્મિક, સામાજિક, રાજકીય મતો સાથે મારા મનો મળતા આવ્યા એટલે ગાંધીજીનું નેતૃત્વ સ્વીકારવામાં મને કંઇ વાંધો નહોતો. ગાંધીજી માનતા તેમ હિંદુધર્મ એટલે વ્યાપક માનવ સમાજધર્મ અર્થાત્ વિશ્વધર્મ એમ હું પણ માનતો. આ ધર્મની વ્યાપકતા હિંદી સમાજમાં ફેલાવાને બદલે સંકુચિત સ્વાર્થને લીધે આપણી અવનતિ થઇ. આ સ્થિતિમાંથી ઉગારવા મહાત્માજીએ જૂનાં જીવનવ્યાપી તત્વોને નવા જમાના માટે નવા સ્વરૂપે રજૂ કર્યા અને સન ૧૯૧૯ થી ૧૯૨૧ સુધી અપૂર્વ લોકજાગૃતિ કરી અને સૌને કર્મપરાયણ બનાવ્યા. આસુરી શકિતસંપન્ન અંગ્રેજોની સામે થવાની તાકાત હિંદમાં છે એનું ભાન આમજનતાને થાય એવાં એવાં સાધનો મહાત્માજીએ અજમાવ્યાં. મહાત્માજીના વ્યકિતગત જીવનની હકીકતો જેમ જેમ મને જાણવા મળી તેમ તેમ મારા વિચારો અને આચારો સાથે તેનું સામ્ય હું અનુભવવા લાગ્યો. ટ્રંકમાં લોકોની દૃષ્ટિથી હું સન ૧૯૨૧ સાલે કટ્ટર ગાંધીવાદી–ગાંધીજીવી–થયો.

હું ગાંધીજીવી કેમ થયો તેની કલ્પના કરવા માટે ઉપરોક્ત વિવેચન પૂરતું છે એમ મને લાગે છે. સ્વભાવતઃ હું ગાંધીજીવી છું છતાં મારૂં જીવન જે સમૃદ્ધ થયું તે તો ગાંધીજીએ આદરેલી સામાન્ય માનવીને ચારિત્રવાન અને નૈતિક તાકાતથી યુક્ત બનાવવાની પ્રવૃત્તિને લીધેજ એમ હું માનું છું. રાજકારણમાં આજ સુધી અનેક સાધનો અજમાવવામાં આવેલાં પરંતુ તે બહુજન સમાજને સ્પર્શે એવાં તો ન હતાં જ. પ્રજા અને રાજકર્તા અલગજ રહે છે એવી માન્યતાવાળાઓનાં તે સાધનો હતાં. પ્રજારાજ્ય માટે તે સાધનો નકામાં હતાં. પ્રજાજીવનને સ્પર્શે એવું એક માત્ર સાધન એટલે ખાદીજીવન. પ્રજાને સ્વાશ્રયી અને સ્વતંત્ર બના-

વનાર આ સાધન પ્રજામાં સર્વત્ર પ્રસરે તો ભારતની ભૌતિક ગુલામી તરતજ નાશ પામે. કારણ ખાદી એટલે ફક્ત હાથે બનાવેલું કાપડ જ નહિ ખાદી એટલે અહિંસક સમાજ, ખાદી એટલે પ્રજારાજ્ય, ખાદી એટલે સમૃદ્ધિ અને આબાદી. ટૂંકામાં ખાદી **એટલે અસુરોને નિર્બળ કરનારી, સુરોને દીપાવનારી, હત્યારાને અહિંસક બનાવનારી, અન્યાય, શોષણ, છલકપટ નષ્ટ કરનારી અને દૈવી રાજ્ય સ્થાપન કરનારી શક્તિ** તે મને સન ૧૯૨૧ માં મળી ગઈ. ખાદીનો આ અર્થ ખાદીના ટીકાકારો જો સ્વીકારે તો તે ગાંધીવિરોધી બનેજ નહિ. ગાંધીજીની અહિંસાશક્તિ પણ ખાદીજીવનનુંજ પરિણામ છે. અહિંસક સમાજ રચના એટલે ગાંધીજી કહેતા હતા તે રામરાજ્ય. મારું જીવન સમૃદ્ધ થયું તે ખાદીની શક્તિથી. સન ૧૯૨૧ માં ગાંધીજીએ આદરેલા અહિંસાત્મક સંગ્રામ અને તેના વિધવિધ વિભાગોની પ્રવૃત્તિઓથી મારી ખાદીનિષ્ઠા દૃઢ થઈ છે. સન ૧૯૧૬ થી ૧૯૨૦ સુધી ગાંધીજીએ અહિંસાત્મક લડત દ્વારા સમાજ રચનાના પાયાનું કામ કર્યું. ચંપારણ્ય અને ખેડા સત્યાગ્રહના આંદોલનોએ મારી મનોભૂમિ તે વખતે ખેડી હતી. ગાંધીજીની વિચારસરણી ઝીલવા મારું મન તો તૈયાર જ હતું. એટલે સન ૧૯૨૧ માં મળેલા અનુભવોથી હું ક્રિયાત્મક બની ગયો. **सत्संगाद्भवति हि साधुता खलानाम्** એ વાત તો ખરીજ. પરંતુ હું કંઈ ખલ નહોતો. એટલે મહાત્માજીના જીવનના પરિચયથી મારા જીવનને ઓપ ચઢ્યો અને તે સમૃદ્ધ થયું એમ હું માનું છું.

મારા મિત્રો ! હું ગાંધીજીનો કેમ બન્યો તેની આ વાર્તા તમને બોધભરેલી લાગતી હોય તો તમે ખાદીજીવી બનો અને આજના આઝાદ ભારતને ખરેખરા પ્રજારાજ્ય-રામરાજ્ય-બનાવવાના કામમાં તમારો ફાળો આપો એવી મારી પ્રાર્થના છે. ઇતિ અલમ્.

**ॐ ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत् ।**
**तेन त्यक्तेन भुञ्जीथाः मा गृधः कस्यस्विद्धनम् ॥**

વિષ્ણુ નારાયણ અભ્યંકર

# વૈજ્ઞાનિક ગાંધીજી

ગાંધીજીનું જીવન અનેકલક્ષી હતું એમના સ્પર્શે આપણા જીવનનાં કેટલાંએ ક્ષેત્રોમાં ચેતન આવ્યું છે એમ સહુ કોઈ સ્વીકારશે. છતાં યંત્રવાદના કહેવાતા દુશ્મન ગાંધીજી મહાન વૈજ્ઞાનિક હતા. અને એ ક્ષેત્રમાં પણ એમનો ફાળો અનેરો હતો, એમ જાણી કદાચ કોઈને નવાઈ લાગશે. સામાન્ય રીતે પ્રયોગશાળામાં કસનળી (test tube) કે કાંટા (balance) વગેરેથી કામ કરનારને વૈજ્ઞાનિક તરીકે ઓળખવામાં આવે છે. આ અર્થ અધૂરો તેમજ સાંકડો છે. પોતાના પુસ્તક 'વિજ્ઞાનનો પરિચય' (Introduction to Science) માં ઇંગ્લાંડના મહાન ભૌતિકશાસ્ત્રી સર જે. જે. થોમસન લખે છે એ પ્રમાણે વિજ્ઞાન, અમુક વિષય નથી, પરંતુ સૃષ્ટિના ભિન્નભિન્ન પ્રશ્નો તરફનું અમુક પ્રકારનું દૃષ્ટિબિંદુ છે. થોમસન મનુષ્યોના ત્રણ વિભાગ પાડે છે. કેટલાક વ્યાવહારિક હોય છે. વ્યાવહારિક મનુષ્યને કોઈ પણ કામ કરવાથી બીજાને કે પોતાને શું ફાયદો થાય છે તેમાં રસ હોય છે. એને ભિન્નભિન્ન વાદોમાં (Theory) રસ હોતો નથી. કવિઓની સૌંદર્યની ભાવના તેને વેવલાપણું લાગે છે. બીજા પ્રકારના મનુષ્યો નિરંતર સૌંદર્યને શોધતા હોય છે. મહાન જર્મન કવિ શીલરના શબ્દોમાં 'પ્રભુનું વિશ્વ કેવું અલૌકિક સૌંદર્યભરેલું છે અને આવા વિશ્વમાં જન્મ મળવા માટે મનુષ્ય કેવો ભાગ્યશાળી છે' આવા વિચારમાં લાગણીમય મનુષ્યો પરોવાયેલા હોય છે. સાચા વૈજ્ઞાનિકો ત્રીજા વિભાગમાં આવે છે. સર માઇકલ ફોસ્ટરના શબ્દોમાં, વૈજ્ઞાનિકોનાં મુખ્ય લક્ષણો સત્યપ્રિયતા, નિરંતર સાવધાનપણું અને હિંમત ગણાવી શકાય. જીવનમાં વર્ષો સુધી જે વાદોનું પ્રતિપાદન કર્યું હોય તેમને જેમ જેમ નવા પ્રયોગો થતા જાય, તેમ તેમ ફેરવવાની તૈયારી, વૈજ્ઞાનિકે રાખવી ઘટે છે. માઇકલ ફેરેડેના શબ્દોમાં વિજ્ઞાન અમુક વાદ નથી, પરંતુ સત્યનો આગ્રહ (Passion for truth) છે. વિજ્ઞાનના જુદા જુદા વાદો શાશ્વત નથી. પોતાની પહેલાં બીજા વૈજ્ઞાનિકોના પ્રયોગો ઉપરથી વૈજ્ઞાનિક નવો વાદ શરૂ કરે છે. વાદના સમર્થનમાં નવા નવા પ્રયોગો કરવામાં આવે છે. આ પ્રયોગોનાં પરિણામ જો નક્કી કરેલા વાદની વિરુદ્ધ હોય તો નવા વાદનો

જન્મ થાય છે. આ પ્રમાણે વિજ્ઞાનમાં જો કોઈ પણ વસ્તુ શાશ્વત હોય તો તે સત્યની ભાવના છે. મનુષ્ય અપૂર્ણ છે એટલે એને સત્યની ઝાંખી ધીરે ધીરે થાય છે. વૈજ્ઞાનિક પોતાના વિચાર કે પ્રયોગમાં આસક્તિ રાખ્યા વિના સત્યના માર્ગે ધીરે ધીરે ચાલ્યો જાય છે. સત્યની શોધમાં વૈજ્ઞાનિકે નિરંતર સાવધાન રહેવું પડે છે. પોતાના પ્રયોગના વર્ણનમાં પણ અસત્ય ન પેસી જાય તેને માટે તેને હંમેશાં હોશિયાર રહેવું પડે છે. તે હંમેશાં જાણે છે કે, સંપૂર્ણ સત્ય મનુષ્યને નથી જડવાનું. પોતાના મતથી વિરુદ્ધ મત ધરાવનારના તરફ તે ગુસ્સા કે ક્રોધથી નથી જોતો. એ સાથે જેને એ સત્ય માને છે તેના પ્રતિપાદન સારૂ, રાજા પ્રજાનો રોષ વહોરવાની પણ તેની હંમેશાં તૈયારી હોય છે. મહાન વૈજ્ઞાનિકનો બીજો વિશિષ્ટ ગુણ એ છે કે જીવનનાં ક્ષેત્રો તેને નોખાં નોખાં નથી ભાસતાં. સત્ય એકજ છે અને વૈજ્ઞાનિક જુદાં જુદાં ક્ષેત્રોમાં રહેલા એક સત્યને પારખવાનો પ્રયત્ન કરે છે.

હવે આપણે ગાંધીજીમાં વૈજ્ઞાનિક તરીકેનાં લક્ષણો કેટલા પ્રમાણમાં હતાં તે તપાસીએ. 'સત્યના પ્રયોગો' એ એમનું જીવન હતું. અનાસક્તિયોગ એમના જીવનની ચાવી હતી. જીવનભર એમણે ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં પ્રયોગો આદર્યા હતા. આ પ્રયોગો તેમના જીવનમાં અગત્યનું સ્થાન ભોગવતા હતા. મહાદેવભાઈ, ગાંધીજીના ૭૫ મા જન્મદિવસના ભેટ પુસ્તકમાં લખે છે, 'ગાંધીજી એક વાર વાઇસરોયને રાજકીય પ્રશ્નો અંગે મળવા ગએલા. બન્ને વચ્ચે સમાધાનની આશા ઓછીલાગતી હતી. વાઇસરોયે પૂછ્યું,'ત્યારે તમે સેવાગ્રામ ક્યારે પાછા જશો?' ગાંધીજીએ કહ્યું, 'જો તમને વાંધો ન હોય તો આજ સાંજેજ જાઉં, મારા કેટલાક દર્દીઓ વાટ જુએ છે.' ગમે તેવા અટપટા રાજકીય પ્રશ્નો વિષે વિચારણા ચાલતી હોય કે કોઈ છાપાનો પ્રતિનિધિ મુલાકાત લેતો હોય, ત્યારે પણ, આશ્રમવાસીના જીવનની નાનકડી ગૂંચ, ઉકેલવાને કે આહાર, ઉપચાર, માટીના પ્રયોગો પરત્વે કોઈને સલાહ જોઈતી હોય, તેને માટે ગાંધીજી હંમેશાં તૈયાર રહેતા.

મહાન વૈજ્ઞાનિકનું એક વિશિષ્ટ લક્ષણ પોતાના પ્રયોગોમાં શ્રદ્ધા છે. પૂજ્ય કસ્તુરબાની ભયંકર માંદગીમાં, દાક્તરે ગાંધીજીને પૂછ્યા વિના મરઘીનો સેરવો આપ્યો. ગાંધીજીએ કહ્યું, "દાક્તર, હવે ચોખવટ કરો. શું કરવા માગો છો? મારી પત્નીને હું કદી તેની મરજી વિરુદ્ધ માંસ

આપવા નહિ દઉં." આપણામાંના કેટલા આવી નૈતિક હિંમત ધરાવી શકે ? ગેલેલીઓ, લેવોઇઝીઅર, પોતાના સિદ્ધાંતો ખાતર મૃત્યુને ભેટ્યા. પૂજ્ય ગાંધીજીએ એવું નથી કર્યું ? મહાન વૈજ્ઞાનિકો તેજસ્વી શિષ્યોને આકર્ષે છે. મહાદેવ દેસાઈ, મગનલાલ ગાંધી, મોરીસ ફ્રીડમેન, મીરાં વગેરે અનેક જાતના પચરંગી શિષ્યો ગાંધીજીથી આકર્ષાએલા. "ભંગીનું કામ કરવું એ તો મારો વિશેષ ધંધો થઇ પડશે. મારી માગણીનો દાક્તર દેવે તુરત સ્વીકાર કર્યો. માગણી કરનાર હું, પણ કરવાનો બોજો ઉપાડનાર મગનલાલ ગાંધી."

સાચા વૈજ્ઞાનિકની માફક ગાંધીજીએ પોતાની પહાડ જેવી ભૂલો પણ વિના સંકોચે પ્રગટ કરી છે. દુનિયા ગમે તે કહે તો પણ "ન્યાયના માર્ગથી ધીર પુરુષો જરા પણ ડગતા નથી." જનસમાજને ન રુચતાં, સાથીઓને અપ્રિય થઇ પડે તેવાં વચનો ઉચ્ચારતાં ગાંધીજીને કોઈ દિવસ અંતરાય નડ્યો ન હતો.

ગાંધીજીએ વાણી ઉપર પણ અજબ પ્રભુત્વ અને સંયમ કેળવ્યાં હતાં. આ પ્રભુત્વ તેમના ભાષાના અગાધ જ્ઞાન કરતાં એમની સત્યપ્રિયતાને આભારી હતું. "મારી બીજી શક્તિ લહિયાનું કામ કરવાની હતી, જેનો ઉપયોગ મહાસભા લઇ શકે એમ હતું. લાંબી મુદતના અભ્યાસને અંગે ક્યાં, શું, અને કેટલા ઓછા શબ્દોમાં અવિનય રહિત ભાષામાં લખવું એ હું જાણતો હતો." ગાંધીજીના લખાણની સચોટતા અને સરળતા આપણને આલ્બર્ટ એન્સ્ટાઇન, જે. બી. એસ હાલ્ડેન કે જ્યુલીઅન હકસલીની યાદ આપે છે.

ગાંધીજીને એમના જીવનના જુદાં જુદાં કાર્યક્ષેત્રો કદી અલગ નહોતાં લાગ્યાં. રાજકીય ક્ષેત્રોમાં ધાર્મિક સિદ્ધાંતોની દખલ નહિ કરવા, કેટલાય લોકો એમને સલાહ આપતા હતા ! ગાંધીજીનું જીવન ખાદી, અંત્યજોદ્ધાર નઇ તાલીમ, રાજકીય સ્વતંત્રતા એ બધા મણકાની માળા હતું. એ મણકાને એકઠા રાખનાર દોરી એમની સત્યની ભાવના હતી.

સિદ્ધ પ્રયોગશાસ્ત્રી, નિરંતર જાગૃત, હઠાગ્રહી છતાં નિરાભિમાની, અજબ સંયમવાળા, સત્યપ્રેમી, અહિંસાવાદી પૂજ્ય બાપુ સાચા વૈજ્ઞાનિક

હતા, તેની કોણ ના પાડી શકશે? પોતાના દેહ કરતાં પોતાના કાર્યને એમણે હમેશાં વિશેષ ગણ્યુ હતુ મારૂ કહેવુ લોકો ન સાંભળે તેના કરતા મારૂ મૃત્યુ ભલે થાય એમ એમનો આગ્રહ હતો. આરકીમેડીસે નહોતુ કહ્યુ, "મને મારી નાખો, પણ મારૂ વર્તુલ રહેવા દો!"

૩૫ મી ઇન્ડિયન સાયન્સ કોંગ્રેસના પ્રમુખપદેથી ભાષણ કરતાં ચન્દ્રશેખર રામને કહ્યુ હતુ, 'જો હિંદને મહાન થવુ હોય તો પશ્ચિમના વૈજ્ઞાનિકોના વરઘોડામા સામૈયા થવાને બદલે વિજ્ઞાનનાં વિશાળ સત્યોનો અભ્યાસી કરી વિજ્ઞાનને આપણે નવુ માર્ગદર્શન કરવુ જોઇએ, વિજ્ઞાનના અભ્યાસનો મૂળ હેતુ પશ્ચિમમા ક્યારનો ભુલાઈ જવા માંડયો છે. આજે જો ગાધીજીના વારસદાર હિંદની પ્રથમ ફરજ હોય તો વિજ્ઞાનના નવા માર્ગમા મશાલચી થવાની છે. આપણે આ ફરજ અદા કરતાં શીખીએ.' મહાન અને સાચા વૈજ્ઞાનિક ગાધીજીનુ આથી બીજુ કયુ ઉન્નત સ્મારક હોઇ શકે?

અશ્વનીકુમાર માધવલાલ ત્રિવેદી

---

## ગાંધી બૉક્સ

ગયા વર્ષે, હું લીંગરાજ કૉલેજ, બેલગામમાં હતો, ત્યારે દિવાળી ઉપર, કૉલેજનું પ્રથમ સત્ર પૂરું થયા પછી, એક વૈજ્ઞાનિક પ્રદર્શન ગોઠવેલું તેમા એક પેટી 'ગાંધી બૉક્સ' તરીકે રાખેલી તેના પૈસા પૂજ્ય ગાધીજીને મોકલી આપેલા ગાંધીજીનો જવાબ નીચે પ્રમાણે આવ્યો હતો

નવખાલી

તા. ૩૦-૧૧-૪૬

ભાઈ ત્રિવેદી,

તમે કૉલેજ તરફથી મોકલેલો ચૅક ૨૫૧-૩-૩ નો તમારી સૂચના પ્રમાણે હ સે સંઘ સ્થાનિકને સારૂ પાછો મોકલું છું

બાપુના આશીર્વાદ

# નિર્ભયતા

ચારિત્રશુદ્ધિ માટે જે થોડાએક આવશ્યક ગુણોની મહાત્માજી હિમાયત કરતા તેમાં નિર્ભયતાનો ગુણ મોખરે રહેતો. આપણે સૌ જાણીએ છીએ કે મહાત્માજીની જીવન ફિલસૂફી અહિંસાના તત્ત્વ ઉપર રચાયેલી છે. અહિંસક માનવી હંમેશાં નિર્ભય હોય છે. અને તેથી જ નિર્ભયતાને મનુષ્યના સંસ્કારી અને શુદ્ધ જીવનમાં ઘણું મહત્વનું સ્થાન હોવું ઘટે.

સેંકડો વર્ષોથી એક તત્ત્વ તરીકે અહિંસાનો પ્રયોગ કરવાનું આપણે ભૂલી ગયા હતા અને સમગ્ર જીવનમાં હિંસાને ઘૂસવા દીધી હતી. આનું પરિણામ એ આવ્યું છે જ્યારે સેંકડો વર્ષોના અંધારા પછી મહાત્માજીએ અહિંસાનો જીવનદીપ આપણી સમક્ષ ધર્યો ત્યારે તેની જ્યોતમાં અંજાઈ ગયેલી આપણી આંખોએ એ તત્ત્વનું દર્શન કરતી વખતે પોતાનાં પોપચાં બંધ કરી દીધાં. મહાત્માજી જીવ્યા ત્યાં સુધી અહિંસાની સમજણ વખતો વખત આપતા જ રહ્યા. જીવનવ્યવહારના ડગલે ને પગલે અહિંસાને ઘટાવવાનું માર્ગદર્શન એમને હંમેશાં આપવું પડેલું અને પોતાના ખુદના જીવનપ્રયોગો દ્વારા દુનિયાને એમણે દોરવણી આપેલી. જ્યારે જ્યારે પણ અહિંસાના વ્યવહારની ચર્ચા કરવામાં આવતી ત્યારે નિર્ભયતાને તેઓ હંમેશાં આપણી સૌની સમક્ષ ધરતા. જે મનુષ્ય સાચા અર્થમાં નિર્ભય હોય છે તેજ મનુષ્ય અહિંસક રહી શકે છે. બીજી રીતે કહીએ તો માનવીની અહિંસાની પ્રતીતિ એની નિર્ભયતામાંથી મળી રહે છે.

મહાત્માજીની અહિંસક પ્રતિકારની ફિલસૂફીમાં આવી નિભર્યતાનું તત્ત્વ ભારોભાર ભરેલું દેખાય છે. મહાત્માજી કહે છે કે માર મારનાર કે હત્યા કરનારના કરતાં હસતે મોઢે માર ઝીલનાર અને નિર્ભયતાથી મૃત્યુને ભેટનાર અનેક ગણો મહાન છે. આ તત્ત્વને પોતે પોતાના જીવનમાં વણી લીધું અને સમસ્ત દુનિયા પાસે રજૂ કરવા માટે સત્યાગ્રહ દ્વારા અહિંસાત્મક પ્રતિકારનો મોટા પાયા ઉપર સમૂહપ્રયોગ કરાવ્યો. દુનિયાએ ચકિત નયને જોયું કે સત્યનો આગ્રહ રાખનાર માણસે અન્યાયનો સામનો કરતી વખતે હિંસક પ્રવૃત્તિનું શરણ હરગિજ લીધું નહિ. આવું વર્તન દિંમત અને નિર્ભયતા વિના શક્ય નથી બનતું. જે માનવી ભયથી ભરેલો છે,

તે માનવી નાની યા મોટી હિંસા કર્યા વિના રહી શકતો નથી. જ્યાં જ્યાં ગુંડાગીરીનું તત્ત્વ જોવામાં આવે છે, ત્યાં ત્યાં ભયગ્રસ્ત મનોદશા અનિવાર્યપણે દેખાય છે. ભયભીત મનોદશાવાળો માણસ ભયને નિવારવા માટે હિંસાનો આશરો લીધા વિના રહી શકતો નથી. નિર્ભય મનવાળા માણસને તો કોઇ ભયનો સામનો કરવાનો હોય જ નહિ, અને તેથી એના જીવનમાં હિંસાને પણ અવકાશ હોય નહિ. નિર્ભય માનવી મુક્તપણે પોતાનો જીવન-વ્યવહાર ચલાવી શકે છે અને પોતાના માર્ગમાં કોઇ વખત મુશ્કેલીઓ આવી પડતી હોય છે ત્યારે એનો સામનો ભયભીત થઇને નથી કરતો; પરંતુ નિર્ભય બનીને કરે છે. મહાત્માજી કહે છે કે નિર્ભયતા જેનો જીવનધર્મ બની રહે છે તેવા માણસ માટે અહિંસા જીવનનો એક સિદ્ધાંત બની રહે છે.

હરભાઇ

---

# પડકાર

લૉર્ડ બર્કનહેડ અને મિ. મૉન્ટેગ્યુ બન્નેને ભાન નથી કે દરિયા પારના દેશોથી જેટલા આણીને ઉતારી શકાય તેટલા બધાજ ' સાબૂત કાંડા બાવડાંવાળા 'ઓનો ભેટો કરવા હિંદુસ્તાન આજ તૈયાર છે. અને પડકાર તો બ્રિટિશ પ્રજાને આજનો નહિ પણ ૧૯૨૦ ની કલકત્તાની મહાસભાએ ખિલાફત, પંજાબ અને સ્વરાજની વિવિધ માગણી પાર ઉતાર્યા વિના ન જંપવાનો પ્રજાકીય નિશ્ચય જાહેર કર્યો તે દિવસથીજ અપાઇ ચૂક્યો છે. આમાં સલ્તનતની હસ્તીને જરૂર પડકાર છે, અને બ્રિટિશ સલ્તનતના આજના હવાલદારો જો ભલી ભલાઇએ એ સલ્તનતમાંથી સરખા હકવાળા ભાગીદાર મિત્રોનો-મરજીમાં આવે ત્યારે ખાનદાનીની રીતે એક બીજાથી છૂટા પડી જવાની મુખત્યારીવાળી સ્વતંત્ર પ્રજાઓનો-એક પ્રજાસંઘ બનાવી દેવા તૈયાર નહિ થાય તો એ પણ નક્કી સમજતું કે ' દુનિયાની સૌથી નિશ્ચયી પ્રજા'નું એ બધું પુરુષાતન ને નિશ્ચયપણું અને એ બધાં ' સાબૂત કાંડાંબાવડાં ' હિંદુસ્તાનના અજેય અને અભેદ્ય ટેકને છૂંદવાના અટ્ટહાસ્ય પાછળ ગારદ કરવાં પડવાનાં છે. હિંદની ભાતખાઉ નબળી પ્રજાએ હવે વધુ વખત કોઇના જ વાલીપણા નીચે રહ્યા વગર, તેમ શસ્ત્ર સુદ્ધાં હાથમાં લીધા વગર પોતાની સ્વતંત્રતા ઘેર કરવાનો નિશ્ચય કર્યો છે.

—ગાંધીજી

# પૂજ્ય મહાત્મા ગાંધીજી

પૂજ્ય મહાત્મા ગાંધીજી વિષે કંઇક લખવું એ પણ લેખકને પવિત્ર કરે છે તેથી ઘણું લખાઈ ગયું છે છતા બે શબ્દ લખવા પ્રેરાયો છું. મહાત્મા ગાંધીજીએ આફ્રિકાથી હિંદમાં આવી ગયાં બત્રીસ વર્ષના પોતાના અવિરત શ્રમથી અનેક નરનારીઓનાં જીવનમાં શુભ પરિવર્તન કર્યું છે એટલુંજ નહિ પણ સમસ્ત દેશને ઉન્નતિને માર્ગે વાળ્યો છે. આ સેવા નાની સૂની ન ગણાય. આપણો દેશ પરાધીન હતો અને મોટે ભાગે નૈતિક અવદશાને પામ્યો હતો. સર્વત્ર નિરાશા, સ્વાર્થ, નિર્બળતા, અસત્ય અને કુસંપનું સામ્રાજ્ય હતું. મહાત્મા ગાંધીજીએ આ દુર્ગુણો તરફ દેશનું ધ્યાન ખેંચ્યું અને પોતાના આચરણ અને ઉપદેશથી જનતાને નબળાઇ ખંખેરી નાંખી વીરતા, સત્ય, અન્યસેવા અને ઐકયના પથે વાળી. તમોગુણથી ઘેરાયલા દેશને ધીમે ધીમે આત્મભાન થયું અને દેશના ઉત્થાનનાં મૂળ ઊંડાં નંખાયાં.

આજે ભારત સ્વતંત્ર થયું છે એ મહાત્મા ગાંધીજીના તપશ્ચરણનું પરિણામ છે. આવા યુગપુરુષો જગતના કલ્યાણને માટેજ જન્મે છે. જીવે છે અને મરે છે. મહાત્મા ગાંધીજીએ વ્યક્તિજીવન તેમજ સામાજિક જીવન કેવી રીતે ઉન્નત થાય તેને માટે ઘણું કર્યું છે, ઘણું લખ્યું છે. એમની દૃષ્ટિ વ્યાપક હતી. જ્યાં જ્યાં દોષ દેખાય ત્યાં ત્યાં એમની દૃષ્ટિ ચોંટતી અને દોષને ઉઘાડો પાડતી. પોતાના દોષનું ભાન થતાંજ એ મહાનુભાવ તેની જાહેરમાં કબૂલાત કરતા એટલુંજ નહિ પણ પોતાની જાતને શાસન કરતા એ વાત સુવિદિત છે. જેમ સૂર્ય ઉગે છે ત્યારે તેનો પ્રકાશ સર્વત્ર પ્રસરે છે તેમ મહાત્મા ગાંધીજીના ઉપદેશનો ભાનુ જીવનના દરેક પ્રદેશને અજવાળે છે. મોટામાં મોટીથી માંડીને નાનામાં નાની બાબત ઉપર પણ એમણે યોગ્ય દોરવણી આપી છે. આવા મહાપુરુષના સમકાલીન હોવું એ મહાભાગ્ય છે, એમના ઉપદેશનું રહસ્ય સમજીને તદનુસાર વર્તન કરવું એમાં માનવજીવનની સાર્થકતા છે. **परोपकाराय सतां विभूतयः** એ ઉક્તિનું મહાત્મા ગાંધીજી જ્વલંત ઉદાહરણ છે.

એમના કરુણ અવસાનથી સમસ્ત દેશને—સમસ્ત વિશ્વને ભારે આઘાત થયો છે. સમય જતાં ધીમે ધીમે શોકભાર હળવો થાય છે અને

श्रवणात्कीर्तनाद्यस्य जनः पापै विमुच्यते ॥७॥
देहिनः सन्मतिं नित्यं सदाचार रतिं तथा ।
तेजसा स्वेन दौर्बल्यमस्माकं भस्मसात्कुरु ॥८॥

કમળાશંકર સુંદરજી ત્રિવેદી

---

# કાતિલને હાથે મારી કતલ થવા દઈશ પણ હારીને પાછો નહિ ફરૂં

હાલ તુરત હું બંગાળી અને તેમાંયે નોઆખલીનો વતની બન્યો છું. નોઆખલીના વતનીઓની વચ્ચે રહેવાને અને તેમના કાર્યમાં ભાગ ભરવાને, બન્ને કોમના લોકોમાં એકસંપ અને ભાઈચારો સ્થાપી તેમને એકદિલ કરવાને અથવા તે કામમાં ખપી જવાને હું અહીં આવ્યો છું. હું અહીં ધગધગતી જ્વાળાઓની વચ્ચે વસું છું, અને તે બધી ઠરીને શાંત ન થાય, ત્યાં સુધી અહીંજ રહેવાનો છું. એ કારણસર આ પ્રદેશ હું છોડવા માગતો નથી. જે સ્ત્રીઓ અને પુરુષો કારમી આફતમાં સપડાયાં છે, તેમને માટે જીવન સરળ બનાવવું જોઈએ, તેમનાથી સુખે જીવી શકાય એવી સ્થિતિ નિર્માણ કરવી જોઈએ. લોકોને સંગઠિત કરવાનું કાર્ય પણ ચાલવું જોઈએ અને લોકોને શારીરિક જુલમ તેમજ નૈતિક ત્રાસમાંથી છોડાવવા જોઈએ. હું જોઉં છું કે, મારામાં આ કામની આવડત નથી. અહિંસાની ચાવી હજી મને પૂરેપૂરી લાધી નથી. અહીં હું મહાભારત યજ્ઞ માથે લઈને બેઠો છું, પણ તે પાર પાડવાની મારી અયોગ્યતાની સાબિતી મને ડગલે ને પગલે મળ્યા કરે છે. પણ આ યજ્ઞ છોડીને ભાગવાનું ન હોય. અને ભાગીને જાઉં ક્યાં? સફળતા કે નિષ્ફળતા આપણા હાથની વાત નથી. આપણે આપણું કામ બરાબર કરી છૂટીએ, એટલે થયું. હું કોઈ કોશિશ કર્યા વિના રહેતો નથી. આપણો ધર્મ મથવાનો છે, ઉપરે તેનું ધાર્યું થશે.

બંગાળમાંથી હારેલાનું માનસ લઈને મારે પાછા ફરવું નથી. જરૂર હશે, તો કાતિલને હાથે મારી કતલ થવા દઈશ. પણ મારે એવી કતલ નોતરવી નથી, મારી ઈચ્છા તો એવી નથીજ નથી. — ગાંધીજી

# હવે શું ?

" સમકો સન્મતિ દે ભગવન્ "

" પિતા છો ભવ્ય ક્રાંતિના, વિરાટ નવયુગના,
ને માતા છો અહિંસાની, ગોદે જગ લપેટતા,
બંધુ છો સૌ ગુલામોના દેવ છો દુખિયા તણા,
આશા છો વિશ્વ આખાની, સર્વ કાંઈ છોજ હિંદના "

–ઉમાશંકર જોષી

મહાત્મા ગાંધીજીનું ગોઝારી હત્યાને કારણે અવસાન થતા દુનિયાભરમાં ભૂકંપ થયો. વિશ્વને સામાન્યતઃ અને હિંદને વિશેષે કરી, કદી ન પુરાય તેવી ખોટ પડી, કેમકે લાખ લાખ કિરણોથી પ્રકાશિત જ્યોતિ બુઝાયો સત્ય, અહિંસા અને સેવાભાવ રૂપી અમૃતથી છલકાતુ સરોવર એકાએક સુકાઈ ગયુ ! સૌ કોઈને માર્ગદર્શન કરનાર, પ્રેરણા પાનાર, પ્રોત્સાહન આપનાર, અરે કટોકટીમા જરૂર પડતા સમાજને આગળ ધકેલનાર શક્તિનો ધોધ એક ક્ષણમા તો જાણે પડતો બંધ થયો. એની પાછળ મહાનમા મહાન વિભૂતિઓથી માંડી સામાન્યમા સામાન્ય કક્ષાના મનુષ્યો પર્યંત કરોડોની સંખ્યામા અશ્રુપાત કરે એ સ્વાભાવિક છે અરે ! એમની પાછળ કેટલાક મનુષ્યો તો અન્નજળનો ત્યાગ કરી મરણ શરણ થયા કેટલાક તો ગોઝારી હત્યાના સમાચાર જાણતાજ પ્રાણ પંખેરૂ ઉડી જતા ઢળી પડયા આમ અનેક કરુણ ઘટનાઓ બની ગઈ. બનેજ કારણ, 'વૈશંપાયન'ની કલ્પના અનુસાર હજારો વર્ષથી મનુષ્ય જાતિ, અજ્ઞાનરૂપી અંધકારમા ગોથા ખાઈ રહી હતી, તેના કલ્યાણ માટે અવતાર ધરી, આયુષ્યભર જેણે જહેમત ઉઠાવી હતી, અને જીવનની દરેક કાર્યદિશામા, પ્રકાશકિરણો પાથરવા તનતોડ પ્રયાસ આદર્યા હતા, તેવી પાવનકારી વિભૂતિનો, વધસ્તંભ ઉપર જેમ ઈસુ ક્રાઈસ્ટના શરીરનો ખીલા ઠોકી ભીષણ ક્રૂરતાથી અંત આણ્યો હતો, તેમ ગોઝારી રીતે હત્યા થતા જે ન થાય તે ઓછુ ! પણ, પ્રશ્ન એ છે કે હવે શુ ? શુ, અશ્રુના સરોવરો છલકાવીનેજ બેસી રહીશુ ? એ મહાન વિભૂતિને માત્ર "અશ્રુની અંજલી

અંજલિ " અર્પી કૃત્યકૃત્યતા માનીશું ? આમ ન થવા પામે તેથી તો કરસનદાસ માણેક (વૈશંપાયન) જેવા મર્મજ્ઞ કવિએ, જાણે મહાત્માજી પોતે કહી રહ્યા હોય એવી કલ્પનારૂપે સમયસર ચેતવણીના સૂર સંભળાવ્યા છે કે,

" ના, ના, મને અશ્રુની સસ્તી અંજલિ,
આપી રખે તું, છેતરતો આત્મને "

સ્વાભાવિક છે કે, ઘેરી નિરાશા વ્યાપી હોય ત્યારે આપણને શું કરવું અને શું ન કરવું તે ન સૂઝે. અને છતાં, જેમની ગોઝારી હત્યાને કારણે આપણે અશ્રુ–સાગર છલકાવી રહ્યા છીએ. તે જગતવંદ્ય પુરુષની પ્રેરણા શું હોઇ શકે એ પ્રશ્ન સૌ કોઇ પોતપોતાનાં ચિત્તને પૂછે.

એ તો યજ્ઞપુરુષ હતા. મૃત્યુ બાદ તો ઘણાંઓનાં ગુણગાન થાય છે. પરંતુ, મહાત્માજીની બાબતમાં તો અપવાદરૂપ એવું બન્યું છે કે, તેમની હયાતીમાં પણ, તેમને નામાંકિત વ્યકિતઓ તરફથી ઉચ્ચ કોટિની અંજલિઓ અનેક વાર અર્પાએલી છે. આ લેખને મથાળેજ, મહાત્માજીનાં જીવન–સૂત્રો યોગ્ય રીતે પચાવનાર ગૂજરાતના પહેલી હરોળના કવિશ્રી ઉમાશંકર જોષીએ રચેલ કાવ્ય–પંકિતઓ ટાંકવામાં આવી છે. તેમજ, રવિન્દ્રનાથ ટાગોર, રાધાકૃષ્ણ સર્વપલ્લી, અને ગોપાળકૃષ્ણ ગોખલે જેવા આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનાર મહાનુભાવોએ ગાંધીજીની હયાતીમાંજ કેવી ઉચ્ચ કોટિના તેમના ગુણાનુવાદ કર્યા છે તે અનુક્રમે આપેલાં, તેમનાં વચનામૃતનાં અવતરણો ઉપરથી લક્ષમાં આવશે.

(૧) શ્રી રવિન્દ્રનાથ ટાગોરે પોતાનાં એશિયા ખંડના પર્યટન દરમ્યાન પત્રકારો સમક્ષ જણાવેલું કે, " યજ્ઞને મનુષ્યરૂપ લેવાની ઇચ્છા થઇ, અને તે ગાંધી-સ્વરૂપે અવતર્યો. અમારી પૌર્વાત્ય સંસ્કૃતિનું અંતિમ ધ્યેય ગાંધી રૂપે અવતર્યું છે. મનુષ્ય કેટલી હદ સુધી શુદ્ધ થઇ શકે તેનો પરિચય જગતને ગાંધીજીએ કરાવ્યો છે. અને વાચક જાણેજ છે કે શ્રી ટાગોરના અવસાન બાદ, મહાત્માજીએ તો ઉત્તરોત્તર શુદ્ધિ અને ત્યાગનાં ઉચ્ચતર શિખરો સર કર્યાં. જેમકે, જગતને ચકિત કરી નાખે તેવો તેમનો પૂર્વ બંગાલમાંનાં નવખાલીનાં દરેક ગામડાંનો પોતાનાં કોઇ પણ સ્વજનની સહાય કે સોબત વિનાનો જોખમ ભરેલો પ્રવાસ, કલકત્તા અને ત્યાર પછી દિલ્હીના આમરણાંત ઉપવાસો વગેરે.

(૨) ઇ. સ. ૧૯૩૯ ની સાલમાં મહાત્માજી સિત્તેર વર્ષનું આવરદા ભોગવવા ભાગ્યશાળી થયા આ પ્રસંગના સ્મરણાર્થે, શ્રી રાધાકૃષ્ણ સર્વ પલ્લીએ, દુનિયાના જુદા જુદા દેશોની ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુઓ ધરાવતી પોતપોતાના ક્ષેત્રમાં નામના પ્રાપ્ત કરનાર પ્રતિષ્ઠિત વ્યક્તિઓના ગાંધીજી પ્રત્યેના મંતવ્યો, એકત્ર કર્યા, અને આ બધી અંજલિઓ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરી મહાત્માજીનાં ચરણોમાં ધરી. પુસ્તકનું નામ છે :– મહાત્મા ગાંધી-તેમનું જીવન અને કાર્ય. તે પુસ્તકની લંબાણ પ્રસ્તાવનામાં એક સ્થળે શ્રી રાધાકૃષ્ણે જણાવ્યું છે કે.– " ગાંધીજી આગામી મુક્ત જીવનના પયંગમ્બર સમા છે; તેમજ તેમની અપવાદરૂપ પવિત્રતા અને વીરતાને કારણે કરોડો મનુષ્યોનાં દિલમાં તેમની નૈતિક શક્તિ સત્તા ચલાવી રહી છે. સત્યપરાયણ રહેવું, સાદાઇ ધારણ કરવી, નિષ્પાપ અને વિનમ્ર જીવન ગાળવું, શોકકારણ ઘટનાઓના પ્રસંગે મનની પ્રસન્નતા ચાલુ રાખવી અને સંતુષ્ટ રહેવું, જીવનનો આસ્વાદ માણવો, અને તેમ છતાં, મૃત્યુથી ડરવું નહિ, આત્માના (Spirit) અવાજને અધીન રહેવું, છતાં પ્રેતોથી (Spirits) જરા પણ થડકવું નહિ, આવું આવું, સૃષ્ટિક્રમ શરૂ થયો ત્યારથી ગાંધીજી સિવાય કોઇએ બોધ્યું નથી તો પછી વર્તનમાં મૂકવાની તો વાતજ શી ? "

(૩) અને, ત્રીસ વર્ષ પહેલાં, ઇ. સ. ૧૯૦૯ માં શુદ્ધ ચારિત્રવાન, મહાન દેશભક્ત, ખુદ ગાંધીજીનાએ રાજકીય ગુરુ સમાન ગોખલેજીએ અંજલિ આપતાં જણાવેલું કે :– " શ્રીયુત ગાંધીજી સાથે મારે ઘાડો સંબંધ હોવાથી, હું તેમને રજેરજ ઓળખું છું....હું આપ લોકોને ખાત્રીપૂર્વક કહું છું કે એમનાથી વધારે પવિત્ર, ઉદાત્ત, બહાદુર, કે ઉચ્ચાશયી મનુષ્ય આ સૃષ્ટિમાં કદી વિચરેલ નથી...એમના માટે નિઃશંકપણે કહી શકાય કે મનુષ્યોમાં તે એક સાચો નર છે, વીરોનો પણ વીર છે, દેશપ્રેમીઓમાં તે સૌથી મોખરે છે, અને એમ પણ વિના સંકોચ કહું છું કે, તેમનામાં હિંદની માનવતા ઉચ્ચમાં ઉચ્ચ કક્ષાએ પહોંચી છે. "

આવા, આપણા રાષ્ટ્રપિતાની પ્રેરણા એકજ હોઇ શકે. આદર્શોનું યથાશક્તિ પાલન. અને પંડિત જવાહરલાલ નેહરુજીએ પણ (તાજેતરમાંજ) આપણને ગંભીર ચેતવણી આપી છે કે :–" પુણ્યશ્લોક મહાત્માજીએ આપણને જે બોધપાઠ આપ્યો છે, તેને અનુસરવા, અને આપણી સમક્ષ જે રચના-

ત્મક યોજનાઓ પેશ કરી છે તેને પાર પાડવા, જો આપણે એકત્ર થઈ કામગીરી બજાવીશું તોજ તેમાં તેમની યોગ્ય સ્મૃતિ જળવાઈ રહેશે. "

'રચનાત્મક કાર્ય' એ શબ્દ તો સૌ કોઇને પરિચિત થઇ ગયો છે. કદાચ અતિ પરિચયથી અવજ્ઞા ઉત્પન્ન થાય તેટલા પ્રમાણમાં જાણીતો થઈ ચૂક્યો છે. પરંતુ, તેનુ હાર્દ પકડાયું છે? અપવાદરૂપ વ્યકિતઓએ તેનું રહસ્ય પારખ્યું હશે. બાકી તો એવુંજ!! રચનાત્મક કાર્યક્રમ દ્વારા દેશભરમાં કોમ કોમ વચ્ચે સાચા દિલનો ભ્રાતૃભાવ ઉત્પન્ન થાય એવી તે પ્રેમમૂર્તિ સંતની ઉત્કટ ઇચ્છા હતી. તે જો દેશે અપનાવ્યો હોત તો આજે 'મૈયા ભારત' ની સૂરત કેવી જ્વલંત હોત તેની કલ્પના આજના ઉછરતા જમાનાએ દિલમાં અંકિત કરવા યોગ્ય છે. કહેવાતાં ઊંચ નીચ વર્ણો વચ્ચે, હિંદુ અને અહિંદુ વચ્ચે સ્ત્રીવર્ગ અને પુરુષવર્ગ વચ્ચે હાર્દિક સહકાર થવા પામે એવો એ કાર્યક્રમ છે.

ત્યારે શું ઉપરોક્ત આદર્શને પહોંચવું એ અશક્ય છે? ઉપલક દષ્ટિએ એવુજ જણાશે. છતાં હાલમાં પણ, આશ્રમો અને નાની નાની સંસ્થાઓ દ્વારા કેટલીક વિરલ વ્યકિતઓ આ આદર્શની મશાલને યથાશકિત જલતી રાખી રહી છે. જેમકે, ગૂજરાતમાં મૂગાં સેવક-સેવિકાઓ જેવાં કે રવિશંકર મહારાજ, નાનાભાઇ ભટ, જુગતરામ દવે, દિલખુશરાય દિવાનજી, મીઠુબેન પીટીટ, પુષ્પાબેન મહેતા, નરહરિ પરીખ, નારણદાસ ગાંધી, લક્ષ્મીદાસ આસર, વગેરે આ જ્યોત જલતી રાખી રહ્યાં છે. તેજ પ્રમાણે અન્ય પ્રાંતોમાં પણ એવી જાણીતી તેમજ અજ્ઞાત વ્યકિતઓ પોતપોતાની શકિત અનુસાર રચનાત્મક કાર્યક્રમનો દીપક હોલવાય નહિ તેની સાવચેતી રાખી રહેલ છે. ઉપરાંત મહાત્માજીએ સ્થાપેલ ગ્રામોદ્ધારક સંસ્થાઓ પણ, કુમારાપ્પા જેવા નિષ્ણાતની દેખરેખ નીચે, ધીમું પણ સંગીન કાર્ય બજાવી રહેલ છે વળી પ્યારેલાલ. ડૉ. સુશીલા નાયર, મૃદુલાબેન, વગેરે પ્રખર તપસાધકો, હર પળે જીવને જોખમે. કોમ કોમ વચ્ચે એખલાસ વધારવા, તેમજ કચડાએલી, લઘુમતિ કોમોમાં, કલ્યાણમય પ્રભુ પ્રત્યે શ્રદ્ધા વિકસાવી, તેમની બીકના ભૂતને હડાવવામાં આશ્ચર્યકારક પ્રગતિ સાધી રહ્યાં છે.

ગાઢ અંધકાર વચ્ચે આ આશા-દિપિકાઓ. ઝાંખો ઝાંખો પ્રકાશ પાડતી ટમટમી રહી છે. હા! એટલું ખરૂં કે મહાત્માજીની ગોઝારી હત્યાના

બનાવ પછી, કોમી ભાવના નાબૂદ કરવા વિષે ભાષણો કરવાની અને તે વિષે વર્તમાનપત્રોની કતારોમાં લખાણો કરવાની તાલાવેલી એકાએક જાણે ફૂટી નીકળી છે ! ! પરંતુ જ્યાં સુધી, લેખોમાં, અને વાતોમાં દર્શાવાએલી ભાવનાઓને મૂર્ત સ્વરૂપ ન આપીએ, જ્યાં સુધી, હૃદયનાં ઊંડાણમાંથી પણ કોમી–ભાવનાના વિષનો નાશ ન કરીએ ત્યાં સુધી મહાત્માજીના આદર્શની દિશામાં આગળ વધવાનું ભાગ્યેજ બને ! લેખો કે વાતો કાર્ય સાધક નથીજ એમ સમજવાનું નથી. જો તેની પાછળ દિલની સાચી લાગણી હોય તો અવશ્ય તેની અસર ઘણી ઊંડી થાય. દિલમાં હલાહલ ભર્યું હોય, છતાં હોઠ બહાર અમૃત જેવા શબ્દો લાવવાથી નહિ, પરંતુ હૃદયમાં અમૃત–ઝરણું સરજાવીને, પછી વાણી અને કાર્ય દ્વારા તે મીઠો સાચો સુધારસ વહેવડાવીએ, તો તેની અસર. જેવી તેવી ન સમજવી. જેમને ગતદિવસ આજીવિકા માટે કાર્યરત રહેવું પડે છે તેવા કરોડો માણસો બીજું શું કરી શકે ?

રોજબરોજ વ્યવહારમાં, દિલના ઊંડાણમાંથી નીકળતી આવી અમૃત વાણી તો કેટલીએ અશુદ્ધિ ધોઈ નાખવા સમર્થ છે

આ મુદ્દો વિદ્યાર્થીવર્ગ સમજી જાય તો ખૂબ પ્રગતિ સાધી શકાય. દૃષ્ટાંત તરીકે, જો તે વર્ગ કેળવણી વિષેની મહાત્માજીની ભવ્ય યોજનાનો અભ્યાસ કરે અને તેમ કરી તેનો અમલ કરે કરાવે તો દેશની કાયા પલટાઈ જાય. વિદ્યાર્થીઓ અને યુવકો આટલી વાત દિલ–સોંસરી અવશ્ય ઉતારે કે મહાત્માજીના સંકલ્પ મુજબ સ્વરાજ્ય એટલે રામરાજ્ય; અને તેમની માન્યતા મુજબનાં રાષ્ટ્રીય શિક્ષણની વ્યાપકતા એ રામરાજ્યનું મુખ્ય લક્ષણ જાણવું.

શબ્દો ટાંકી લેખની પર્યાપ્તિ કરવી એ યોગ્યજ લેખાશે :-

(૧) " મૃત્યુ કોઇ પણ રીતે આવે તોય કલ્યાણકારી છે; પણ સ્વધર્મ અર્થાત્ સત્યને કારણે જે મરે છે તે વીરપુરુષનું તો તે બેવડું કલ્યાણ કરે છે...કોઇ મિત્ર મરી જાય તો શોક કરવાની રૂઢિ છે. પણ ધર્મને જે પોતાના શરીરની આહુતિ આપે છે, તે પુરુષના સંબંધમાં આ રૂઢિ ખોટી છે. "

(૨) " વિપત્તિ અને વેદના વિના જીવનમાં શું સાર છે ?...રામાયણમાં, સીતા રામનાં દુઃખ, વેદના અને તપશ્ચર્યા વિના બીજું શું છે ?...જીવન કરતાં મૃત્યુ અને દુઃખનું મૂલ્ય વધારે આંકો, અને આપણાં મનનો મેલ ધોવાની એની શક્તિ તમે સમજો એમ હું ઇચ્છું છું. "

ઉપરોક્ત શબ્દો લખતાંજ મહાત્માજીના અવસાન પછી બે ત્રણ દિવસમાં મારા એક ભ્રાતા ઉપર લખેલ પત્રનું મને સ્મરણ થાય છે. તે સમયની તાજીજ અસરમાં આ પ્રમાણે ઉદ્ગારો હૃદયમાંથી ટપકી પડ્યા :- " જિસસ ક્રાઇસ્ટનો ક્રૂર ઘાત તેમના ભક્તોનાં દિલમાં હજુ પણ કરુણ કાવ્યમયતા પ્રગટાવે છે. વાલ્મિકિએ અને ભવભૂતિએ નિરૂપેલી રામસીતાની અતિ કરૂણ કથા આજેય આપણાં દિલને દ્રવી નાખે છે. શું, મહાત્માજીની આ હત્યા એવુજ કે એથી પણ કરુણતર કાવ્ય જગતને આપવામાં નિમિત્તરૂપ થશે ? તેથીજ શું ગાંધીજીને રામનામનું રટણ આટલું બધુ પ્યારૂ હતું ?"

આવી ભવ્ય અને કરુણ અસર પાડનાર, અને સર્વનો ઉદય સાધવા મથનાર મહાત્માજીના સ્થૂળ શરીરનું અવસાન થયું એ ખરૂં. બાકી તેઓશ્રી તો અમર છે. જુગ જુગ જીવો મહાત્માજી.

હિંમતલાલ કલ્યાણરાય બક્ષી

# બાપુ, આ દુનિયાના દેવ

ભાઇશ્રી નટભાઇએ ' ગાંધી સ્મારક ગ્રંથ ' માટે લખવા, એવા ભાવભીના શબ્દોમાં લખ્યું છે કે તેને હું નકારી શકતો નથી. હું મારી મર્યાદાઓ સમજું છું. જેને સમજવા ભલભલા ગોથાં ખાય તે મહાન વિભૂતિને હું તો શી રીતેજ સમજી શકું ? બીરબલનો દંડ ઢેડ લોકોએ ફર્યો તે ન્યાયે પણ હું અલ્પમતિ આ મહાન આત્માને મારી અંજલિ આપી શકું તોય બસ છે.

દુનિયા જ્યારથી ચાલુ થઇ હશે ત્યારથી સત અસતનું દંદ્વ તો ચાલુજ છે. ફક્ત એમાં સતયુગથી તે આ કાળ સુધી ટકાવારીનોજ ફેર પડ્યો છે. સતયુગમાં અસતની ટકાવારી ઘણીજ જૂજ હોય તેમ લાગે છે ત્યારે અત્યારે સતની ટકાવારી નહિજ જેવી છે. પણ સત અસત શી વસ્તુ છે એજ પ્રથમ તો સમજવું મુશ્કેલ છે. આખી દુનિયાના મનુષ્યો જુદે જુદે રસ્તે કંઇક શોધમાં છે પણ તે જડે છે કે કેમ તે સવાલ છે. કોઇ બસ લક્ષ્મી લક્ષ્મીની પાછળજ પડ્યા છે પણ લક્ષ્મી લઇ એ લોકો શું માગે છે ? સુખ, આનંદ. પણ કેવું સુખ ? કેવો આનંદ ? શાશ્વત. પણ આ બધાને મળે છે ? લક્ષ્મીથી દૈહિક સુખોની પાછળ મનુષ્યો બાવરા બાવરા ફરે છે. તેમને કાંઇ ચેન પડતું નથી તેમની તરસ છીપતીજ નથી કેટલાક લોકો દૈહિક સુખના અભાવે માનસિક સુખમાં પોતાને મસ્ત માને છે. કુદરત, કલા કારીગીરી વગેરે. તેઓ ધનવાનોને મૂર્ખ માને છે અને પોતાને ધનવાનોથી ઉચ્ચ કોટિના માને છે. માનસિક સુખથી પણ તેમને તૃપ્તિ થતી નથી. કેટલાક ભાગ્યશાળી કાયિક તેમજ માનસિક બન્ને સુખો ભોગવે છે છતાં જીવનમાં તેમને પણું કાંઇક ઊણું ઊણું લાગે છે. વૈભવ, કીર્તિ, કલા બધું હોવા છતાં જીવનના ઊંડાણમાં જાણે કાંઇજ નથી એમ લાગ્યા કરે છે. તો પછી શાશ્વત સુખ, આનંદને માટે ક્યાં દોડવું ? આપણે જો આપણી જાતને હંમેશ માટે ભૂલી જઇએ તો આપણને દુઃખ લાગે ? અને જ્યાં દુઃખનો અભાવ હોય તો સુખ ને આનંદ મળવાંજ જોઇએ દરેક માણસ થોડે ઘણે અંશે પોતાની જાતને ભૂલવા પ્રયત્ન કરે છે. લક્ષ્મીવાન દારૂ પી ભાન ભૂલશે ને પોતાને આનંદ અનુ-

ભવતો માનશે પણ નિશો ઉતરે ત્યારે શું ? કલાવાન કલામાં તન્મય હશે ત્યાં સુધી આનંદ અનુભવશે પણ પછી શું ? આપણી જાતને ભૂલવા માટે એકજ ઉપાય, મનના ગુલામ ન બનતાં મનના પ્રભુ બનો. અત્યારે તો સહેજ સહેજ વાતમાં હિંદુ મુસલમાન તરફ ને મુસલમાન હિંદુ તરફ ક્રોધ કરતાં, તિરસ્કાર કરતાં, અપમાન કરતાં, સાંખતાં, ખૂનામરકી કરતાં જરા પણ અચકાતા નથી. તેમનું મન તેમના કાબુમાં નથી રહેતું. બાપુ જેવો તપસ્વીજ બધાને સરખા ગણે કારણ કે એને એનું મન કાબુમાં છે ને તે પોતાને બધામાં જુએ છે.

પદાર્થવિજ્ઞાનનો એક અટલ નિયમ છે કે દુનિયામાં શક્તિ જુદા જુદા રૂપમાં વસે છે ને એક રૂપમાંથી બીજા રૂપમાં ફરી શકે છે. આ નિયમને આધારે દુનિયાની શક્તિનો સરવાળો કરીએ ને તેવીજ રીતે આ મહાન બ્રહ્માંડ જેમાં કેટલીયે દુનિયા સમાયેલી છે તે બધાની શક્તિઓનો સરવાળો કરીએ તો જે મહાન શક્તિ થાય તેને આપણે ભગવાન કહીએ. જડ પદાર્થના પરમાણુઓમાં પણ ચૈતન્ય છે એવું પદાર્થવિજ્ઞાન કહે છે એટલે આ દુનિયા જડ નથી પણ ચૈતન્ય સ્વરૂપજ છે. ને જે વસ્તુ આ ચૈતન્યમયી દુનિયામાં બધે પથરાઈ શકે તેને પોતાપણું હોતું નથી.

આપણા ઋષિમુનિઓ એકજ જગ્યાએથી હજારો માઈલ દૂર આવેલ બીજા ઋષિમુનિઓ સાથે વાત કરી શકતા, તેમને જોઈ શકતા. હવે એ વાતને રેડિયો ને ટેલિવીઝન સાથે સરખાવીએ તો ઋષિમુનિઓ પોતાના મગજનેજ બ્રૉડ કાસ્ટીંગ ને રીસીવીંગ સ્ટેશન જેવી સ્થિતિમાં રાખતાં હોવા જોઈએ, ટૂંકામાં આ દુનિયામાં જ્ઞાન એટલું અગાધ છે કે ભલભલો જ્ઞાની પાસેનું જ્ઞાન પણ દરિયામાં વરસાદના ટીપા સાથે સરખાવીએ તો પણ તે સરખાવાય કે કેમ તે શંકા છે. દુનિયામાં દરેક પ્રશ્નને જોવા માટે કેટલીય બાજુ હોય છે એટલે એ બધી બાજુ સંભાળી જો પ્રશ્નનો ઉકેલ થાય તોજ શુભ પરિણામ આવે ને આવો ઉકેલ કરનાર માણસ કોઈકજ હોય છે.

ગાંધીજીને ગાળો દેનાર મુસલમાનો હવે ગાંધીજીને સંભારે છે. ગાંધીજીએ આપણને મુસલમાનો ઉપર પ્રેમ કરવા કહ્યું છે છાપાં વાંચતો સાદી સમજણનો માણસ કદાચ તેમના ઉપર પ્રેમ તો ન કરે પણ જરા શાંતિથી વિચાર કરે તો

તેમના ઉપર અણુબોમ્બ પણ નજ કરે તે તો જ હિંદુસ્તાન એવા પાયા પર ચણાવા માંડયું છે કે હવે તેને દબાવી શકાશેજ નહિ. દુનિયાના વધારેમાં વધારે લોકોને જે સાત્વિક સુખ આપી શકે તે માણસ દુનિયાનો દેવ કહેવાય. બાપુ એ દુનિયાના દેવ હતા. તેમની શિખામણે દુનિયા ચાલશે તો દુનિયાના વધારેમાં વધારે માણસો સુખી થશે. પણ માનવજાત વાંદરામાંથી ઉત્પન્ન થઈ છે એટલે સીધી રીતે સમજે તેમ લાગતું નથી. એટલે વિનાશ પછીજ સર્જન થશે. બાપુના સતની ચિનગારી ભવિષ્યનું સુખી સર્જન કરશે. બાપુને પ્રણામ.

જીવણલાલ છબીલદાસ ઓતિયા

---

# બાપુની વિદાય

એક યોગી થયો વિદાય, આજ બાપુ થયા વિદાય,

પોરબંદરમાં જન્મ લઈને, પાવન કરિયું ગ્રામ;
સત્ય ને અહિંસાના બળથી, કર્યો દેશ આઝાદ–આજ બાપુ૦

દાંડીકૂચથી વિરાટ જનતા, જગવી એક પળમાંય;
ધરાસણામાં ધાડ પાડીને, ધ્રૂજવી બ્રિટિશ સરકાર–આજ બાપુ૦

અવિચારી એક માનવની ગોળીએ, કર્યો ઉલ્કાપાત;
ચાલીસ કરોડનો તારણહારો એ, ચાલ્યો હિંદનો તાત–આજ બાપુ૦

ભોળાકળી એ જનતા આજે, અશ્રુની ધરે ભેટ,
હૃદય રડતાં શબ્દ ન જડતાં, બાપુ અમર રહે–આજ બાપુ૦

કીરિટ પરીખ

# ગુણનું સ્મારક

માનવહૃદયમાંથી અસ્ત થતી લાગતી પ્રેમભાવનાનું પુનઃપ્રતિષ્ઠાપન કરવાનો અતિપ્રબળ પુરુષાર્થ કરતાં પૂ. ગાંધીજીએ પોતાના દેહનું દાન કર્યું. ઉપલક રીતે જોતાં તો જાણે એમ લાગે છે કે કોમી ઝગડો મીટાવવાના પ્રયત્નમાં તેમણે દેહ આપ્યો. પરંતુ તેમનું જીવન સમગ્ર રીતે જોવાનો સામાન્ય પ્રયત્ન કરીએ તો પણ સ્પષ્ટ રીતે દેખાઇ આવશે કે કોમી શાંતિ માટેનો પ્રયત્ન તો તેમના મૃત્યુનું નિમિત્ત બન્યો છે. પણ વાસ્તવિક રીતે તો મનુષ્યજીવનમાં વ્યક્તિગત તેમજ સામાજિક બન્ને ઠેકાણે પ્રેમને બદલે દ્વેષ, ઐક્ય ને બદલે છિન્નભિન્નતા પ્રસરી રહેલાં છે. તેને સર્વાંગી રીતે સુધારીને પ્રેમ અને ઐક્ય સ્થાપીને તે દ્વારા સત્યદર્શન કરવાના અને કરાવવાના તેમના પ્રબળ પુરુષાર્થના એક વિભાગરૂપે કોમી વિદ્વેષના રાક્ષસ સામે તેઓ ઝૂઝતા હતા. એટલે કે દ્વેષ અને અનૈક્યની ભાવના પછી ગમે ત્યાં પતિ અને પત્નીના સંબંધી જેવા નાજુક અને તદ્દન ઘરગથ્થુ પ્રશ્નોમાં, કે મિલમાલિક અને મજૂરના આર્થિક પ્રશ્નોમાં, કે અસ્પૃશ્યતા નિવારણ અને કોમી ઝેરના ધાર્મિક–સામાજિક પ્રશ્નોમાં, કે પછી આંતરરાષ્ટ્રીય સંબધોમાં દેખાય ત્યાં હરહંમેશ પ્રેમ અને ઐક્ય સ્થાપવાનો તેમનો અદમ્ય અને અપ્રતિહત પ્રયત્ન રહેતો.

અને તેથી માણસ વચ્ચે પરસ્પર પ્રેમ અને ઐક્યની વૃદ્ધિ થાય એવું દરેક કાર્ય મહાત્માજીનું સાચું સ્મારક બની રહે છે. પછી તે કાર્ય એક ભૂલા પડેલા નાના બાળકને રસ્તો બતાવવા જેવું 'બિન મહત્વનું' હોય, કે કોઈ ગામડાંમાં કીર્તિવિહીન સખત મહેનતવાળું મૂંગુ રચનાકાર્ય હોય, કે અતિ વિસંવાદી લડવાડિયા વાતાવરણમાં શાંતિના સંદેશો બહાદુરીપૂર્વક સુણાવવાનું હોય કે કીર્તિ અને મોભો અપાવનારૂં 'મહત્વનું' કાર્ય હોય ગમે તે જાતનું હોય, પણ જો નિઃસ્વાર્થભાવે કરવામાં આવેલું હ... અને તેનાથી મનુષ્યોમાં પરસ્પર પ્રેમ અને ઐક્યની થોડી પણ ...દ્ધિ થતી હોય તો તે મહાત્માજીનું સ્મારક બને છે. જેમ મનુષ્યનું સૌંદર્ય રૂપમાં નહિ પણ ગુણમાં રહેલું છે, બરાબર તેવી રીતે આવા

મહાન પુરુષનું સ્મારક પણ તેમણે પોતાનો ગુણરૂપી જે અમૂલ્ય વારસો મૂકયો છે તેને ઉત્તરોત્તર વધુ વિકસાવવામાં રહેલું છે.

ઉપેન્દ્ર જ. સાંડેસરા

---

# છેલ્લો કટોરો

છેલ્લો કટોરો ઝેરનો આ, પી જજો બાપુ!
સાગર પીનારા અંજલિ નવ ઢોળજો બાપુ!

અણખૂટ વિશ્વાસે વહ્યું જીવન તમારું,
ધૂર્તો દગલબાજો થકી પડિયું પનારું,
શત્રુ તણે ખોળે ઢળી સુખથી સુનારું,

આ આખરી ઓશીકડે શિર સોંપવું બાપુ!
કાપે ભલે ગરદન રિપુ મન માપવું બાપુ!

સુર અસુરના આ ઉદધિ-વલોણે,
શી છે ગતાગમ રત્નના કામી જનોને,
તું વિના શંભુ! કોણ પીશે ઝેર દોણે?

હૈયા લગી ગળવા ગરલ ઝટ જાઓ રે બાપુ!
ઓ સૌમ્ય-રૌદ્ર, કરાલ-કોમલ, જાઓ રે બાપુ!

* * *

આજાર માનવજાત, આકુળ થઈ રહી બાપુ!
તારી તબીબી કાજ એ તલખી રહી બાપુ!

જા બાપ! માતા આખલાને નાથવાને,
જા વિશ્વહત્યા ઉપરે જળ છાંટવાને,
જા સાત સાગર પાર સેતુ બાંધવાને,

ઘનઘોર વનની વાટને અજવાળતો બાપુ!
વિકરાળ કેસરિયાળને પંપાળતો બાપુ!
ચાલ્યો જજે તુજ સોબતિયો ભગવાન છે બાપુ!
છેલ્લો કટોરો ઝેરનો પી આવજે બાપુ!

(ગાંધી બાપુ) ઝવેરચંદ મેઘાણી

# લાડીલા બાપુ

કામ બાકી છે ઘણું તારૂં લાડીલા બાપુ, કામ બાકી છે ઘણુ તારૂં
ભારતભૂમિનું મજિયારૂં લાડીલા બાપુ, કામ બાકી છે ઘણુ તારૂં
રૈયત છે રાંકડી ને તું તો એની લાકડી, કામ પડે કોને સભારૂં લાડીલા બાપુ!
કામ બાકી છે૦

ભારતભૂમિનો અખંડ દીવડો તું, અજવાળે હિંદ ઉજાળ્યું લાડીલા બાપુ!
હિંદનો હીરો મોહન દુનિયાનો દીવડો, અસ્ત થયું અજવાળું લાડીલા બાપુ!
કામ બાકી છે૦

ગુલામ હિંદના ગુલામ બાલુને, ગુલામીથી મુક્ત કીધાં લાડીલા બાપુ!
જેલ મહીં અમ બંધનમાં હતા. આઝાદ બનાવી કયા હાલ્યા લાડીલા બાપુ!
કામ બાકી છે૦

ભારતભૂમિને આઝાદ બનાવા કાજે, દીધું બલિદાન તારૂં લાડીલા બાપુ!
પ્રજાના હિત માટે સત્ય અહિંસા માટે, મૃત્યુ વહોર્યું અકાળુ લાડીલા બાપુ!
કામ બાકી છે૦

પૂર્વ ને પશ્ચિમ મૂકી દક્ષિણ કસ્તુરબા મૂકી, ઉત્તરમાં તારૂં થાણુ લાડીલા બાપુ!
નેહરૂ સ્વરાજ તારૂ અખંડ સૌભાગ્ય રહે, હતભાગી હિંદ તો રંડાણુ લાડીલા બાપુ!
કામ બાકી છે૦

બનેલા બાલુના હર્ષને, શાને આજ રડાવો લાડીલા બાપુ!
કલ્પી ના શકે તારા મૃત્યુથી, કલ્પનાની રાખ બની જાયે લાડીલા બાપુ!
કામ બાકી છે૦

યમુનાના કાંઠે તારા દેહ વિસર્જન કીધાં, આંસુથી આરતી ઉતારૂં લાડીલા બાપુ!
બાપુ! બાપુ! કહી હિંદ પુકારે, એ નામ ના રે વીસારૂં લાડીલા બાપુ!
કામ બાકી છે૦

જયપ્રસાદ મહેતા



એક અંધ ભિખારીનો ભક્તિભાવ

એક દિવસ ઉપવાસ કરી બચેલાં નાણાં પૂ. બાપુજીને ભેટ આપે છે.

# મૃત્યુ મરી ગયું રે લોલ !

પૂ. બાપુજીના અવસાનના ખબર જાણ્યા ત્યારે મને વીજળીનો આંચકો લાગ્યો, અને થોડા કલાક ગમગીની પણ થઇ. પણ સવારે ઊઠતાં જ મને દિલમાં થયું કે પૂ. બાપુજીનું અવસાન જ ક્યાં થયું છે ! જો એમનું અવસાન થાય તો ખરેખર દુઃખની વાત ગણાય. કેમકે જે મહાપુરુષે જીવન આખું સેવામાં ગાળ્યું હોય, તેનું અવસાન થાય તો કોને દુઃખ ન થાય ! પણ પૂ. બાપુજી મર્યા જ નથી. ખરી રીતે એમનું મૃત્યુ મરી ગયું છે.

તે ૭૮ વર્ષ ઉપરાંત જીવ્યા એ સમય દરમિયાન બાળપણ બાદ કરતા તેમની એકેએક ક્ષણ તેમણે જીવી જાણી છે. છેલ્લાં ૫૦ ઉપરાંત વર્ષોમાં તેમણે નથી રવિવાર જોયો કે નથી તહેવાર જોયો. તે ખાવા બેસતા ત્યારે પણ દેશનું કામ કરતા, બાજરૂ જતા ત્યારે પણ દેશનું કામ કરતા. તેમણે શરીરને, મનને એવાં ઘડયાં કે ચોવીસે કલાક ખડે પગે કામ આપે તે નિરાંતે કદી ઊંઘ્યા નહિ અને સતત દેશની સેવા કરી. એમ કહેવાય છે કે યોગીઓનું આયુષ્ય ૪૦૦ વર્ષનું હોય છે. એ પ્રમાણે બાપુએ ખરેખર ૪૦૦ વર્ષનું કામ કર્યું. પછી ભગવાનને થયુ કે આ દેહની પાસે ખૂબ કામ લીધું, હવે એનું કામ પૂરું થયું.

અને પૂ. બાપુનો દેહ તેણે લઇ લીધો. શા માટે ? દુનિયાના ઉદ્ધાર માટે જ. હવે બાપુનો આત્મા આ પાા ફૂટના દેહમાં સમાઇ ન શકે એટલો મોટો થયો. તે આત્માની ગતિ ખૂબ જ વેગવાન હતી. તેની સાથે દેહ ચાલી શકે તેમ નહોતો. અને આત્માના ઉડ્ડયનમાં તે જાણે વિક્ષેપ ન કરતો હોય એમ થવા લાગ્યું. તેથી ભગવાને એ આવરણ દૂર કર્યું. તેમણે ઘણાં વર્ષ પૂર્વે કહેલું કે હું મરીશ ત્યારે હવામાં ઊડી નહિ જઉં પણ કસ વિનાની જમીનમાં ખાતર થઇશ.

**બાપુનો પુનર્જન્મ થયો :** એટલે બાપુ પોરબંદરમાં પૂતળીબાઇના પેટે જન્મ્યા હતા, તે જન્મનું કાર્ય પૂરું થયું. અને હવે તે વિશ્વને પેટે સૈદ્ધાન્તિક દેહે જન્મ્યા છે. તેમનો આત્મા આજે વિશ્વમાં પ્રગટ થયો છે.

**ધન્ય મૃત્યુ–ધન્ય જન્મ :** આ જન્મ પણ કેવા શુભ ચોઘડિયે થયો ? પૂ. બાપુ ઇચ્છતા હતા કે સેવાકાર્ય કરતાં કરતાં મારો દેહ પડે અને તે વખતે મારા મોંમાંથી રામનામજ નીકળે. આ બંને ઇચ્છાઓ ભગવાને પૂરી કરી છે. મહાપુરુષને છાજે તેવું મૃત્યુ થયું. તેમણે જગતની સેવા છેલ્લી ક્ષણ સુધી કરી અને જગત પાસેથી એક ક્ષણની ય સેવા ન લીધી. પ્રાર્થનાના વિચારમાં, પ્રાર્થનાસ્થાને ભગવાનનું નામ લેતાં લેતાં વિષાદરહિત અને હસતા મોંએ એક ક્ષણમાં દેહ ત્યજી દે છે. અને વિશ્વના એકેએક માનવીમાં પહોંચી જાય છે. અને વિશ્વમાં પ્રગટ થાય છે.

હું તા. ૧ લીએ વર્ધા જવાનો હતો અને તેમને મળવા ઇચ્છતો હતો. પણ હવે તો હું આંખ મીંચી દઉં એટલે તરત મળી શકું છું.

એમનો દેહ હતો ત્યારે એ જે કહેતા હતા તે કેટલીક વાર કેટલાકને ગમતું ન હતું. હવે તો એવું કંઇજ રહ્યું નહિ. હવે તો તેમનો આત્મા આપણને સતત જાગૃત રાખવાનું કામ કરશે. તે સદેહે જે ન કરી શક્યા, તે હવે તેમનો આત્મા કરશે.

હા, એ વાત ખરી છે કે આપણને તેમની ખોટ લાગશે. અને આપણે બધા મોહથી તદ્દન મુક્ત ન હોવાને કારણે દુ:ખ પણ થશે. પણ બાપુની દૃષ્ટિએ તો એમ જ કહી શકાય કે ભગવાન તેમની સેવામાં હતા અને જેવું ઇચ્છ્યું, તેવું જ મૃત્યુ આપ્યું અને ભગવાન ભક્તને આધીન છે, તેમ જગતને બતાવ્યું.

**યુગાવતાર :** હજારો વર્ષોનો ઇતિહાસ જોતાંય આવો મહાપુરુષ થયો હોય એમ જણાતું નથી. રામ, કૃષ્ણ, બુદ્ધ વગેરે બધા અવતારો થયા. આ એમના કરતાંય મહાન અવતાર થયો. મૃત્યુ પામ્યા પછી તો દરેકની જયંતી ઊજવાય છે. પણ બાપુના જીવન દરમિયાન તો કરોડો માણસોએ વર્ષોથી તેમની જયંતી ઊજવી. દરેક ધર્મના, દરેક જાતિના લોકોએ ઊજવી છે.

આજે પણ દુનિયાના દરેક દેશે તેમનો દેહ જવાથી આંસુ સાર્યાં. એવા દેહવાળો આત્મા કેટલો મહાન ગણાય !

આવો મહાન આત્મા હજારો વર્ષે આવ્યો. આપણાં ધનભાગ્ય કે તેના જમાનામાં આપણો અવતાર થયો. પણ જો તેના જીવનમાંથી કંઈક ન ગ્રહણ કરીએ તો આપણું મહાન કમભાગ્ય પણ ગણાય.

એમણે તો જીવી જાણ્યું અને મરી પણ જાણ્યું તેમનું દેહથી કરવાનું કાર્ય પૂરું થયું, એટલે તેજ ક્ષણે ભગવાને તેમને ઉપાડી લીધા.

હું એમના મૃત્યુને રડતો નથી. પણ આપણે એમણે આપેલા શિક્ષણમાંથી કેટલું ગ્રહણ કર્યું છે અને કેટલું ગ્રહણ કરવાના છીએ, તેની વિમાસણમાં છું ખરો. ઇશ્વર આપણામાં એટલું બળ આપો કે એમણે આચરેલા અને બોધેલા ધર્મમાંથી કંઇક કરી શકીએ!

(કોડિયું)

રવિશંકર મહારાજ

---

# મુક્તાત્મા ગાંધી

રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીએ આખી જિંદગી સુધી વિવિધ પ્રકારની ઉત્કટ તપશ્ચર્યા વડે હિંદુસ્તાનની સેવા કરી છે. પરંતુ એ સેવામંદિરના કળશરૂપ પોતાના વીરોચિત મરણ વડે એમણે હિંદુસ્તાનની, હિંદુધર્મની, હિંદુસમાજની અને અખિલ માનવજાતિની પણ દિવ્ય સેવા કરી છે

જીવનનું પૂરેપૂરૂં મૂલ્ય ચૂકવી દીધા પછી મરણનું પણ પૂરેપૂરૂં મૂલ્ય ચૂકવી મહાત્મા હવે મુક્તાત્મા બન્યા છે શરીર વડે જે કંઇ સેવા અને સાધના થઇ શકે તે જીવનના છેલ્લા શ્વાસ સુધી કરી એમણે પોતાનું શરીર 'હે રામ' એ મંત્ર ઉચ્ચારી ભગવાનના ચરણોમાં અર્પણ કર્યું અને ભગવાને એમના મહાન આત્માને દેહના બંધનોમાંથી છોડાવીને આખાયે વિશ્વમાં વિલીન થવા દીધો

આજે આપણો શોક કરીએ છીએ પણ તે એમને માટે નહિ, આપણી જાતને માટે કરીએ છીએ એમને તો પરમ શાંતિ મળી છે. આજે એમનો વિજયોત્સવ છે હવે તેઓ એકલા હિંદુસ્તાનના લોકોના જ નહિ, આખી દુનિયાના સજ્જનોના હૃદયમાં સ્થાપિત થયા છે મહાત્મા ગાંધીના મૃત્યુનો દિવસ મુક્તાત્મા ગાંધીના જન્મનો દિવસ છે શરીરને જ ઓળખનારા, શરીર એજ ગાંધી છે એમ માનનારા હત્યારાએ એમની તપક્ષીણ કાયા આપણી પાસેથી પડાવી લીધી. પણ એથી એને શું મળ્યું? કશું નથી મળ્યું. આખીયે માનવજાતના તિરસ્કારની કમાણી કરી!

આજે આપણે અંતર્મુખ થઈ આપણા દિલમાંથી નજીવા સ્વાર્થો, મત્સર, કામી વૃત્તિ અને ક્રોધ વગેરે દોષો નિર્મૂળ કરીએ અને એ સ્વચ્છ હૃદયમંદિરમાં બાપુ ભગવાનની સ્થાપના કરીએ —કાકા કાલેલકર

# અમર શહીદી

**ન હન્યતે હન્યમાને શરીરે ।**

જે દિવસે ગાંધીજીએ દિલ્હીમાં મુસલમાનોની તરફેણની સાતે શરતો જાહેર કરી અપવાસ છોડ્યા તે દિવસે સાંજે એક મિત્ર ક્રોધથી ધૂવાંપૂવાં થતો મારી પાસે આવ્યો. તેણે કહ્યું, 'પાકિસ્તાનમાં હિંદુઓને માર મારવામાં આવે છે, તેમને લૂંટી લે છે, ઘર બહાર હાંકી કાઢે છે, ઘણાંનાં ખૂન કરવામાં આવે છે, સ્ત્રીઓને ઉડાવી જાય છે, ધર્માંતર કરાવે છે, છતાં અહીં મુસલમાનો માટે ગાંધીજી અપવાસ કરે છે!'

મેં પૂછ્યું, 'તમે શું કહેવા માગો છો? પાકિસ્તાનના મુસલમાનોએ હિંદુઓને માર્યા તો એનો બદલો હિંદુસ્તાનના નિર્દોષ મુસલમાનોને માર્યાથી કેમ મળે? અફઘાનિસ્તાનમાં એક પઠાણ હિંદુનું ખૂન કરે તો તેના બદલામાં અમદાવાદના એક પઠાણને મારવો તે કેવી રીતે ન્યાયસરનું ગણાય? અરે આઘે શા માટે જઈએ. તમે મજબૂત માણસ છો. દલીલોના ઉશ્કેરાટમાં ધારો કે તમે મને એક તમાચ મારી દો. તેના બદલામાં હું તમારા ઘેર જાઉં, અને તમારા નાના છોકરાને પકડું 'તારા બાપે મને તમાચો માર્યો હતો' એમ કહી તેને ચૂંટી ખણું તો? તો મારા આ કાર્યને તમે હીચકારું કહો કે બીજું કંઈ!'

પેલા મિત્રે વધુ ગુસ્સાથી કહ્યું, 'પૂર્વ બંગાળમાં હિંદુઓની કેવી કતલ ચાલતી હતી! તે શાથી અટકી! બિહારીઓએ બહાદુરી ન કરી હોત તો?'

મેં કહ્યું। તમારા આ મત સાથે હું મળતો નથી થતો. બિહારનો બદલો પંજાબમાં લેવાયો. અને પછી ભોપાલ અને ભાવલપુર, અલ્વર અને કોલ્હાપુર, એમ વિષચક્ર આગળ ચાલે તો એનો અંત ક્યાં? માટેજ ગાંધીજી કહે છે 'વેર વેરથી ન શમે. અગ્નિને ઓલવવા અગ્નિની વર્ષા નકામી. એના માટે તો શીતળ જળ જોઈએ. તેમ વેરને શમાવવા પ્રેમ જોઈએ.'

પરંતુ મુસલમાનોની તરફેણની સાતે શરતોથી આ મિત્ર એટલો બધો ઉશ્કેરાયેલો હતો કે તેણે ગાંધીજીની વિરુદ્ધ ઘણું બધું કહ્યું. ઉપરે

તે ગુસ્સાથી બોલ્યો ' ગાધીજી હિંદુઓના દુશ્મન છે તેમનુ ખૂન કરવુ જોઇએ '

નાકના ટેરવા ઉપર આગળી મૂકી હુ બોલ્યો, ' છી, છી, છી ' મારા કહેવાનો અર્થ એ હતો કે આવુ અભદ્ર ન બોલ નહિ તો ગાધીજી તો દિલ્હીમા રહ્યા અને અહીં કોક તારૂ ખૂન કરી બેસશે

આ મિત્રની સામે દલીલોના કઈ અર્થ નહોતો ક્રોધાન્વિત માણસની સામે મૌન એજ સાચો માર્ગ છે

× × ×

મને કોઇ પૂછે કે ગાધીજીના જીવનનુ સૌથી મહાન કાર્ય કયુ તો વિનાસકોચે હુ કહુ કે દિલ્હીની સાત શરતો ભગવાન ઇશુએ કહ્યુ છે કે ' તમારા દુશ્મનો પ્રત્યે પણ પ્રેમ રાખો ' ઉપકાર ઉપર તો ઉપકાર સૌ કોઈ કરે પણ અપકાર ઉપર ઉપકાર કરે એસા સતન કોઈ ' આવા વિરલ સત હજાર વર્ષે અકાદ પાકે છે

હજારો વર્ષે પાકે એવા વિરલ સત ગાધીજી હતા જીવનભરની તપશ્ચર્યા પછી સ્વરાજ મળ્યુ તોયે આ નિવૃત્તિના અધિકારી પુરુષે નિવૃત્તિ ન લીધી કોઈ ગેજ એ નીરપુરુષનુ જીવન હતુ સ્વરાજ મળ્યા પછી એમણે જોયુ કે કોમી દાવાનળની વિષજ્વાળાઓએ સારા ગણાતા માણસોની દૃષ્ટિમા પણ વિભ્રમ પેદા કર્યો છે ત્યારે એમણે પોતાનો અવાજ જોરથી ઉઠાવ્યો એમને લાગ્યુ કે એ અવાજ લોકોના હૈયા સુધી નથી પહોચતો ત્યારે તેમણે પોતાના જીવનને હોડમા મૂકી દીધુ, અને દિલ્હીની સાત શરતો મેળવીનેજ એમણે થોડી ઘણી શાતિ અનુભવી એ વખતની કોમવાદી આધી જોતા, એક ગાધી સિવાય આ પગલુ ભરવાની બીજા કોનામા તાકાત હતી ! પ્રતિકૂળ પ્રવાહમા સિંહ સિવાય બીજુ કોણ તરવાની હિંમત કરી શકે છે !

સ્વરાજ મળ્યા પછીનુ ગાધીજીનુ એકેક પગલુ એ વિરાટ પગલુ હતુ જીવનભર એમની સાથે ચાલનારા સાથીઓ પણ વખે દૂર પાછળ પડી ગયા તો સામાન્ય માણસનુ શુ ગજુ !

સામાન્ય માણસની આ અણસમજ અને નિર્બળતામાથી, જગતના આ સૌથી મહાન અને ભવ્ય પુરુષનુ કરુણ મૃત્યુ નીપજ્યુ !

સામાન્ય માણસની આ અણસમજને પ્રહાર કરતા આચાર્ય કૃપાલાનીએ કહ્યુ ' ગાધીજીની તમે ' સત ' ' સત ' કહી પ્રશસા કરી તેમની

જ્યાં અને ત્યાં, જ્યારે અને ત્યારે 'જે' બોલાવી. આ સંતપુરુષ પાસેથી તમે શાની અપેક્ષા રાખતા હતા? સામાન્ય માણસની માફક,, તેઓ પણ વેરનો બદલો વેરથી લેવાનું કહે! આંખને બદલે આંખ, દાંતને બદલે દાંત અને ખૂનને બદલે ખૂન લેવાનું કહે! તો પછી સામાન્ય માણસ અને સંતમાં ફેર શો?'

આ ફેર આપણે પામર માણસો ન સમજી શક્યા. પણ ગાંધીજીને તો માગ્યું મૃત્યુ મળ્યું 'પ્રાર્થના કરતાં, ચારે બાજુથી ગોળીઓ છુટતી હોય, અને મુખથી રામનામનું રટણ કરતાં અને કરાવતાં મારૂં મૃત્યુ થાય.' આવું ધન્ય મૃત્યુ ગાંધીજી પામ્યા. હજારો અને લાખો માણસો, રોગનો ભોગ થઈ, પથારીમાં પાસાં ઘસતાં મરે છે, તેમની સાથે ગાંધીજીના મૃત્યુને સરખાવી જુઓ. ગાંધીજી તો અમર શહીદી મેળવી ગયા.

હજારો વર્ષ પહેલાં ભગવાન ઇશુના ક્રુશા–રોહણમાં અને સોક્રેટિસના વિષ ગ્રહણમાં, મૃત્યુના દેવને જે ધન્ય પ્રસંગનાં દર્શન થયાં હતાં તેવાં ધન્ય દર્શન હજારો વર્ષના ચક્રાવા પછી ગાંધીજીની શહીદીમાં ફરી થયાં. એ દિવસે મૃત્યુ પણ ધન્ય બની ગયું.

ભગવાન બુદ્ધ પછી ગાંધીજી હિંદમાં અને ભગવાન ઇશુ પછી ગાંધીજી જગતમાં, સૌથી મહાન પુરુષ હતા. પુરુષમાંથી પુરુષોત્તમ બનવાનો એમનો અહોનિશ પ્રયત્ન હતો. દિલ્હીની સાત શરતોએ અને ત્યાર પછીની તેમની શહીદીએ, ગાંધીજીને માનવતાની ટોચ પર મૂકી દીધા. મરીને ગાંધીજી અમર થઇ ગયા. તેમના માટે કવિ નરસિંહરાવના શબ્દોમાં 'મૃત્યુ મરી ગયું.'

પણ રે ખૂની! તારી આશા તો વિફળ ગઇ. તારા હીચકારા પ્રયત્નના આંધળિયામાં, તેં એટલું પણ ન વિચાર્યું કે **न हन्यते हन्यमाने शरीरे!**– 'શરીર હણાયાથી ના હણાય આત્મા આ.' અત્યાર સુધી ગાંધીજીનો વિરાટ આત્મા તેમના પરિમિત દેહમાં બંધાયેલો હતો. હવે તે મુક્ત થઇ સચરાચર જગતમાં વ્યાપી ગયો. તેમના જીવન દરમિયાન ગાંધીજીની જે સાત્વિક સત્તા આ જગતમાં હતી તેનાથીયે વિશેષ, તેમના મૃત્યુ પછી ફેલાઇ.

તો પછી, ગાંધીજી મૃત્યુ પામ્યા? ના ગાંધીજી અમર બની ગયા.

**પુરુષોત્તમદાસ ભીખાભાઇ શાહ**

# બાપુ! તમે નાસ્તિકતાના સહરામાં આસ્તિકતાની મીઠી વીરડી જેવા હતા

શતકોની પૂર્ણાહુતિ પછી પૃથ્વીને પાટલે પધારેલા એ પુરુષવર! તમારૂં વિરાટ જીવન વર્તમાનયુગના માનવો માટે એક અણઉકલ્યા કોયડા જેવું રહ્યું છે. ઇતિહાસની અંધારી ગુફાઓમાં ઝળહળતાં અનેક માનવરત્નો એટએટલાં તેજોમય હોવા છતાં તમારી વિશ્વવ્યાપી પ્રતિભા સમક્ષ કેટલાં ઝાંખાં લાગે છે! તમારૂં ખાલી સ્થાન પૂરે એવા કોઇ પરમ માનવનાં દર્શનથી કૃતાર્થ થવા આજે ચોધાર આંસુ સારતી માતા વસુંધરાને ભાવિનાં કેટલાં શતકો સુધી પ્રતીક્ષા કરવી પડશે એનો અંદાજ કોણ કાઢી શકે?

બાપુ! " સિંહ, સીંચાણા અને સપૂત " ની માફક તમે પણ ચીલે ચાલનારા નહોતા, કેમકે લોક ગતાનુગતિક રહે, પણ લોકોત્તરને એ ન છાજે. એટલેજ તમે વણખેડ્યા વનવગડા વીંધ્યા. એકલે હાથે અને એક પણ હિંસક શસ્ત્ર પાસે રાખ્યા સિવાય તમે રાક્ષસોનાં જૂથનો સફળ સામનો કર્યો. તમારો એ પુરુષાર્થ 'ન ભૂતો ન ભવિષ્યતિ' સાબિત થયો છે. એણે ઇતિહાસને પાને કદીયે ન નોંધાયેલા બનાવોની પરંપરાથી વિશ્વને ચકિત કરી નાખ્યું છે!

જીવનના પરોઢમાં કોઇ અદશ્ય શકિતએ તમને દક્ષિણ આફ્રિકાના માયાવી પ્રદેશમાં ખેંચ્યા, અને વર્ષોથી અપમાનોનાં ઝેર પચાવી રહેલી હિંદી જનતાના પશુજીવનનાં નજરોનજર દર્શન કરાવ્યાં. કુદરતે ઉન્નત મસ્તકની ભેટ આપી હોવા છતાં માનવી જેવો માનવી પોતાની કોઇ કસૂર સિવાય માત્ર ગોરાઓના અત્યાચારને કારણે નીચી મૂંડીએ ચાલવાનું સ્વાભાવિક માની બેઠો હતો! માલેતુજારો કે મુફલિસો માનહાનિની દષ્ટિએ સરખી સપાટી પર હતા. પુરુષત્વને ગુંગળાવતી ગોરી સત્તા સામે આંગળી સરખી ઊંચી કરી શકે એવો કોઇ માઇનો પૂત હજારોની હિંદી જનતામાં દેખાતો નહોતો! બાપુ! માનવતાનું ખૂન નિહાળી તમારૂં કોમળ હૃદય કકળી ઊઠયું. તમારા સ્વમાની ચિત્તમાં એકજ વિચાર રમી રહ્યો: આથી તો મૃત્યુ ભલું! તરતજ તમે વજ્ર શા કઠોર

બની ગયા. તમે તપસ્વી જીવનને આમંત્રણ આપ્યું. તમારી તપસ્યાએ મુડદાંમાં પણ પ્રાણ ફૂંક્યા, અને દુનિયાએ કદી નહિ નિહાળેલા સત્યાગ્રહના યુદ્ધનાં દર્શન કર્યાં. એનો ઇતિહાસ સુવર્ણાક્ષરે લખાયેલો છે. તમે શું કરવા ગયા હતા અને શું કરી બેઠા! પેલી અદૃશ્ય શક્તિ અર્થોપાર્જનને નિમિત્તે તમને આટલા માટેજ ત્યાં ખેંચી ગઇ હતી! દક્ષિણ આફ્રિકાના એ વિજયી વીર!" પછી તમે તમારી પ્રિય માતૃભૂમિ તરફ વળ્યા. અહીં અનેક મહાયુદ્ધો તમારી રાહ જોતાં બેઠાં હતાં. પરદેશમાં અજમાવેલી યુદ્ધકળાનો લાભ એ યુદ્ધોને ખૂબ કીમતી થઇ પડયો.

બાપુ! કોઇ પ્રબળ ઝંઝાવાતની છટાથી તમે આવ્યા અને સદીઓથી જામેલાં વહેમ, અજ્ઞાન, જડતા, સ્વાર્થ અને બીરુતાનાં જાળાંને એકે સપાટે ક્યાંએ ફગાવી દીધાં! કર્મવીર ગોખલે કહેતા કે તમે તો માટીમાંથી માનવો પેદા કરો તેવા છો, એ કથન સાવ સાચું પડયું છે. તમે ન હોત તો સ્વાર્થવીરોમાંથી ત્યાગવીરો, કાયરોમાંથી યુદ્ધવીરો, અને કંગાલોમાંથી તપસ્વીઓનાં દર્શન ક્યાંથી થાત? 'વજ્રથીયે કઠોર અને પુષ્પથી પણ કોમળ' એવા તમે તમારા સંસર્ગમાં આવેલા કોઇને પણ તમારી મોહિનીથી મુગ્ધ કર્યા વિના રહ્યા નથી!

બાપુ! યુદ્ધ તો તમે લલાટે લખાવીને જ આવેલા, નહિ તો તમારે રણક્ષેત્રમાં જીવનભર ઝૂઝવાનું હોય? અને એ યુદ્ધ પણ કેવું? આટલી વિશાળ પ્રમાણમાં એનો પ્રયોગ થયો હોય એવું કોઇ ઇતિહાસ-વેત્તા કહેતો નથી. **आर्जवं कुटिलेषु न नीतिः** । (हर्ष) કુટિલ તરફ સરળતા એ નીતિ નથી. એ સૂત્ર સર્વમાન્ય હતું! અને **व्रजन्ति ते मूढधियः पराभवं भवन्ति मायाविषु ये न मायिनः** । (भारवी) માયાવી તરફ માયાવી ન બને તે મૂઢબુદ્ધિ લોકો પરાભવ પામે છે એવો ઉપદેશ અપાતો. પણ દુનિયાને આંગણે તમેજ પહેલા અજાતશત્રુ સેનાપતિ ઉતર્યા અને અપકારી તરફ પણ ઉપકારી બનીને રહ્યા! તમારી તો એકજ નીતિ હતી કે "છે યુદ્ધ તો જગવવું, પણ પ્રેમ રાખી લોહી લીધા વગર લોહી દઇને દેવું!"

એટલે તો તમે ખંડખંડમાં વિસ્તરેલી શયતાની બ્રિટિશ સલ્તનતને પડકાર કર્યો ત્યારે 'દુનિયાના ડાહ્યાઓ' હસી પડયા! અને અહિંસાના તમારા અજોડ શસ્ત્રની મજાક કરવા લાગ્યા! પણ જગત આખું

**विजयश्च हस्ते**– દુશ્મનની હિંસા નહિ, અને વિજય તો હાથમાં ! વિશ્વ આખું એ વાતની શાખ પૂરે છે. !

બાપુ ! તમારા રાજકીય વિજયનાં મૂલ્ય અમાપ છે, છતાં જીવનની સર્વાંગી ઉન્નતિમાં તમે જે અસાધારણ ઝળકતી ફતેહ મેળવી છે તેની આગળ એની શી વિસાત ? તમારી મહત્તા દિશા અને કાળનાં બંધનો તોડીને વિશ્વ સમસ્તમાં વિસ્તરી છે. એ મહત્તાએજ જગતની સર્વશ્રેષ્ઠ વિભૂતિઓ પાસે તમને ભાવભરી અંજલિઓ અપાવી છે. છતાં સૈંકડો વર્ષે એકાદ વાર પૃથ્વી પર પધારતા પુરુષોત્તમની મહત્તાનો સંપૂર્ણ ખ્યાલ કોણ આપી શકે ?

અને આવી વિશ્વતોમુખી મહત્તા તમને કેમ ન મળે ? તમે ઉચ્ચારેલું કે " હું માણસનો ગુલામ બનીશ, પણ મારા મનનો ગુલામ નહિ બનું. મનના ગુલામ બનવા જેવું એકે પાપ નથી " વિશ્વ-વિજેતા મહારથીઓ પણ મનની ગુલામીથી મુક્ત રહ્યા નથી, એટલે તો જે સુખ માટે તેમણે વિશ્વવિજયનો પરિશ્રમ ઉઠાવ્યો તે સુખની તેમને ઝાંખી સરખી થઇ નહિ ! પણ ઓ અપૂર્વ સેનાનાયક ! તમારૂં ધ્યાન તો મનોવિજય પર કેન્દ્રિત હતું. વર્ષોની તપશ્ચર્યા તથા સતત જાગૃતિને કારણે તમે મનના અધિપતિ બન્યા હતા ! એટલે તો સમ્રાટોના રાજમહેલમાં કે મજૂરોની ઝૂંપડીમાં સ્થિતપ્રજ્ઞ શા તમે સરખો આનંદ મેળવી શકતા. દુનિયામાં તમારે મેળવવા જેવું શું હતું ? તમારે તો એક માત્ર ઇશ્વરનો આદેશ શિરે ચડાવવો હતો અથવા જેને તમે ઇશ્વર કહેતા તે સત્યની આજ્ઞાનું પાલન કરવાનું હતું !

બાપુ ! તમે નાસ્તિકતાના સહરામાં આસ્તિકતાની મીઠી વીરડી જેવા હતા. ઇશ્વરનો પરિહાસ કરતી અને કેવળ જડવાદમાં મશગુલ દુનિયાની પરવા કર્યા સિવાય તમે " જગતના ચોકની વચ્ચે " ઇશ્વરના અસ્તિત્વની બાંગ પોકારી હતી પરંતુ તે સાંપ્રદાયિક કાદવમાં ધર્મને નામે તાંડવ ખેલતા હતભાગી ધાર્મિકોની શુષ્ક બાંગ નહોતી એનો અવાજ તો આત્માના છેક ઊંડાણમાંથી આવતો હતો એટલે તો તમે એક અખંડ શ્રદ્ધાથી જીવનની અનેક તડકી છાંયડી સુખપૂર્વક અનુભવી શકેલા. તમારૂં જીવન એક પરમ ભક્તના જેવું અક્ષુબ્ધ બની રહેલું ! તમારી એ દિવ્ય શ્રદ્ધા અમારામાં ક્યારે ઉતરશે ? જ્યારે એવો સોનેરી દિવસ ઊગશે ત્યારે કયું દુઃખ, કયી આપત્તિ, અમારે માટે સહ્ય નહિ બને ! કઈ મુંઝામણમાં

અમે મુઝાઇશું ? કયું મૃત્યુ અમને સતાવશે ? અને ! કયા મુખથી અમે વંચિત રહીશું ?

બાપુ ! વરાહસ્વરૂપે ભગવાને રસાતાળમાં પહોંચેલી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો તેમ અવનતિના રસાતાળમાં બેઠેલા આ પતિત દેશનો પુનરુદ્ધાર તમે સ્વહસ્તે કર્યો છે. એટલે તમને રાષ્ટ્રપિતાનું ગૌરવયુક્ત પદ ભાવપૂર્વક આપવામાં આવ્યું છે ! આ દેશનું રૂધન કરતી એકે એક બાબતને તમે કેટલી સ્પષ્ટતાથી પ્રકાશમાં મૂકી, અને એના નિવારણ માટે કેવા ભગીરથ પ્રયત્ન કર્યા ! સામાજિક, ધાર્મિક અને આર્થિક ક્રાંતિના મંડાણ તમે કર્યાં. માનવ માનવ વચ્ચેની ભેદની દિવાલોને તમે ભાંગી, અને સાથે સાથે પરદેશીઓના જાલીમ રાજ્યને કાયમને માટે વિદાય આપી છતાં જે રામ-રાજ્યના તમે સ્વપ્નદ્રષ્ટા હતા તેની સ્થાપના ન થાય ત્યાં સુધી તમને જંપ નહોતો તમે દર્શાવેલો અઢાર પ્રકારનો રચનાત્મક કાર્યક્રમ એ રામરાજ્યના આલેશાન મહાલયના પાયારૂપ છે એક દ્રષ્ટાની દૃષ્ટિથી તમે એને અસ્તિત્વમાં લાવ્યા અને એનો પ્રચાર પણ કર્યો આ દેશની સંજીવની બુટ્ટી જેવો એ કાર્યક્રમ સંપૂર્ણ રીતે અમલમાં આવશે ત્યારે એના સુખમાં શી કમીના રહેશે ?

બાપુ ! આસુરી તત્ત્વો સામે તમે જીવનભર જંગ આદર્યો. રાજકીય જંગ તો આકસ્મિક ઘટના હતી. એટલે ધર્મસંસ્થાપક હોવા છતાં તમે રાજકીય નેતા તરીકે પ્રસિદ્ધિ પામ્યા બુદ્ધિમાનોને કોઇ પણ વિષય પોતાનો ન હોય તેવું નથી. તમે એ વાક્યના પુરાવારૂપ બન્યા તમારે પોતાનો વિષય કયો અને પારકો કયો ? વિશ્વભરના જિજ્ઞાસુઓને તમે જે અવિરત જવાબ આપ્યા કર્યા છે તેમાં તમારા વિષયોનું વૈવિધ્ય કેટલું સ્પષ્ટ દેખાઈ આવે છે ? અનેક બાબતો પર નિર્ણયાત્મક અભિપ્રાય ઉચ્ચારનાર તમે આવી સર્વતોમુખી પ્રતિભા ક્યાંથી મેળવી ? એના વિચાર માત્રથી અમે તો સ્તબ્ધ થઇ જઇએ છીએ !

બાપુ ! તમારું પ્રિય ભજન તો 'વૈષ્ણવજન' એ ભજનને અનુરૂપ તમારું જીવન હતું એટલે તમે પરપીડાને કેવી રીતે જોઇ શકો ? તેથી તો જ્યાં જ્યાં ચાહિની બૂમ પડી ત્યાં ત્યાં તમે અચૂક દોડી ગયા ! મંદિરમાં પશુ બલિદાને જ છાજે એવી અદ્ભુત અહિંસા તમે આચારમાં મૂકેલી એટલે તમારે ડર તો હોય જ કોનો ? એની પ્રતીતી નોઆખલીના કોમી દાવાનળમાં

તમે કરાવી. ત્યાં મોત જડબાં ફાડીને ઊભું હતું અને મૃત્યુના સાથીઓની પ્રચંડ સંહારલીલાએ માઝા મૂકી હતી ! ભલભલા હિંસકોનાં પણ કાળજાં થંભી જાય એવાં ભયાનક દશ્યો પૃથ્વી ઉપર ઉતર્યાં હતાં ! એ વખતે ત્રાસથી ભયભીત માનવોની કરુણ ચીસો તમારા અંતર આત્માએ સાંભળી અને એટલી બુઝર્ગ વયે તમે એ દાવાનળમાં દોટ મૂકી ! સર્વ કોઇને તમે તમારી અભય વાણીથી સાંત્વન આપ્યું અને દાવાનળના તણખા ઓલવાયા નહિ ત્યાં સુધી કઠણ છાતી કરીને એ હતભાગી પ્રદેશમાં બંધુતાનો બોધ આપવા ઘૂમી વળ્યા.

એ દાવાનળ તો શમ્યો. પણ રત્નોની પ્રાપ્તિ માટે સમુદ્રમંથન આદરી બેઠેલા દેવોને જેમ ભયાનક વિષની અણધારી પીડા ઉભી થયેલી તેમ અનેક બત્રીસલક્ષણાઓના ભોગે મેળવેલી આઝાદીના અરુણોદય કાળે કોમી વિષનો મહેરામણ એકાએક હીલોળે ચડયો. એ સર્વભક્ષી હતો. પણ બાપુ! તમે હો ને તમારાં બાળકો ભયભીત રહે? ભગવાન શંકરના એ સહોદર! તમે દોડયા અને એ વિષનું હસતે મુખે પાન કર્યું ! મેઘનો માંડવો વિખેરાય અને પ્રકાશનો માર્ગ મુક્ત બને તેમ વેરઝેરની આંધી અદશ્ય થઇ અને નિર્ભયતાનું વાતાવરણ એક વાર ફરીથી ઝળકી ઊઠયું !

પણ શેતાનને ઊંઘ નહોતી. તમારી સામે એનો પરાજય થયો હતો. એણે એક દિવસે તમારા ક્ષણભંગુર દેહનો નાશ સાધ્યો અને પોતાના પરાજય ઉપર છેવટની મહોર મારી !

અહિંસાના એ દેવદૂત ! તમારા ગુણોની ગીતા કોઇ પણ માનવી પૂરેપૂરી ગાઇ શકશે નહિ. " કંગાલ જેની ગઇ જિંદગી છે, કંગાલ તેનું નક્કી મૃત્યુએ છે. " એ કવિવચન સામાન્ય માનવો માટે સાચું રહ્યું છે અને રહેશે. એથી ઉલટું તમારા જીવન તરફ નજર કરું છું ત્યારે કહી દેવાય છે કે " સમૃદ્ધ જેની ગઇ જિંદગી છે સમૃદ્ધ તેનું નક્કી મૃત્યુએ છે!"

બાપુ! એવા મૃત્યુની ઝંખના કોણ ના કરે? પણ કંગાલ જીવનના અધિપતિનાં એટલાં સદ્ભાગ્ય ક્યાંથી? એટલે તો ઓ મહાત્મન! તમારા જીવનનો એકાદ અંશ પણ મને પ્રાપ્ત થાઓ અને એ રીતે થોડાક સમૃદ્ધ થયેલા મારા જીવનને ઉજ્જ્વળ મૃત્યુનો લાભ મળો.

કુલાભાઇ મથુરભાઇ પટેલ

# આર્ષદ્રષ્ટા ગાંધીજી

પ્રાચીન કાળમાં ઋષિમુનિઓને તપના પ્રભાવથી આર્ષદર્શન થતું હતું. અને તેમનુ અલૌકિક માનસ સમાજની આગળ જ્યારે જ્યારે તેઓ રજૂ કરતા, ત્યારે તે લોકોત્તર ગણાતુ. આનું નામ આર્ષદૃષ્ટિ. જે વિચારો, જે ભાવનાઓ કોઇના પણ મગજમાં ઉદ્‌ભવે નહિ, એવી જગત કલ્યાણકારી અને અદ્વિતીય ભાવનાઓ નિત્ય અવનવી રીતે ઋષિમુનિઓએ વેદ, વેદાંગ, ધર્મશાસ્ત્ર, બ્રાહ્મણો, ધર્મસૂત્રો ઉપનિષદો અને પુરાણોમાં અવતારી હોવાથી આપણા આરૂઢ વિદ્વાનોએ તેવા પ્રભાવશાળી મહાપુરુષોને આર્ષદ્રષ્ટા તરીકે ઓળખાવ્યા છે. આવોજ એક યુગપુરુષ ભારતના પશ્ચિમ પ્રદેશમાં જન્મ્યો, તેણે ઇશ્વર પ્રત્યે પૂર્ણ વિશ્વાસ રાખી સત્ય, અને અહિંસાના તપોબળે આત્મસિદ્ધિ પ્રાપ્ત કરતાં જગત સમક્ષ નવાજ વિચારો રજૂ કર્યા. જગતના મહાપુરુષોએ તેની ભાવનાઓમાંથી જુદી જુદી પ્રેરણાઓ મેળવી, અને ભારતના આ પયગંબર પાસેથી નિત્ય નવી યોજનાઓ તેમજ વિચારો મેળવવવાની વધુ આશાઓ રાખી.

તેમની મહાન સિદ્ધિ, અહિંસાથી, સામ્રાજ્ય તો શુ પણ ત્રૈલોકયનું રાજ્ય પણ મેળવી શકાય એ વસ્તુને પ્રત્યક્ષ જગત સમક્ષ તેમણે સિદ્ધ કરી બતાવી. બ્રિટિશ સરકાર જેવી મહાનસત્તાને, અહિંસાના આ પયગં-બરની આર્ષવાણીથી ભારત ખાલી કરી ચાલ્યા જવું પડયું, એ અમોઘ-શક્તિ આ પ્રાતઃસ્મરણીય મહાપુરુષના જીવનની ભવ્ય સંસિદ્ધિ છે. જગ-તનો ઇતિહાસ વિચારો. કોઇ પણ સલ્તનતની સ્થાપના અહિંસાના આધારે સ્થાપિત થઇ છે? બીબીસાર, અશોક, અને અજાતશત્રુ જેવા ચુસ્ત ધર્મપ્રેમી મહારાજાઓ પણ હિંસાનો ત્યાગ રાજકાર્યમાં કરી શકયા નથી. જ્યારે દોઢ સો વર્ષોથી પાયા નાખી પડેલ જગતની મહાન સત્તાઓ પૈકીની આંગ્લસત્તાને, એક સુકલકડી ઋષિવરની તપસંસિદ્ધિના બળે ભારતને ખાલી કરી ચાલ્યા જવું પડયું. સત્તાનાં સૂત્રો હાથ ધરવામાં ભારતના સૂત્રધારોને, રક્તના એક બુંદનો પણ નિપાત કરવો પડયો નહિ. આ એક મહાન આશ્ચર્ય છે. આજ કારણથી જગતમાં સ્વ. પૂ. બાપુજી એક આર્ષદ્રષ્ટા મહર્ષિ તરીકે પૂજાયા છે અને પૂજાશે.

કેટલાયે વર્ષો પહેલાં આ મુનિવરને સત્ય અને અહિંસાનું તત્વદર્શન થયું હતું. તે વખતે તેમણે ઉચ્ચારેલું કે ભારતની સ્વતંત્રતા સત્ય અને અહિંસાના બળેજ પ્રાપ્ત કરીશ. તેની આગળ જગતનાં ભયંકર બળો પણ નિષ્ક્રિય બનશે. એ શબ્દો તેમણે જગતને પૂરવાર કરી આપ્યા છે. વસિષ્ઠ અને વિશ્વામિત્ર વચ્ચે ધર્મ અને શક્તિનાં યુદ્ધો થયાં હતાં, તેમાં છેવટે વિશ્વામિત્રને થાકીને કહેવું પડેલું કે **धिग्वलं क्षत्रियबलं ब्राह्मणानां बलं बलं** અર્થાત્ ક્ષત્રિયના હિંસક બળને ધિક્કાર હો. સાચું બળ બ્રાહ્મણોનું ધર્મબળજ છે. આજ શબ્દોનો સ્વ. પૂ. ગાંધીજીએ જગતને સાક્ષાત્કાર કરાવ્યો. અને વિશ્વામિત્રના શબ્દોને સહેજ ફેરવીને આપણે કહીએ કે ***धिगवलं हिंसकवलं अहिंसानां बलं बलं ॥*** આવી અનેક સિદ્ધિઓ સ્વ. પૂ. બાપુએ સત્યના આશ્રયે મેળવી હતી: તેથીજ તેમને આ ભવ્ય શક્તિ ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. આવા વિચારો અને ભાવનાઓ આર્ષ દ્રષ્ટા ઋષિવરોનેજ ઉદ્ભવે છે. અને તેઓ જગત સમક્ષ વિના સંકોચે રજૂ કરી દૈવી બળથી પોતાની આર્ષ વાણીને સિદ્ધિ પામતી જુએ છે. આ બધો પ્રભાવ તેમના તપ, સંયમ અને ચારિત્રના કારણેજ હોય છે. જગતના પાટલે છેલ્લાં હજાર વર્ષોમાં તો આવો યુગપુરુષ પાકયો નથી. ભારત ભાગ્યશાળી છે કે તેને ત્યાં રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, શંકરાચાર્ય, અને પૂ. ગાંધીજી જેવાં મહારત્નો અમુક વર્ષોના અંતરે પાકે છે. જે જગતને પ્રેરણા અર્પી નવુંજ ચેતન ફેલાવી સત્ય, અને અહિંસાને પુનઃ પુનઃ સ્થાપિત કરી, ભારતની અખંડ ધર્મજ્યોતને જલતીજ રાખે છે. આવા મહાપુરુષોને અમારા અનેકશઃ વંદન હો.. કનૈયાલાલ ભાઇશંકર દવે

---

# કરોડ કાંતનારા આપો

પૂજ્ય બાપુજી ગયા. તેમની પાછળ શોક ન હોય, ભાષણો ન હોય. અને તેમનું સ્મારક? તે તો તે પોતે અહિંસાના પ્રતીક તરીકે રેંટિયાને દેશ પાસે વારસામાં મૂકતા ગયા છે. જે ચરખાની પૂરી ખૂબી તેમના જીવનકાળમાં ન સમજી શકેલ હોય તે હવે તેમના મૃત્યુથી સમજે. દેશે પૂજ્ય કસ્તુરબાના સ્મારકમાં એક કરોડ રૂપિયા આપ્યા હતા. દેશ પૂજ્ય બાપુજીના સ્મારકમાં એક કરોડ કાંતનાર આપે. — નારણદાસ ગાંધી

# નાની શી અંજલિ આ

( અનુષ્ટુભ )

વિશ્વવંદ્ય વિભૂતિ બાપુ, ધરિત્રી સમ ધન્ય છો,
સંસારી સંત ને દ્રષ્ટા, સ્રષ્ટા આઝાદીના પ્રભો ! (૧)

( ઉપજાતિ )

નાજુક મુઠ્ઠીભર હાડકાંની,
કાયા મહીં આત્મશક્તિ પ્રચંડ,
હૈયે સીંચી એકલ ભવ્ય ઉભા,
અશાંતિ-ઘેર્યા જગના કિનારે (૨)

સામ્રાજ્ય ભૂખ્યા વળી શક્તિશાળી,
વિદેશીઓના બૂટ એડી ભારે,
દબાઈને કંપતી રોટી ભૂખી,
હતી અમારી અહીં ભોમ દુઃખી (૩)

ને આત્મશ્રદ્ધા બળ ક્ષીણ હીન,
લાચાર ને સંપવિહીન દીન,
સ્વભાન ભૂલી જનતા બિચારી,
અજ્ઞાન-ઘેરી અરિ પાય ચૂમે (૪)

તેવે સમે રે પ્રભુ આપ આવ્યા,
ને સત્યનો સુંદર ઇલ્મ લાવ્યા,
ને પ્રેમની જાદુઈ લાકડીથી,
વિરાટ હિંદી જનતા જગાડી. (૫)

ના શસ્ત્ર કે અસ્ત્ર કદી ઉગામ્યું,
આ ત્રસ્ત ભૂને પ્રીતિદાન આપ્યું,

ને રોગથી ગ્રસ્ત જનોની સેવા,
સાધી સુરાજ્ય તણું બીજ વાવ્યું. (૬)

સ્વમાન ને શૌર્ય સુધૈર્ય પ્રેરી,
તેં આત્મશ્રદ્ધા બળથી અનેરી,
શક્તિ સીંચી યુદ્ધભેરી બજાવી,
ગુલામીનાં બંધ દીધાં ફગાવી. (૭)

( મંદાક્રાંતા )

હૈયાં ઊંડાં અધિક અધિકા પ્રેમથી સીંજવેલી,
સ્મૃતિ તારી જન ગણ મને સાચવી સર્વ પહેલી;
શાંતિ સારૂં જગ સકળની આદરીથી તપસ્યા,
ૐ શાંતિ અમર વરજો; નાની શી અંજલિ આ. (૮)

કૃષ્ણકાંત પરીખ

---

## મૃત્યુંજય

પ્રશ્ન એક ઊઠીને શમે ઉરમાં,
મૃદુ પુષ્પ સમું હૈયું બાપુ તણું,
શું સ્વજનનાં શરનું લક્ષ્ય બન્યું ?
ને એમ હણાઇ પ્રભુ ઘેર ગયું ?

ઇશુ બુદ્ધ મહાવીર સંત સમા,
બાપુ આપ બની ગયા મૃત્યુંજય.

ન. મ. દ.

# ગાંધીજીની નનામી સાથે વાતચીત

બારમી ફેબ્રુઆરીએ હિંદુસ્તાનની બધી પ્રસિદ્ધ નદીઓ તરફ, ગાંધીજીના મૃતદેહના ભસ્મનો અંશ, મોટું સરઘસ લઇ ચાલ્યું. બધાં નાનાં મોટાં શહેરોએ તેમાં ભાગ લીધો. મેં કલ્પના કરી છે કે બાપુ જીવતા છે, પણ મૌન છે. આ સરઘસમાં ભક્તિભાવથી સામેલ થયેલી ભોળી જનતા, વિદ્યાર્થીઓ, ખેડૂતો, મજૂરો, સાચા દેશભક્તો, કોંગ્રેસ માટે ત્યાગ કરનારા, જેલમાં કોયડા ખાનારા, જેણે દેશને માટે તપ કર્યું છે એવા કાર્યકર્તાઓ તો હતાજ. આ ઉપરાંત કેટલાક તકવાદીઓ પણ નજરે પડતા હતા.

સાંભળો બાપુ, તમે આજીવન રૂઢ મૂર્તિપૂજાના વિરોધી હતા; અને જ્યારે આશ્રમમાં કેશો ભાઈ–એક જાપાની સાધુ–તમારા આગળ માથું નમાવીને ઊભો રહ્યો ત્યારે તમે તેને રોક્યો. તેની શ્રદ્ધા હતી કે તમે બુદ્ધના આધુનિક અવતાર છો. બાપુ, તમે તમારાં પૂતળાં ઊભાં કરવા વિરુદ્ધ પાટીલની યોજના ઉપર 'હરિજન'માં સખત લખ્યું હતું. આજ તમારી મૂર્તિઓ લાકડાના સસ્તા પાટિયાં પર, છબીઓને હાર પહેરાવીને, સમારંભમાં કે રથોમાં ખેંચાય છે. તેના પર લોકો મખમલના, કાગળનાં ફૂલોના હાર ચડાવે છે. જાણે બાપુ તમે કોઇ બાળકનું રમકડું હો. ! !

બાળકોનું નામ સાંભળીને બાપુ ખડખડ હસી પડ્યા. તેમને બાળકો પ્રિય હતાં.

આશ્રમમાં બચુ તમારી લાકડી લઇને પ્રાર્થનાની ગંભીર મૌન ક્ષણોમાં આમતેમ ફરતો હતો. લુઇ ફિશર જેવો વિદેશી પત્રકાર સમજ્યો, કદાચ આ પણ પ્રાર્થનાનું એક અંગ હશે. અને આશ્રમમાં એક બીજા બાળકે તમને નિરુત્તર કરી દીધા હતા તેણે પૂછ્યું હતું " બાપુ, તમે દરેક વખત વાયસરોયને મળવા જાઓ છો, વાયસરોય તમને મળવા કેમ આવતા નથી?"

આજ મેં એક બાળક જોયું છે. તે ત્રીજા માળથી પડદો હટાવીને–આજ બધા પડદા ખૂલી ગયા છે–તમારા ઉપર ફૂલોના ઢગલા જેવી પાંખડીઓ વરસાવનાર તે મુસ્લિમ માનું નવું જન્મેલું બાળક છે. તે માની

આંખોમાં મોટાં મોટાં આંસુ આવ્યાં હતાં. તેણે તે બાળકના હાથથી સ્પર્શ કરાવીને તે ફૂલો તમારા ઉપર નાંખ્યાં હતાં. તમે તેના બાળકોના-બધા લઘુમતિના, બધા દલિત શોષિતોના રક્ષણ કરનારા હતા. આજ તમારા ચાલી જવાથી લાખો બાળક અનાથ થઈ ગયાં છે. તેમની માતાઓના મનમાં ડર છે કે શેખપુરા અને અલવરના કાતિલ ભાલાઓની અણીઓ પર તેમને ફરી ઉછાળશે. ! !

બાપુ ફરીથી ગંભીર થઈ ગયા. જાણે 'હૃદય-મંથનના પાંચ દિવસ' નાં કેટલાંક વાક્યો ગાજી ઊઠયાં-" પાકિસ્તાનની નકલ થાય ત્યાં સુધી હું જીવતો રહેવા માગતો નથી. હું જીવતો રહીશ તો બધા હિંદુ શીખોને કહીશ કે એક પણ મુસલમાનને હેરાન ન કરે, એક પણ મુસલમાનને હેરાન કરવો એ નામર્દાઈ છે. આપણી કમજોરીને લીધે ભલે હિંદુસ્તાનના બે ટૂકડા થયા હોય, તેઓ દિલથી તો એકજ છે...તમે બીશો નહિ એક બાળકને પણ ડરવાનુ કારણ નથી. "

પરંતુ બાપુ, તમારી આંખોમાં આ પ્રશ્નાર્થ મુદ્રા કેમ છે? તે એવોજ ભાવ છે-ચઢેલાં ભવાં, કપાળ ઉપર કરચલી-જેમ તે વખતે જ્યારે મારી એક વિદ્યાર્થિની સેવાગ્રામમાં તમારા દર્શન માટે આવી હતી' ત્યારે સંકોચાઇને તમે કહ્યું હતુ 'રહીશ-કેટલા દિવસ માટે?'

બરાબર છે, કદાચ તમે પૂછો કે આ સરઘસોમાં જેઓ ભાગ લે છે-અને ખાદીના પોશાકમાં છે તેમાંના કેટલા રોજ કાંતનારા છે. અને જો નથી તો શા માટે તેઓ ખોટો દંભ કરીને ફરે છે?

× × ×

બાપુ-તમારી નનામી આવા કેટલાક દંભીઓથી કદાચ અપવિત્ર થતી હોય, તો પણ જુઓ કેટલું કલ્યાણકારી દશ્ય પગલે પગલે દેખાય છે! બાપુ આંખો ખોલો. એક વાર જુઓ.

જુઓ, આ દારૂ વેચીને ગુજરાન ચલાવનાર દુકાનદાર આજ સ્વેચ્છાથી પોતાની દુકાન કાયમ માટે બંધ કરીને તમારી ભસ્મ જોઇને આંસુ પાડે છે.

જુઓ, આ કરીમ અને કૃષ્ણ-બે નિશાળમાં સાથે ભણનારાં બાળકો, હાથમાં હાથ પકડીને, એક પ્રકારના તેજથી ચમકતી આંખોમાંથી તમારા આ અંતિમ વૈભવને જુએ છે.

જુઓ, આ વૃદ્ધ સૈયદ ! જેની આખી જિંદગી આ શહેરમાં ગાડી હાંકવામાં ચાલી ગઇ તે સ્તબ્ધ થઇ લાકડાની માફક ઉભો છે. !

જુઓ, આ ગામડેથી આવેલો ખેડૂત, પોતાની લાકડી ઉપર હડપચી ટેકવીને, કેટલી દીનતાથી તમારા આ સંત–સમાગમને જુએ છે. તેના ચહેરાની કરચલીઓમાં હજાર બારડોલી અને ધરાસણા અંકિત છે. મને યાદ આવે છે, સેગાંવની ઝૂંપડીમાં ૭ વર્ષ પહેલાંનું, મારૂં સાંભળેલું તમારૂં જ્વાળામય ભાષણ, જેને સાંભળીને બહાર આવતાં મીરાંબેને મહાદેવભાઇને કહ્યું હતું–" આજ બાપુ, બોલતા નહોતા, એવુ માલૂમ પડતું હતું જાણે હિમાલયમાંથી ગંગોત્રી પડે છે. "

જુઓ, આ અર્ધો ભૂખ્યો રહેનાર મોટા કુટુંબનું પોષણ કરનાર મધ્યમ વર્ગનો કારકૂન, જેણે આજ તમારા માટે દોઢ રૂપિયાની આવકમાંથી આઠ આનાનો હાર ખરીદો હતો અને તેને તમારા રથ ઉપર ફેંકીને સંતોષ માન્યો હતો.

જુઓ, આ મસ્જિદ ઉપર પોસ્ટર લાગ્યાં છે–' હિંદુ મુસ્લિમ એક હૈ '
જુઓ, આજ ઝંડા ઝંડાને અડકીને આગળ વધે છે.
જુઓ, આજ દીવાથી દીવો બળે છે.

પરંતુ બાપુ, તમારા મંગળ બલિદાને ભલે અમારા રસ્તાને પ્રકાશથી ભરી દીધો હોય, હજુ પણ અંધારૂં બાકી છે. તે છુપાયેલું છે દેશી રાજ્યોની ગુફાઓમાં, પુંજીવાદી મગજવાળાની સાંપ્રદાયિક યોજનાઓમાં; આપણી લશ્કરી મગજવાળી પેઢીઓના અક્કડ સ્નાયુઓમાં. અંધારૂં હમણાં સાપ બનીને દરમાં પેઠું છે. અંધારાએ પડદા પાછળ રહી નાચ શરૂ કર્યો છે. બાપુ, તમે ક્યાં છો ?

કદાચ મારી વાતોથી તેમને કંટાળો આવવા લાગ્યો. પરંતુ તેઓ ફરીથી પહેલાની માફક વહાલથી પીઠ પર થપ્પડ મારીને ખડખડાટ-હસી પડ્યા તેજ દાંત વગરનું, બાળકના જેવું હાસ્ય. એક ચિઠ્ઠી ઉપર વાંકાચૂંકા અક્ષરોમાં લખીને મને આપ્યુ " આજ મારો મૌનવાર છે.
અરે, આ કેવું મહાન મૌન છે !

( હિંદી ઉપરથી ) જોઈતારામ પુંજીરામ મહેતા

# મનોમંથન અને માર્ગદર્શન

દરેક યુવાનને તેના શિક્ષણ અને સંસ્કાર પ્રમાણે હૃદયમાં એકવાર જબરજસ્ત મનોમંથન ઉદ્‌ભવે છે, અને પોતાની જીવનદિશા નક્કી કરવા તે મથે છે. મહાભારતના યુદ્ધમાં અર્જુનને જ્યારે વિષાદ–મોહ થઇ આવ્યો ત્યારે શ્રીકૃષ્ણે 'ગીતા' દ્વારા યોગ્ય ઉપદેશ આપી સાચું કર્તવ્ય ભાન કરાવ્યું. શ્રી કૃષ્ણે ગીતા ગાઇ અને અર્જુને અનુસરી. પૂ. મહાત્મા ગાંધીજીએ ગીતાના પ્રત્યેક શબ્દને સમજી આચરણમાં મૂકી ગીતાના ગૌરવને અનેકગણું વધારી દીધું. દેશ તેમજ વિદેશના વિવિધ ક્ષેત્રો અને સમૂહોમાં સંકટ તેમજ સંક્રાંતિના સમયમાં સત્ય અને શાંતિના પાઠો રજૂ કરી સમસ્ત જગતને સાચું માર્ગદર્શન કરી યુગકાર્ય પૂર્ણ થતાં એ યુગાવતાર ગાંધીજીએ પોતાની જીવનલીલા સંકેલી લીધી આજે આખી દુનિયા એ મહાન પયગંબર પાછળ અશ્રુપાત કરી શ્રદ્ધાંજલિઓ અર્પે છે. પૂ. ગાંધીજીનું જીવન સર્વવ્યાપી છે. એક શેરીના છોકરાથી માંડી ઠેઠ શહેનશાહ સુધી સરખી રીતે–સમભાવથી દરેકને તે સ્પર્શી ચૂકયા છે અને તેમાંજ તેમના 'મહાત્મા' ના બિરુદનું સાફલ્ય છે. આજે તેમની ગુણગાથા ગાવા બેસીએ તો ગ્રંથોના ગ્રંથો ભરાય તો પણ પૂર્ણ ન્યાય ન આપી શકાય. આજે તો આપણી સમક્ષ માત્ર એકજ આદેશ છે અને તે–તેમના જીવનસૂત્રોને આચરણમાં મૂકવાનો આજ તેમનુ સાચું તર્પણ હોઇ શકે.

મારા હૃદયમાં એક સમયે ઉદ્‌ભવેલા મનોમંથનનું પૂ. મહાત્માજીએ જે માર્ગદર્શન કર્યું છે તે હું, અહીં રજૂ કરૂં છું, અને સાથે સાથે જણાવું છું કે તેણે મારા જીવનમાં ખૂબજ મહત્વનો ભાગ ભજવ્યો છે.

સાચા માર્ગદર્શનના અભાવે કેટકેટલા આત્માઓ દુઃખી બની બીજાને પણ દુઃખી કરતા હશે! હૃદયમાં જાગેલા મનોમંથનને સાચું માર્ગદર્શન ન મળે તો તે મારક નીવડે છે.

એલેમ્બિક કૅમિકલ વર્કસ
વડોદરા
તા. ૧૩-૧૨-૪૪, બુધ

પૂ. બાપુજી,

મારી મૂંઝવણ આપના સિવાય બીજા કોની સમક્ષ રજૂ કરી સાચું માર્ગદર્શન પ્રાપ્ત કરી શકું ?

**વિદ્યાર્થીઅવસ્થા**–પુરાણી સંસ્કૃતિનું પ્રતીક શું પાટણ (ઉ. ગૂ.) કદી વીસરી શકાશે નહિ. તેમા આવેલી 'ડૉ. પંડયા અભ્યાસગૃહ' સંસ્થામાં પસાર કરેલું જીવન હજુએ ફરી જીવવા લલચાઉં છું. પૂ. રવિશંકર મહારાજના જીવનમાંથી લીધેલાં સત્યો સંપૂર્ણ રીતે જીવનમાં પહેરવડાવી શક્યો નથી તે ખ્યાલે શરમાઉં છું. ઉજ્જવળ વિદ્યાર્થીઅવસ્થા ઘણી વહેલી વિરામી. કેટલીક અનિવાર્ય મુશ્કેલીઓને અંગે મારે નોકરીનુંજ શરણ શોધવું પડયું–જો કે 'વિદ્યા–અર્થી' તો જીવન ભરજ છું અને રહીશ.

**હાલમાં**–ઊંડાં મનોમંથનોએ મને મૂંઝવી નાખ્યો છે–જો કે તેથી મહાત થયો નથી ભણતો ત્યારથીજ સાહિત્યમાં ઊંડો રસ જે હજુ પણ જીવત છે જો કે તેના સર્વતોમુખી વિકાસ માટે હાલની નોકરી અનુકૂળ નથી. આધ્યાત્મિક વૃત્તિ અને વલણ પણ સતેજ હોઈ વધુ વિકસવા પામ્યાં છે. એટલે અત્યારે એક બાજુ–આ અસાર સંસાર પ્રત્યે સૂગ ચઢે છે અને શ્રી. અરવિંદ ઘોષ અને હિંદની બીજી મહાન સંત વિભૂતિઓના જીવનપાઠો જીવનસાફલ્યાર્થે મને આધ્યાત્મિક વૃત્તિ તરફ દોરે છે અને બીજી બાજુ–દેશનેતાઓનાં જીવન દેશસેવા પ્રતિ ખેંચે છે.

**ચોમેર પ્રતિકૂળ સ્થિતિ**–આમાંથી કોઈ પણ માર્ગનો સંપૂર્ણ સ્વીકાર કરવામાં કુટુંબનિર્વાહની મહાન જવાબદારી નડે છે. મારા માત–પિતાને હું એકજ પુત્ર હોઈ વળી પરિણીત પણ છું. આ પ્રમાણે ચારે બાજુએ પ્રતિકૂળ સ્થિતિની નાગચૂડમાં મારું જીવન જકડાઈ રહ્યું છે અને જીવનનો અંતિમ આદેશ–ધ્યેય નક્કી કરી શકતો નથી. સોનેરી સમય વહી જાય છે આવી સ્થિતિમાં મારે શો રાહ લેવો તેનો સાચો 'શિક્ષાપાઠ' તો આપની પાસેથીજ મેળવી શકું.

હું હૃદયપૂર્વક તેનો અભ્યાસ જીવનમાં ઉતારીશ.

લિ०

વિષ્ણુકુમાર કુબેરલાલ પંડયાના

વંદે માતરમ્

[ પૂ. મહાત્મા ગાંધીજી તરફથી તા. ૧૯-૧૨-૪૪ ના દિવસે મળેલો પ્રત્યુત્તર ]

સેવાગ્રામ

તા. ૧૬-૧૨-૪૪

ભાઈશ્રી,

“........તમે વિવાહિત છો તે ઉપરાંત તમારે માથે કુટુંબની જવાબદારી છે એ સંજોગોમાં તમારે તમારા કુટુંબ પ્રત્યે પૂરા વફાદાર રહેવું જોઈએ. તમે જે નોકરી કરો છો તેમાં ચાલુ રહેતાં ઘણાંય રાષ્ટ્રીય કામો કરી શકો છો. નોકરીનો સમય બાદ કરતાં ‘ રચનાત્મક કાર્યોમાં રસ લો તો ઘણુ કામ થાય. રેંટિયાપ્રચાર, અસ્પૃશ્યતા નિવારણ, ગ્રામઉદ્યોગ વગેરે કામો તમે સહેલાઈથી કરી શકો તેમ છો. વડોદરામાં તો રેંટિયાને તેમજ ગ્રામઉદ્યોગને ખીલવા માટે ઘણીજ અનુકૂળતા છે. ”

બાપુના આશીર્વાદ

---

# આ ગાંડપણનો મને સાક્ષી ન બનાવ
# હે નાથ ! મને ઉઠાવી લે

જો એક સો પચીસ વર્ષ જીવવાની ઉઘાડી રીતે ઉદ્ધતાઈ કરવાની મે હામ બીડી હતી તો આ વિષમ કાળમાં એટલી જ ઉઘાડી રીતે એ ઇચ્છા બદલવાની નમ્રતા મારામાં હોવી જોઈએ. મેં એથી નથી કંઈ વધારે કર્યું કે ઓછુ કર્યું. એની પાછળ ખિન્નતા નહોતી અને નથી. મારી સ્થિતિને બતાવનારો વધારે સારો શબ્દ કદાચ લાચારી હોય. એ લાચાર સ્થિતિમાં આ ક્ષણિક અને દુ:ખી જગતમાથી ઇશ્વર મને ઉઠાવી લે એવો પોકાર હું જરૂર કરૂ છું. હું તેની પાસે માગું છુ કે જે ગાંડપણ આપણામાં અત્યારે પ્રસરી રહ્યુ છે તેનો સાક્ષી મને ન બનાવ; પછી ભલે એ ગાડપણથી ભરેલુ મનુષ્યપ્રાણી પોતાને મુસલમાન, હિંદુ કે બીજા કોઈ પણ ધર્મને અનુસરનારો મનાવવાની ઉદ્ધતાઈ કરે. છતાં મારી અંતિમ માગણી તો એજ છે ને રહેશે કે હે નાથ ! મારી નહિ પણ તારી જ ઇચ્છાનુ સામ્રાજ્ય આ જગતમાં પ્રવર્તો. જો એને મારો ખપ હશે તો કંઈક કાળ લગી તે આ પૃથ્વી ઉપર મને રાખશે. – ગાંધીજી

# બાપુજીનાં દર્શને

## : દર્શનની તાલાવેલી :

મારા અભ્યાસકાળ દરમિયાન મારા જીવનના ઘડનાર સ્વ. મણિભાઈ દવેએ જ્યારે અમદાવાદમાં ભરાયેલી મહાસભાનું હૃબહૂ વર્ણન કર્યું ત્યારથી મને પૂ. બાપુજીનાં દર્શન કરવાની તાલાવેલી જાગી. ડૉ. પંડ્યા અભ્યાસગૃહના વિદ્યાર્થી તરીકે ઉત્કંઠેશ્વર મહાદેવ (ઊંટડિયા મહાદેવ) ના પ્રવાસે ગયો ત્યારે ત્યાંથી પાછા ફરતાં બાપુજીનો આશ્રમ જોવાની મને તક મળી. આશ્રમમાં મુ. કાકા સાહેબ કાલેલકરની મુલાકાત થઈ. તેમણે અમને બધાને પ્રેમપૂર્વક નાસ્તો આપ્યો અને આશ્રમ વિષે બધી માહિતી આપી. તે પ્રસંગે બાપુજી આશ્રમમાં હાજર ન હોવાથી તેમનાં દર્શનનો લાભ ન મળ્યો. ફરી કોઈ વાર બાપુજીનાં દર્શન તો જરૂર કરવાંજ એવો નિશ્ચય કરી ઘેર પાછો ફર્યો.

## : પ્રથમ દર્શન :

ઈ સ. ૧૯૨૫ માં દક્ષિણામૂર્તિ બાલઅધ્યાપનમંદિરનો અભ્યાસ કરવા હું ભાવનગર ગયો. પૂ. ગુરુશ્રી ગિજુભાઈ સાથે ગાળેલું એ એક વર્ષ મારા જીવનમાં ખૂબ કીંમતી થઈ પડયું. ગિજુભાઈએ પોતાના વ્યાખ્યાનના અંતે એક દિવસ કહ્યું 'વઢવાણમાં બાલમંદિર ખુલ્લું મૂકવા માટે પૂ. બાપુજી આવે છે. જેને વઢવાણ આવવુ હોય તે તૈયાર થજો.' મેં સૌથી પહેલું નામ લખાવ્યું. મને થયું 'મારી ઘણા વખતની ઈચ્છા હવે પાર પડશે. બાપુજીનાં દર્શન આ વખત તો જરૂર થશેજ '

બીજે દિવસે ગિજુભાઈની સરદારી નીચે અમારી ટુકડી વઢવાણના પ્રવાસે ઉપડી. વઢવાણની રાષ્ટ્રીય શાળામાં આ નવું બાલમંદિર ખુલ્લું મુકાવાનું હતું. ઉદ્ઘાટન વિધિની સભામાં અમે બાપુજીની રાહ જોતા બેઠા હતા. એટલામાં એક મોટર આવી અને તેમાંથી બાપુજી ઉતર્યા કે તરતજ ચારે બાજુ 'મહાત્મા ગાંધીકી જય'ના પોકારો ઊઠયા બાપુજીને માથે રૂમાલ હતો, હાથમાં લાકડી હતી, માત્ર કચ્છોટો હતા અને હસતા હસતા જોશ

ભેર ચાલ્યા આવતા હતા. તેમના આ પ્રથમ દર્શનથી મારા આનંદનો પાર ન રહ્યો.

સભાનું કામકાજ શરૂ થયું. ગામમાંથી આવેલાં કેટલાંક બાળકો પૂ. બાપુજીને સૂતરની આંટી પહેરાવવા એક પછી એક ઊઠવા લાગ્યાં એક બાળકના માથા ઉપરની મેલી ટોપી જોઇ બાપુજીએ હસતાં હસતાં તેની ટોપી લઈ લીધી અને ગિજુભાઇને ટકોર કરી 'ગિજુભાઇ આવી ટોપી ચાલે?' ગિજુભાઈએ બાળકને કહ્યું 'ભાઇ, આના કરતાં તો ટોપી નજ પહેરીએ એ વધારે સારૂં.' બાપુજીના આ વિનોદથી આખી સભા ખડખડાટ હસી પડી.

રાત્રે વઢવાણ શહેરની વચ્ચોવચ્ચ આવેલા મેદાનમાં જાહેર સભા થઇ. પૂ. બાપુજી પ્રવચન કરે અને મહાદેવભાઇ તકલી કાંતતાં કાંતતાં ધ્યાનપૂર્વક સાંભળ્યા કરે. બીજે દિવસે છાપાંમાં અક્ષરશઃ એ ભાષણ પ્રસિદ્ધ થયું ગુરુ–શિષ્યની એ જોડીનાં દર્શન પામી હું કૃતાર્થ થયો.

**: બાપુના આશીર્વાદઃ–તમારી પ્રવૃત્તિઓ સુંદર છે, ચાલુ રાખજો. :**

ઇ. સ. ૧૯૨૬ ની સાલ હતી. હું પાટણના ખાદીભંડાર માટે ખાદી ખરીદવા અમદાવાદ ગયો. ત્યાંથી બીજે દિવસે સવારે આશ્રમમાં ગયો. આશ્રમમાં બાપુજીના નિવાસસ્થાને પ્રાર્થના ચાલુ હતી. પૂ. બાપુજી ધ્યાનમગ્ન થઇ પ્રાર્થનામાં બેઠા હતા. આસપાસ આશ્રમના ભાઇબહેનો પણ પ્રાર્થનામાં તલ્લીન હતાં. વાતાવરણ તદ્દન શાંત હતું પ્રાર્થનાને અંતે બાપુજીએ આરોગ્ય વિષે નાનકડું પ્રવચન કર્યું. કોઇ વૈજ્ઞાનિકની જેમ હાથમાં 'મોડેલ' લઈ ખૂબ ઝીણવટથી સમજાવતા હતા ત્યાર પછી આશ્રમનાં બીમાર દરદીઓને કોઇ ડૉકટર એક પછી એક તપાસે અને તેની ચિકિત્સા કરે તે પ્રમાણે બાપુજી ખાટલે ખાટલે ફરવા લાગ્યા અને દરેકને કંઇને કંઇ ઉપાય બતાવવા લાગ્યા. ત્યાંથી બાપુજી આશ્રમના બગીચામાં ઘૂમવા લાગ્યા મને થયું 'આવી સુંદર તક ક્યારે મળશે!' હું તરતજ બાપુજી પાસે જઇ પહોંચ્યો તેમના ચરણ આગળ ખૂબ પ્રેમપૂર્વક નમી પડ્યો અને બે હાથ જોડી વંદન કરતો તેમની સામે ઊભો રહ્યો. બાપુજીએ પૂછયું 'શું કરો છો?' મેં કહ્યું "પાટણમાં બાલમંદિર ચલાવું છું, અને વિદ્યાર્થીમંડળ દ્વારા નાની નાની પ્રવૃત્તિઓ કરું છું."

'અહીં કેમ આવ્યા હતા ?' 'ખાદીભંડાર માટે ખાદી લેવા આવ્યો છું' 'ખાદીનું કામ પણ કરો છો ? એ મને ખૂબ ગમે છે. આશ્રમની ખાદી પણ થોડી લેજો. **તમારી પ્રવૃત્તિઓ સુંદર છે-ચાલુ રાખજો.**'

ગજવામાંથી પાંચની નોટ કાઢી બાપુને ભેટ આપી હું ફરીથી પગે લાગ્યો. એટલામાં વલ્લભભાઇની મોટર આવી અને બાપુ ચાલ્યા ગયા.

## : વિદ્યાપીઠમાં બાપુજી :

જ્યારે જ્યારે અમદાવાદ જતો ત્યારે આશ્રમની પ્રાર્થનાનો લાભ લેવો ચૂકતો નહિ. વિદ્યાપીઠમાં પણ ઘણી વાર જતો. એક વખત સાબર મતી સ્ટેશનથી હું ચાલીને આશ્રમ જતો હતો. માર્ગમાં મને ઉત્તર હિંદુસ્તાનના એક ખાદીધારી ગૃહસ્થનો સંગાથ થયો. તેઓ બાપુજીને મળવા જતા હતા. તેમની પાસેથી જાણવા મળ્યું કે 'બાપુજી હાલ વિદ્યાપીડમાં છે.'

દાંડીકૂચ પછી બાપુજી આશ્રમમાં આવીને કોઇ વાર ઉતરતા નહિ. કદાચ અમદાવાદનું કામ હોય તો બે ચાર દિવસ વિદ્યાપીઠમાં ગાળતા. હું પેલા ગૃહસ્થ સાથે વિદ્યાપીડમાં ગયો. બાપુજી તે વખતે સ્નાન કરવા ગયા હતા. અમે બન્ને તેમનાં દર્શનની રાહ જોતા ગેલેરીમાં ઊભા રહ્યા. સામેથી બાપુજી નાહીને ખુલ્લા દિલે ઝપાટાબંધ આવતા હતા. તેમને જોતાંજ ફોટા પાડનારા યુવકોએ ટપોટપ ચાંપો દબાવા માંડી. બાપુજી કાંઇ ફોટો પડાવવા થોડાજ ઊભા રહેવાના હતા ! તે તો ઉપર આવી પહોંચ્યા. મારી સાથેના ગૃહસ્થને જોઇ બાપુજી હસી પડ્યા અને પૂછ્યું. "તમારા ભાઇને લઇ જવા આવ્યા છો ?" પેલા ગૃહસ્થે કહ્યું 'ના, જી, આપને મળવા આવ્યો છું." તે ગૃહસ્થના ભાઈ 'નવજીવન 'માં કામ કરતા હતા.

બાપુજી એક ઓરડામાં ગયા. હું પણ પેલા ગૃહસ્થની સાથે સાથે ત્યાં ગયો. ગાદી તકિયાની બેઠક હતી. આગળ ઢળતું નાનું ટેબલ હતું. બાપુજી ઠીકરાની અને વાંસની સળીની બનાવેલી તકલીથી સુંદર રીતે કાંતતા હતા. એટલામાં પૂ. કસ્તુરબા યરવડા જેલમાંથી ભેટ મેળવેલા તાંસળામાં દૂધ લઇને ત્યાં આવ્યાં. પછી તો બાપુજી ટપાલના કામમાં એટલા બધા ગુંથાઇ ગયા કે ત્યાં ઝાઝો સમય બેમનું મને ચોગ્ય લાગ્યું નહિ. તેમને વંદન કરી હું ત્યાંથી ચાલતો થયો.

: વિઠ્ઠલ કન્યા વિદ્યાલયની ઉદ્ઘાટનવિધિ :

છાપાંમાં વાંચ્યુ કે નડિયાદમા વિઠ્ઠલ કન્યા વિદ્યાલય શ્રી. જમનાલાલ બજાજના શુભ હસ્તે ખુલ્લું મૂકાય છે. અને આ પ્રસંગે પૂ. બાપુજી વર્ધાથી ખાસ આવવાના છે. છાપુ વાંચ્યુ કે તરતજ હુ અહીંથી ગાડીએ બેઠો. નડિયાદ રાત્રે ૧૦ વાગે પહોંચ્યો. ત્યાંથી પૂછતો પૂછતો વિઠ્ઠલ કન્યા વિદ્યાલયમાં ગયો. ત્યાં સભાસ્થાન માટે જંગી મંડપ બંધાઈ રહ્યો હતો. ઑફિસમાંજ મે ધામા નાખ્યા. સવારે ૪ વાગે મંડપ શણગારવાનું કાર્ય શરૂ થયું. હુ તેમાં કામે લાગી ગયો. પછી તો મને કન્યાવિદ્યાલય તરફથી રિપોર્ટર તરીકે બેસવાનું કહેવામાં આવ્યું. મેં તે કામ હર્ષપૂર્વક સ્વીકારી લીધુ. સવારના ૮ ના ટકોરે હજારો માનવોથી મંડપ ખીચોખીચ ભરાઇ ગયો. પૂ. બાપુજી, સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાન અને જમનાલાલ બજાજ આવતાં લોકોએ જયનાદોથી તેમને વધાવી લીધા.

રિપોર્ટ લેતાં લેતાં પણ મારી નજર તો બન્ને ગાંધી તરફ જ હતી. તેમનાં દર્શન કરીને હું પાવન થતો હતો. સભાનું કામકાજ પૂરૂં થતાં મેં મારો રિપોર્ટ તૈયાર કર્યો. મારા પિતાતુલ્ય પૂ. રવિશંકર મહારાજને હુ મળ્યો અને તેમને મારો તૈયાર કરેલો રિપોર્ટ બતાવ્યો. તેઓ મને પૂ. દરબારશ્રી ગોપાળદાસ પાસે લઇ ગયા. તેમણે કહ્યું ' ચાલો, મહાદેવભાઇને જ આ રિપોર્ટ બતાવી લઇએ. ' અમે ત્રણે જણ ત્યાંથી મોટરમાં બેસી ખેડા જિલ્લા સમિતિની ઑફિસે ગયા. ત્યાં ગયા ત્યારે પૂ. બાપુજી, મહાદેવભાઇ, ભુલાભાઇ દેસાઇ, સરદાર વલ્લભભાઈ સૌ સ્ટેશને આવવા નીકળતા હતા. આગળ બાપુજીની મોટર અને પાછળ અમારી એમ અમે પણ સ્ટેશને આવ્યા. આખી ગાડી ફરી વળ્યા પણ બાપુજી માટે ખાલી જગા ન મળી ! છેવટે સ્ટેશન માસ્તરે એક ખાનું ખાલી કરાવ્યું તેમાં બાપુજી બેઠા અને તેની જોડેનાજ ડબ્બામાં હુ અને મહાદેવભાઇ બેઠા. મારો આખોયે રિપોર્ટ સ્વ. મહાદેવભાઇ વાંચી ગયા, જ્યાં સુધારો કરવા જેવો હતો ત્યાં કરી આપ્યો અને પછી તો અમદાવાદ આવ્યુ ત્યાં સુધી મહાદેવભાઈ સાથે વાતચીત કરવાનો લાભ મળ્યો. અમદાવાદ સ્ટેશને પૂ. બાપુજીની મંડળી ઉતરી પડી. બાપુજી જ્યાં સુધી દેખાયા ત્યાં સુધી વંદન કરતો હું ત્યાંજ ઊભો રહ્યો. પછી તૈયાર કરેલો રિપોર્ટ ટપાલમાં નાખી હું અમદાવાદ શહેરમાં ગયો

: બારડોલીમાં બાપુજી :

" પૂ. બાપુજી સાથે અમુક સમય રહેવાનું મળે તો કેવું સારું ! વર્ધા-આશ્રમમાં થોડો વખત રહી આવું તો મનને શાંતિ થાય." આવા આવા વિચારો મનમાં આવતા હતા એટલામાં સાંભળ્યું કે બાપુજી એક માસ માટે આરામ લેવા બારડોલી આવ્યા છે. હું અહીંથી વડોદરા ગયો ત્યાં સરદાર વલ્લભભાઈનું જાહેર સ્વાગત થવાનું હતું. સરદાર વલ્લભભાઈને માન આપવા એકઠી થયેલી માનવમેદની, મોખરે રાષ્ટ્રધ્વજ અને નિશાન ડંકાવાળું જંગી સરઘસ અને પાછીથી વિરોધીઓએ કરેલું તોફાન એ બધું જોઈ હું ત્યાંથી બારડોલી ગયો. પૂ રવિશંકર મહારાજે મને કહેલું કે 'તમે આવશો એ પ્રસંગે હું બારડોલી હોઈશ.' બારડોલી સ્વરાજ આશ્રમમાં જઈ તપાસ કરી તો મુ. જુગતરામભાઈ મળ્યા. તેમણે કહ્યું 'મહારાજ સરદાર સાથે વડોદરા ગયા છે. તમે ખુશીથી અહીં રહો. કાલે તેઓ અહીં આવી પહોંચશે. તમે આવવાના છો એ વાત તેમણે કરી હતી.'

આશ્રમની વચ્ચોવચ ખૂબ ઊંચે લહેરાતો રાષ્ટ્રધ્વજ, આજુબાજુ નાની નાની ઓરડીઓ, બગીચો, અને એવા સુંદર વાતાવરણમાં આવેલું બાપુજીનું નિવાસસ્થાન જોઈ આપણને એમજ થાય કે અહીં એકાદ માસ ગાળ્યો હોય તો કેવું સારું !

બાપુજી પોતાના મકાનમાં આરામ લેતા હતા. હું જમી પરવારી બારડોલીની વીર પ્રજાનાં દર્શને જઈ આવ્યો. સાંજે સાયંકાળની પ્રાર્થનામાં પૂ. બાપુજી સાથે સેંકડો ગ્રામજનો બેઠાં હતાં હું પણ સૌની સાથે બેસી ગયો. એ પ્રાર્થનાની નિરવ શાંતિ, ધીમા અવાજે બોલાતા શ્લોકો, ધૂન, સુંદર ભાવભર્યું ભજન અને છેલ્લે ઘંટડીના રણકાર જેવું બાપુનું મધુર અવાજે થતું પ્રવચન મને સદાને માટે યાદ રહેશે.

મટાડતો હતો તે બધાયનાં દર્શનનો સુંદર મોકો મળી ગયો. પૂ. બાપુજી સાથે વર્ધા આશ્રમમાં લાંબો સમય ગાળવાની તક ન મળી પરંતુ બારડોલી આશ્રમનું ધમધમતું જીવન જોવા મળ્યું, પ્રાર્થના અને ફરવાના સમયે પૂ. બાપુજીનાં દર્શનનો લહાવો મળ્યો અને જે આશ્રમમાં બાપુજી રહેતા હતા તે આશ્રમમાં ૨૪ કલાક ગાળવાનો લાભ મળ્યો એ બદલ પૂ. રવિશંકર મહારાજનો મનમાં આભાર માનતો હું પાટણ પાછો ફર્યો.

આ ઉપરાંત હરિપુરા મહાસભામાં, અમદાવાદમાં સર ચીનુભાઇ બેરોનેટનું બાવલું ખૂલ્લું મૂક્યું તે પ્રસંગે અને હરિજન ફાળો ઉઘરાવવા બાપુજી મહેસાણા આવ્યા તે ટાણે તેમનાં દર્શનનો લાભ મેળવવા ભાગ્યશાળી થયો હતો.

**: મારી ઉમેદ મારા મનમાંજ રહી :**

સ્વ. મણિભાઇ દવેએ તિલક સ્વરાજ ફંડ વખતે પૂ. બાપુજીને પાટણને આંગણે નોતર્યા હતા પાટણ તેમનાં પગલાથી એક વાર પાવન થયું હતુ. મારી પણ એવી તીવ્ર ઇચ્છા હતી કે તેમને પ્રિય એવા કોઇ કાર્યનું જબ્બર આંદોલન જગાવી પાટણને આંગણે પૂ. બાપુજીને ફરીથી બોલાવવા.

મારા મનમાં હું તો હજુ આવા હવાઈ કિલ્લા ઘડતો હતો ત્યાં એક દિવસ સાંજે ૬ વાગે મારા એક મિત્રે મને સમાચાર આપ્યા 'બાપુજીનું ખૂન થયું!' મેં સાચું ન માન્યું. તરતજ રેડિયો સાંભળવા મિત્રો સાથે બજારમાં દોડી ગયો. રેડિયોનો કરુણ સ્વર કોઇ અશુભ ઘટનાનો ખ્યાલ આપતો હતો છતાં કાઠી છાતી કરી બેઠો. રેડિયો જ્યારે કકળી ઊઠ્યો 'બાપુ ગયા! કોઇ વ્યક્તિએ તેમને ગોળીથી ઠાર કર્યા!!!' ત્યારે મારાથી ન રહેવાયું. એક બાળકની જેમ રડી પડ્યો. મારી આશાના ચૂરેચૂરા થઇ ગયા! મારી પ્રેરણામૂર્તિ, ધ્યાનમૂર્તિ હું ગુમાવી બેઠો! આજે પણ તેમને યાદ કરતાં મારી આંખો અશ્રુભીની થાય છે.

બાપુજીને ફરીથી પાટણ લાવવાની મારી ઇચ્છા અપૂરી રહી. જો કે એ વધુ પડતી તો હતીજ કેમકે પાટણની એટલી તૈયારી નહોતી. છતાં છેલ્લાં ૨૫ વર્ષથી પાટણ વિદ્યાર્થીમંડળ અને પાટણની જનતાના સહકારથી ખાદીપ્રવૃત્તિ કરવાની અને પૂ. બાપુજીની જન્મજયંતી ઉજવવાની મને જે તક મળી છે તે બદલ થોડો ઘણો સંતોષ અનુભવું છું. પૂ. બાપુજીનાં સંસ્મરણો મને સદાને માટે યાદ રહેશે. બાપુને પગલે ચાલવાનું આપણે સદ્ભાગ્ય હો!

નટુભાઈ રાવળ

# ડંકો વાગ્યો રે તારો વિશ્વમાં

ડંકો વાગ્યો રે તારો વિશ્વમાં,
ગાંધીજી બાપુ, ડંકો વાગ્યો રે તારો વિશ્વમાં.

જન્મ લીધો રે વણિક કોમમાં,
કીધાં છે ભડવીર કેરાં કામ રે.... ગાંધીજી બાપુ૦

દુબળી પતળી કાયા એની શોભતી,
ધ્રૂજી ઊઠી અંગરેજી સરકાર રે.... ગાંધીજી બાપુ૦

અંગે લંગોટી બીજુ ના મળે,
રાજા મહારાજા પડે એને પાય રે.... ગાંધીજી બાપુ૦

સત્ય અહિંસા કેરી મૂરતિ,
સ્વાતંત્ર્ય અને ઐકય તણો અવતાર રે.... ગાંધીજી બાપુ૦

આફ્રિકામા જઇ જંગ માંડિયો,
સત્યાગ્રહનો કીધો જયજયકાર રે.... ગાંધીજી બાપુ૦

દીઠો સૈકાઓથી દેશ ઘોરતો,
ઢંઢોળી એમાં પૂરિયા કાંઈ પ્રાણ રે.... ગાંધીજી બાપુ૦

ગોરા ગીધડાં તે દીઠા નાચતાં,
લેતા કાંઇ ભારત માની લાજ રે.... ગાંધીજી બાપુ૦

ભીષ્મપ્રતિજ્ઞા એણે તો લીધી,
સ્વરાજ લઉં કે પાડું મારો દેહ રે.... ગાંધીજી બાપુ૦

એવે બ્રિટિશ સિંહ ઘૂરકીયો,
મૂઆ પડ્યા જે મારી સામે થાય રે.... ગાંધીજી બાપુ૦

પડકાર સામો રે બાપુએ કીધો,
લાવો તમારાં જાલીમોના સૈન્ય રે.... ગાંધીજી બાપુ૦

અહિંસક યુદ્ધ તો એણે આદર્યું,
વિશ્વ આખાની એના સામી મીટ રે.... ગાંધીજી બાપુ૦

જેલો ભરી ને લાઠીઓ ખમી,
ગોળીઓથી કંઇ થઇ ગયા શહીદ રે.... ગાંધીજી બાપુ૦

ઘેરઘેર રેંટિયા રે એણે મોકલ્યા,
પરદેશી કાપડમાં મૂકી આગ રે.... ગાંધીજી બાપુ૦

હરિજનોને હૈડે ચાંપિયા,
પીડિતોની વહારે એ તો ધાય રે.... ગાંધીજી બાપુ૦

હિંદુ-મુસ્લિમ બે એની આંખડી,
એકતા ખાતર આપ્યાં પ્રાણનાં દાન રે.... ગાંધીજી બાપુ૦

હોમ્યું જીવન, હોમી સંપતિ,
હોમ્યાં છે કંઇ પત્ની અને પુત્ર રે.... ગાંધીજી બાપુ૦

અંગ્રેજોને એણે ભગાડિયા,
કીધો કંઇ હિંદને આઝાદ રે.... ગાંધીજી બાપુ૦

લોહીના ટીપા વિના ક્રાંતિ કરી,
સુવર્ણાક્ષરે લખાશે ઇતિહાસ રે.... ગાંધીજી બાપુ૦

પૂર્ણ સ્વરાજ એણે મેળવ્યું,
રામરાજ્યની રહી ગઇ આશ રે.... ગાંધીજી બાપુ૦

ગોડસે ગોઝારો ક્યાંથી જનમીયો ?
લીધા જેણે બાપુ કેરાં પ્રાણ રે.... ગાંધીજી બાપુ૦

ધ્રૂસકે ધ્રૂસકે રે રૂએ હિંદીઓ,
વિશ્વભરમાં વર્ત્યો હાહાકાર રે.... ગાંધીજી બાપુ૦

આઝાદી આવી ને બાપુ તો ગયા !
બાપુની ખોટ કદીયે ન પૂરાય રે... ગાંધીજી બાપુ૦

અમર રહેજો એ પ્રેમળ દીવડો,
અજવાળજો અમ જીવન કેરા પંથ રે.... ગાંધીજી બાપુ૦

'ભક્તજન'

# વિશ્વભરની શ્રદ્ધાંજલિઓ

ગાંધીજીના અવસાનથી મને અને રાણીને સખત આઘાત લાગ્યો છે. હિંદના લોકોને અને માનવજાતિને આ ન પૂરી શકાય એવી ખોટ પડી છે. એમાં અમારી સંપૂર્ણ સહાનુભૂતિ છે. – રાજા છઠ્ઠા જ્યૉર્જ

ગાંધીજી એક મહાન હિંદી નેતાજ નહિ પણ એક આંતરરાષ્ટ્રીય નેતા હતા. તેમના ઉપદેશો અને કાર્યોએ કરોડો મનુષ્યો ઉપર અસર ઉપજાવી હતી. હિંદમાં લોકો તેમના તરફ પૂજ્યભાવથી જુએ છે અને તેમનો પ્રભાવ રાજદ્વારી ક્ષેત્રમાંજ નહિ પણ આધ્યાત્મિક જગતમાં પણ જબરો હતો. એમનું જીવન અને કાર્ય એમનું સૌથી મહાન સ્મારક બની રહેશે. – પ્રેસિડેન્ટ ટ્રુમેન (અમેરિકા)

આજની દુનિયાના ઇતિહાસમાં આ પૂજ્ય પુરુષની નિરર્થક હત્યાથી વધારે અકારૂં કશું બન્યું નથી. સભ્યતા જો ટકી શકવાની હોય તો તેની ઉત્ક્રાંતિમાં સૌ મનુષ્યો કાળે કરીને ગાંધીજીની માન્યતાને અખત્યાર કર્યા વગર રહી શકશે નહિ કે તકરારી મુદ્દાઓના ઉકેલ માટે હિંસાનો સામુદાયિક ઉપયોગ એ તત્વતઃ ખોટો છે એટલુંજ નહિ પણ તે પોતાની અંદર આત્મનાશનાં બીજ ધરાવતો હોય છે ગાંધીજી એવા પયગંબરોમાંના એક હતા કે જેઓ પોતાના જમાનાથી ઘણા આગળ વધેલા હોય છે.

– જનરલ મેક આર્થર (જાપાન)

મહાત્મા ગાંધીના અવસાનના ખબર સાંભળી મારી સરકાર અને મને ભારે આઘાત લાગ્યો છે. તેમના જવાથી હિંદે એક પ્રેરણાદાયક નેતા ગુમાવ્યો છે અને દુનિયાએ એક મહાન શાંતિનો ગુરુ ગુમાવ્યો છે.

– વાંગ શી–ચી (પરદેશમંત્રી, ચીન)

આપણા સમયના એક સૌથી વધુ શોકજનક સમાચાર દુનિયાએ આજે સાંભળ્યા છે. હજી તો થોડા દિવસ પૂર્વે જેણે સદ્ભાવ અને ત્યાગ તે ધિક્કાર અને મહાકાંક્ષાને જીતી શકે એમ દાખવ્યું હતું તે, એક ગાંડા માણસના પ્રહારથી, આપણને છોડી ગયા છે. તેમના પોતાના માણસોજ નહિ પણ જેઓ બંધુતાની લાગણીની શક્યતામાં માને છે તે સૌ એમની પાછળ શોક કરશે. ગાંધીજીએ જાતિ અને ધર્મના ભેદભાવ વગર આપી

માનવજાતિ પ્રત્યેના પ્રેમની દઢતા અને નિષ્ઠાભરી ગૌરવનું દૃષ્ટાંત પૂરૂં પાડયું છે. જે હિંસાનો એ હંમેશાં સામનો કરતા હતા તેનોજ ભોગ બનેલા આ મહાપુરુષના મૃતદેહ આગળ આજ રાતે આખું ફ્રાંસ ઊભું છે એમનું બલિદાન એમના જીવનકાર્યની પતાકા બની રહો. પોતાનું બલિદાન કરનાર તે મહાજનનાં જીવન, કાર્ય અને પ્રકાશ તે માનવજાતિને સદાકાળ ટકે એવી બક્ષિસ છે. – મો. બિદો. (વિદેશમંત્રી, ફ્રાંસ)

મેં કદી ગાંધીજીને જોયા નથી, તેમની ભાષા પણ મને આવડતી નથી, તેમના દેશમાં મેં કદી પગ મૂક્યો નથી અને તેમ છતાં મેં મારૂ પોતાનુંજ કોઈ સ્વજન ગુમાવ્યું હોય એટલો શોક મને થાય છે. આ અસાધારણ માનવીના મૃત્યુથી આખી દુનિયા શોકમાં ગરકાવ થઈ ગઈ છે.
– **મો. લીઓં બ્લુમ** (માજી વડા પ્રધાન, ફ્રાંસ)

ઑસ્ટ્રેલિયાના લોકો અને સરકારે ગાંધીજીના કરુણ અવસાનના સમાચાર ઘણાજ આઘાત અને શોક સાથે સાંભળ્યા. ગાંધીજી ઑસ્ટ્રેલિયામાં માનવતાના ઉપાસક અને શાંતિભર્યા માર્ગો માટે હંમેશાં યાદ રહેશે. અમે હિંદી સરકાર અને લોકો તરફ પૂરેપૂરી સહાનુભૂતિ દર્શાવીએ છીએ.
– **જોસફ ચીફ્લી** (વડા પ્રધાન, ઑસ્ટ્રેલિયા)

ગાંધીજીનું મૃત્યુ આપણી પેઢીને, ચોમેરથી ઘૂંચવાડામાં નાખતા પાશવતાના વાતાવરણના કળશરૂપ છે. – **કાઉન્ટ સ્ફોર્ઝા** (પરદેશમંત્રી, ઈટલી)

હિંદુ–મુસ્લિમ ઐક્ય માટે પ્રયાસ કરતા હતા તે સમયે આ મહાન હિંદી નેતાનું જે અવસાન થયું છે તેનાથી દુનિયાની સાથે ઇજીપ્ત પણ શોકમાં ગરકાવ થઈ ગયું છે. તેઓ દુનિયાના એક મહાન નેતા હતા. કારણકે તેમણે, પોતાના દેશબાંધવોની ઉન્નતિ માટેજ પ્રયાસ કર્યા હતા.
– **નોક્રાશી પાશા** (વડા પ્રધાન, ઇજીપ્ત)

માનવતા સામે ભયંકરમાં ભયંકર ગુનો કરવામાં આવ્યો છે. દુનિયાએ એક મહાન પુરુષ ગુમાવ્યો છે – **આઝમ પાશા** (મંત્રી, આરબ લીગ)

તેના છેલ્લા તબક્કામાં સ્વાતંત્ર્ય માટેની આપણી ઝુંબેશ અને હિંદના સ્વાતંત્ર્યની ઝુંબેશ લગભગ સરખી હતી. અમે લોકો હિંદીઓને એકજ ધ્યેય માટે ઝઝૂમતા ભાઈ સમાન ગણતા અને અમારી વચ્ચે શુભેચ્છાની ભાવના પ્રવર્તતી હતી. હિંદના લોકોને આજે મોટી ખોટ પડી છે અને અમે આમાં તેમની સાથે છીએ. તેમણે એક એવો નેતા ગુમાવ્યો છે

જેણે તેમને આજનું સ્વાતંત્ર્ય અપાવ્યું છે. અમારી પ્રાર્થના છે કે તેમને પ્રિય એવી ભ્રાતૃભાવના તેમના બલિદાનથી હિંદના લોકોમાં ફેલાશે.

– દ'વેલેરા (આયર્લૅંડ)

ગાંધીજીની ખોટ અમારી પોતાની હોય એટલું અમને દુઃખ થાય છે.

– ડૉ. **મહમદ હાટા** (ઉપપ્રમુખ, ઇન્ડોનેશિયન રિપબ્લિક)

હિંદમાંથી આવેલા ભયાનક સમાચાર સાંભળી બ્રહ્મદેશની સરકાર અને પ્રજાને ઘણોજ આઘાત થયો છે. ગાંધીજીના મૃત્યુને અત્રે બ્રહ્મદેશની પણ એક ખોટ ગણવામાં આવે છે, અને આજે બ્રહ્મદેશને માટે પણ એક શોકદિન છે. બધી જાહેર ઑફિસો અને શાળાઓ બંધ છે. આપણી આ સમાન શોકની પળે બ્રહ્મદેશ હિંદના આ મહાન સંત અને નેતાની ન પૂરી શકાય એવી ખોટ તરફ સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવે છે.

– **થાકીન નુ** (વડા પ્રધાન, બ્રહ્મદેશ)

પોતાની પ્રજાનો નેતા– જેને બહારની કોઇ પણ સત્તાનો સહારો નથી; રાજપુરુષ–જેની સફળતા ખટપટ કે આયોજનિક યુક્તિઓ પરના પ્રભુત્વ પર નહિ પણ કેવળ પોતાના વ્યક્તિત્વની સામાને સમજાવી લેતી શક્તિ ઉપર અવલંબે છે; વિજયી યોદ્ધો–જેણે હંમેશાં હિંસાના ઉપયોગને ધુત્કારી કાઢયો છે; પ્રજ્ઞા અને નમ્રતાની મૂર્તિ–જે દૃઢ સંકલ્પ અને અદમ્ય સંગતતાથી સુસજ્જ છે, જેણે પોતાની પ્રજાને ઉદ્ધારવામાં અને એમની દશા સુધારવામાં પોતાની સમગ્ર શક્તિ સમર્પી છે; એક માણસ–જેણે એક સામાન્ય મનુષ્યના ગૌરવ વડે યુરોપની પાશવતાનો સામનો કર્યો છે અને એ રીતે સર્વદા જે ઉત્તરોત્તર ઊંચે ચડ્યો છે. સંભવ છે કે આવતી પેઢીઓ ભાગ્યેજ એ વાત માનશે કે આવો માણસ ખરેખર જીવતા–જાગતા સ્વરૂપે આ ભૂતલ ઉપર વિચર્યો હતો!

– **આઇન્સ્ટાઇન**

ગાંધીજીએ એક આખી પ્રજાને ટટાર ઊભી રહેતી કરી અને તેના વચને એ પ્રજા ટટાર ઊભી. ગાંધીજી જડતત્વ પર આત્મતત્વના વિજયના, હિંસા પર હિંમતના, અને અન્યાય પર ન્યાયના વિજયના પ્રતિનિધિ હતા. હિંદમાં બ્રિટિશ શાસનની રૂઢ પ્રણાલી ચાલુ રહે એ એમણે તદ્દન અશક્ય બનાવી દીધું આ એમનો નાનો સૂનો વિજય નથી. ઇતિહાસની અદાલતમાં હિંદી પ્રજાને નામે તેઓ એક ફરિયાદી તરીકે ઊભા રહ્યા અને જ્યારે એમણે એમની દલીલો પૂરી કરી ત્યારે બીજો કોઇ ચુકાદો શક્ય નહોતો; સ્વાતંત્ર્ય એજ ચુકાદો હતો.

– **પ્રૉ. હેરોલ્ડ લાસ્કી**

અમારે મન ગાંધીજી તે પોતે જેને સાચું માને તેને માટે ઊભા રહેનારા બહાદુર પુરુષોમાંના એક હતા, પૃથ્વી પરના રહ્યા ખડ્યા સંતોમાંના એક હતા. અમે હિંદ માટે ગૌરવ અનુભવીએ છીએ કે ગાંધીજી તેનાં સંતાનોમાંના એક હતા, અને અમને હિંદ માટે દયા ઉપજે છે કે હિંદનાજ એક સંતાને એમને ઠાર કર્યા! ગાંધીજીના મૃત્યુની સંજ્ઞા સાથે સરખાવી શકાય એવો ઇશુના ક્રૂસ-આરોહણ સિવાય કોઇ પ્રસંગ નથી. પોતાના જાતભાઇને હાથે નીપજેલું ગાંધીજીનું મૃત્યુ એ બીજું ક્રૂસારોહણ છે.

— **શ્રીમતી પર્લ બક**

ગૌતમ બુદ્ધ પછીના તે સૌથી મહાન હિંદી અને ઇશુ પછીના દુનિયાના સૌથી મહાન પુરુષ હતા.

— **ડૉ. હોમ્સ**

ખુદ મોત સુદ્ધાં, ગાંધીજીના આત્માને કદી પણ અભિભૂત કરી શકે એમ નથી. તેઓ મુક્તાત્મા છે. મને કોઇ ગળું દબાવીને ગુંગળાવે તો હું મદદ માટે ચીસ પાડી ઊઠું. પણ ગાંધીજીને કોઈ ગુંગળાવે તો મારી ખાતરી છે કે તેઓ ચીસ ન પાડે. ગળું દબાવનારની સામે તેઓ હસે; અને મરવાનું જ આવે તો હસતે મોઢે પ્રાણ છોડે. તેમના સ્વભાવની સરળતા બાળકના જેવી છે. તેમની સત્યનિષ્ઠા અડગ છે. માનવજાતિ પ્રત્યેનો તેમનો પ્રેમ અભાવરૂપ નહિ, પણ ભાવાત્મક છે, ને આક્રમણશીલ છે. જેને ઇશુ ખ્રિસ્તની ભાવના કહેવામાં આવે છે તે તેમનામાં છે. પૂર્વના આત્માને પ્રગટ થવા માટે ગાંધીજી એક સુયોગ્ય પ્રતીકરૂપે મળી ગયા છે. કેમકે તેઓ અતિશય બુલંદ વાણીમાં સિદ્ધ કરી રહ્યા છે કે મનુષ્યમાં સારભૂત વસ્તુ તે તેનો આત્મા છે.

— **રવીન્દ્રનાથ ઠાકુર**

હું એટલું તો કહીશ કે જે જ્યોતિ આપણને સ્વતંત્રતા સુધી લઇ આવી છે, જો કે હજી એકતા સુધી તો નહિ, તે જ્યોતિ હજી પણ જલી રહી છે અને તેનો વિજય થશે ત્યાં સુધી તે ઉત્તરોત્તર જલતીજ રહેશે. હું દૃઢતાપૂર્વક માનું છું કે આ રાષ્ટ્ર માટે અને લોકો માટે એક મહાન અને અખંડિત રૂપનું ભાવિ નિર્માયેલું છે. જે શક્તિએ આપણને આટલી બધી યાતનાઓ અને સંઘર્ષોમાંથી પસાર કરાવીને સ્વતંત્રતા સુધી પહોંચાડયા છે તે શક્તિ, સંગ્રામમાં સૂતેલા નેતાના મનમાં તેમના કરુણ અંત સમયે એકતાનું જે ધ્યેય તીવ્રપણે રમી રહ્યું હતું તે ધ્યેય પણ સિદ્ધ કરી આપશેજ. તેમ કરતાં પછી આપણે ભલે ગમે તેટલી મુસીબતો કે સંઘર્ષોમાંથી પસાર થવું પડે એ શક્તિએ આપણને સ્વતંત્રતા મેળવી આપી છે,

ઇતિહાસના પાને નોંધાયેલી કોઈ પણ જીવંત વ્યક્તિ કરતાં તેઓ તેમના જીવન દરમિયાન જ ખૂબ પ્રેમ સંપાદન કરી શક્યા હતા. તેમના બાળકો થઈને આપણે તેમની પ્રશંસા કેવી રીતે કરી શકીએ? આપણે તેમનાં દૈહિક બાળકો કરતાં વધુ નિકટનાં બાળકો છીએ, કારણકે ઓછાવત્તા અંશે આપણે સૌ તેમનીજ ભાવનાનાં સંતાનો છીએ. તેમની યશોગાથા, પૂરી થઈ છે અને આપણને હૂંફ આપતો તેમજ આપણા જીવન અજવાળતો સૂર્ય આથમી ગયો છે, અને આપણે અંધકાર તથા ટાઢીમા ધ્રૂજીએ છીએ. પરંતુ આ બધાં વર્ષો દરમિયાન આપણે જોયેલી યશગાથાએ, દૈવી શક્તિ ધરાવતા એ પુરુષે આપણને પણ પલટી નાખ્યા છે—અને આપણે જે કંઈ છીએ તે આ વરસો દરમિયાન તેમણે આપણને ઘડ્યા તેનું ફળ છે.

– પંડિત જવાહરલાલ નેહરૂ

હિંદના સ્વાતંત્ર્યનો સંગ્રામ એટલે ગાંધીજીનું સમસ્ત જીવનચરિત્ર મારૂં પોતાનું જીવન ગાંધીજી સાથે ગાઢ રીતે સંકળાયેલું હતું ગાંધીજી હિંદમાં જન્મ્યા ન હોત તો બનાવો કેવું સ્વરૂપ લેત એ કહેવું મુશ્કેલ છે. ગાંધીજી હિંદમાં જન્મ્યા ન હોત તો હિંદને કદાચ અત્યાર સુધી આઝાદી મળીજ ન હોત. એ સત્યનો ફિરસ્તો પગલે પગલે હિંદની પ્રજાને આઝાદીની મંઝીલ ભણી દોરી ગયો, અને કૂચ પૂરી થઈ કે તરતજ આપણામાંના એકે તેમનો જાન લીધો! ગાંધીજી જેવી વિભૂતિનું ખૂન કરી શકાય તો પછી દેશમાં બીજા ભયંકર બનાવોની ધારણા કેમ ન રાખી શકાય?

– સરદાર વલ્લભભાઈ પટેલ

એ નાનકડો માનવ બધાનો મિત્ર હતો હિંમતવાન હતો અને સેંકડો સૈનિકોને યુદ્ધભૂમિમાં લઈ ગયો હતો. પોતાના દેશને પરદેશીઓની ધૂંસરીમાંથી મુક્ત કરનાર અને તેને સ્વાતંત્ર્ય અને ધ્વજ અપાવનાર મહાન ક્રાંતિકારીનું દિલ્હી એક કેન્દ્ર અને પવિત્ર ધામ બની ગયું છે.

– શ્રીમતી સરોજિની નાયડુ

પ્રકાશ આ દુનિયામાંથી અલોપ થયો છે. સૌ કરતાયે મોટો અવાજ હવે હંમેશને માટે શાંત પડ્યો છે. એક બુદ્ધિહીન પાગલે આપણી સહુથી મૂલ્યવાન વસ્તુ આપણી પાસેથી ઝૂંટવી લીધી છે. ઇશ્વર આ અણધાર્યા દુઃખના-સમયે હિંદને મદદ કરો.

– ચક્રવર્તી રાજગોપાલાચારી

આ અંધકારભર્યા દિવસોમાં આપણને મદદ કરી શકે તેવા તેઓજ એક માત્ર પ્રકાશનું કિરણ હતા. હું આશા રાખું છું કે પ્રેમ, સત્ય અને અહિંસાની તેમની ભાવના આપણને દોરશે.

– ખાન અબ્દુલ ગફારખાન

આ કરુણ બનાવથી હું તો આભોજ બની ગયો છું. હિંદી એકતા ખાતર સૌથી ઉમદા, સૌથી મહાન નેતા અને રાષ્ટ્રપિતાએ પોતાની જાતની કુરબાની આપી છે. – સર તેજબહાદુર સપ્રૂ

આપણા દેશ અને સમગ્ર જગતને પ્રકાશિત કરનાર જ્યોત બુઝાઇ ગઇ છે. ખૂનીની ગોળીએ મહાત્માજીના શરીરનેજ નહિ, પણ હિંદુધર્મના હૃદયનેજ વીંધી નાખ્યું છે. – ડૉ. શ્યામપ્રસાદ મુખર્જી

મને લાગે છે કે દુનિયા રસાતાળ ગઇ છે પીડિતોના દુઃખ હળવા કરે એવું હવે કોઇ પણ રહ્યું છે? મુશ્કેલીઓ વખતે અમે એમનીજ પાસે માર્ગદર્શન માટે દોડી જતા હતા. અને એમણે અમને કદી નિરાશ નથી, કર્યા. ઓ હિંદ! રડી ઊઠ, રડી ઊઠ; તારૂં હૃદય ફાટી જાય એવું આક્રંદ કરી લે. – સુહરાવર્દી

દુનિયાભરમાથી જે અંજલિઓ બાપુને મળી, તેવી આજ સુધીના કોઈ પણ મહાપુરુષને તેમના જીવિતકાળ દરમિયાન કે દેહાત પછી વ્રુત મળી નથી. કેટલાયને એ અનાથના નાથ જેવા હતા. કેટલાયને બાપુ એકજ શરીરે મા અને બાપ બન્ને હતા.

બાપુના સ્નેહીજનો પોતાની ખરી શાંતિ બાપુ પાછળ ઝૂરીઝૂરીને જીવન પૂરૂં કરવામા ન માની શકે, તથા એમની પૂજા આરતી કરવા-વધારવામા પણ ન માની શકે. પણ બાપુની જેમજ કોઇને કોઈ દુઃખ-ગ્રસ્ત જીવને છાતીએ વળગાડી, પીડાયેલાના મિત્ર બની, ન્યાય અને સત્ય માટે એકલે હાથે પણ સત્ય–અહિંસાપૂર્વક ઝઝૂમી, પોતાનું જીવન ગાળીને મેળવી શકે. હવે આપણે કોઇએ શોકના સગ્રહનેજ ધર્મ કરી ન મૂકવો અને ખેદનો નિઃશ્વાસ નાખવો એજ કાર્યક્રમ ન થવા દેવો. પણ સૌએ બાપુના પ્રજાવિધાયક જનસેવાના કામો પર ચડી જવું.

– કિશોરલાલ મશરૂવાળા

# મુજ જીવનપંથ ઉજાળ

[આફ્રિકામાં પોતાનાજ દેશબાંધવના હાથે ઘાયલ થયેલા ગાંધીજી એક પાદરીના ઘરમાં સૂતા છે. પાદરીની દીકરી પોતાના સુમધુર કંઠથી આ ભજન તેમને ગાઇ સંભળાવે છે. ભજનની કડીએ કડીએ અપાર વેદના વચ્ચે પણ બાપુજી પ્રસન્નતા અનુભવે છે આજે પૂ બાપુજી આપણી વચ્ચે નથી છતાં, તેમનો અમર આત્મા આપણો જીવન પંથ ઉજાળે એમ ઇચ્છીએ.]

પ્રેમળ જ્યોતિ તારો દાખવી
મુજ જીવનપંથ ઉજાળ.

દૂર પડ્યો, નિજ ધામથી હું ને ઘેરે ઘન અંધાર,
માર્ગ સુઝે નવ ઘોર રજનીમાં, નિજ શિશુને સંભાળ,
મારો જીવનપંથ ઉજાળ. ... ...૧

ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ, દૂર નજર છો ન જાય,
દૂર માર્ગ જોવા લોભ લગીર ન, એક ડગલું બસ થાય,
મારે એક ડગલું બસ થાય. ... ...૨

આજ લગી રહ્યો ગર્વમાં હું ને માગી મદદ ન લગાર,
આપબળે માર્ગ જોઇને ચાલવા હામ ધરી મૂઢ બાળ,
હવે માગું તુજ આધાર. ... ...૩

ભભકભર્યા તેજથી હું લોભાયો, ને ભય છતાં ધર્યો ગર્વ,
વીત્યાં વર્ષોને લોપ સ્મરણથી સ્ખલન થયાં જે સર્વ,
મારે આજ થકી નવું પર્વ. ... ...૪

તારા પ્રભાવે નિભાવ્યો મને પ્રભુ આજ લગી પ્રેમભેર,
નિશ્ચે મને તે સ્થિર પગલેથી ચલવી પહોંચાડશે ઘેર,
દાખવી પ્રેમળ જ્યોતિની સેર. ... ...૫

કર્દમભૂમિ કળણભરેલી, ને ગિરિવર કેરી કરાડ,
ધસમસતા જળ કેરા પ્રવાહો, સર્વ વટાવી કૃપાળ,
મને પહોંચાડશે નિજ દ્વાર. ... ...૬

રજની જશે ને પ્રભાત ઉજળશે, ને સ્મિત કરશે પ્રમાળ,
દિવ્યગણોનાં વદન મનોહર મારે હૃદય વસ્યાં ચિરકાળ,
જે મેં ખોયાં હતાં ક્ષણ વાર. ... ...૭